# હિન્દ અને બ્રિટાનિયા

તથા

## રાજભક્તિ વિડમ્બન

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ



જન્મ સુરતમાં
ઇ. સ. ૨૩ મી આગષ્ટ
૧૮૫૪

અવસાન મુંબઈમાં
ઇ. સ. ૫ મી ડીસેમ્બર
૧૯૧૨

# HIND AND BRITANIA

AND

# Raj-bhakti Vidamban (A DRAMA)

( POLITICAL PICTURES )

BY

**ITCHARAM SURYARAM DESAI**

EDITOR OF THE "GUJARATI" AUTHOR OF "CHANDRAKANT" ETC

*The most beautiful possession which a country can have is a noble and rich man, who loves virtue and knowledge, who without being feeble or fanatical is pious, and who without being factious is firm and independent; who, in his political life, is an equitable mediator between king and people; and in his civil life, a firm promoter of all which can shed lustre upon his country or promote the peace and order of the world*

*Rev SYDNEY SMITH.*

REVISED FOURTH EDITION

THE "GUJARATI" PRINTING PRESS.

Sassoon Buildings, Circle, Fort.

BOMBAY,

1925

# હિન્દ અને બ્રિટાનિયા

અને

# રાજભક્તિ વિડમ્બન

## (એક રાજકીય ચિત્ર)


કર્તા

**ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ,**

"ગુજરાતી"ના અધિપતિ, "ચન્દ્રકાન્ત"ના કર્તા વિગેરે.


ઉદાર વૃત્તિનો અને સંપત્તિવાન્ પુરૂષ જે સદ્ગુણ અને જ્ઞાનનો અભિલાષી હોય, જે શક્તિમાન્ અથવા ધર્માંધ હોઇને પવિત્ર હોય, તેમજ પક્ષપાતી ન હોઇને દૃઢ વિચારનો અને સ્વતંત્ર હોય, વળી જે પોતાના રાજ્યકારભારમાં રાજા અને પ્રજા વચ્ચે એક ઉદાસીન મધ્યસ્થ હોય અને સંસારવ્યવહારમાં જેથી તેના દેશને શોભા પ્રાપ્ત થાય અથવા જેના યોગે જગતમાં શાંતિ અને વ્યવસ્થા-પૂર્વક નિયમોની વૃદ્ધિ થાય એવાં સર્વ સાધનોની દૃઢતાથી વૃદ્ધિ કરનાર એવો જે મહાત્મા, તે દેશની એક સર્વોત્તમ મિલકત છે એમ જાણવું.

રેવરંડ સિડની સ્મિથ.

**સુધારેલી ચોથી આવૃત્તિ**


"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ,

મુંબઈ

ઇ. સ. ૧૯૨૫ સંવત્ ૧૯૮૨

TO

THE MOST NOBLE

**GEORGE FREDERICK SAMUEL,**

***MARQUIS OF RIPON***

K G, P C, G M S I,

VICEROY AND GOVERNOR-GENERAL OF INDIA

1880–84

THIS

FIRST POLITICAL NOVEL IN GUJARATI

IS

MOST RESPECTFULLY

DEDICATED

BY THE AUTHOR

IN COMMEMORATION OF HIS

ILLUSTRIOUS REIGN

નેકનામ ખુદાવિંદ

**જ્યોર્જ ફ્રેડરિક સામ્યુઍલ**

**મારક્વિસ ઑફ રીપન**

કે. જી., પી. સી., જી. એમ. એસ. આઇ.,

તે

ભરતખંડના

માજી વૈસરાય અને ગવરનર જનરલ–

૧૮૮૦–૮૪ ના–

ને

આ

ગુજરાતી ભાષાની

સહુથી પેહેલી રાજકીય કાદંબરી તેની પ્રતાપવંતી

રાજ્યકારકીર્દીનાં સ્મરણાર્થે

પરમ આદરપૂર્વક

અર્પણ કરૂં છું.

રત્નોમાં જેમ કોહિનૂર, તેમ રાજ્યોમાં ભરતખંડ

સર ચાર્લ્સ નેપિયર

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ,

મુંબઈ.

# પ્રકાશકનું નિવેદન



"હિન્દ અને બ્રિટાનિયા" નામની મારા પૂજ્ય પિતાશ્રીની લખેલી રાજકીય કાદંબરીની ચોથી આવૃત્તિ આજે પ્રકટ કરતાં અને લોકો આગળ ફરી એકવાર રજુ કરતાં ઘણો આનંદ થાય છે. આ પુસ્તકની ત્રણ આવૃત્તિઓ તેમના જીવનકાળમાં થઈ ગઈ હતી, અને પુસ્તક ઘણું લોકપ્રિય થઈ પડ્યું હતું. તેની સુધારેલી વધારેલી એક આવૃત્તિ કાઢવાની સદ્‌ગત પિતાશ્રીની ઇચ્છા હતી, પણ ઉત્તર વયમાં સમયના અભાવે અને હસ્ત કંપના રોગને લીધે તેઓ પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકયા નહોતા. ઈ. સ. ૧૯૧૧ અને ૧૯૧૨ માં જ્યારે તેમની પ્રકૃતિ અસ્વસ્થ રહેવાથી મોટે ભાગે તેઓ ઘરમાં રહેતા હતા, ત્યારે તેમણે પોતાના જીવન સંબંધી કેટલીક નોંધો લખાવવા માંડી હતી, અને તેમાં "સુરત રાયટ" કેસનો ઇતિહાસ તેમણે "ગુજરાતી" પત્રમાં પ્રકટ પણ કર્યો હતો. તે પછી તેમણે સાહિત્ય પ્રવૃત્તિ ધીમે ધીમે ક્યારથી અને કેમ શરૂ કરવા માંડી તે વિષય થોડો ચર્ચ્યો હતો. આ વિષય પૂજ્યશ્રી લખાવતા હતા ત્યારે મેં કુતૂહલતાપૂર્વક નમ્રભાવે પ્રશ્નો કર્યો હતા કે "'હિન્દ અને બ્રિટાનિયા'ની એક નવી આવૃત્તિ કાઢવામાં આવે અને તેમાં તે સમયનું તથા કોન્ગ્રેસ સ્થપાઈ તે સમયના રાજકીય વાતાવરણનું ચિત્ર આપવામાં આવે તો ઘણું સારૂં થાય." ત્યારે તેમણે કહેલું કે, "મારો તેવો વિચાર છે. અને મારા પૂજ્ય ગુરૂશ્રી નવલરામભાઇએ જે ટીકા એ સંબંધમાં કરી છે તે ધ્યાનમાં રાખીને "હિન્દ અને બ્રિટાનિયા"માં સ્વતંત્રતા દેવીના મુખમાં જે લંબાણ ભાષણ મુકવામાં આવ્યું છે, તે તોડીને વાદવિવાદ તરીકે કેટલાક પ્રશ્નોત્તર મૂકીને વિષય વિશેષ રસાળો કરવો છે, અને તેમાં કેટલીક ટીકાઓ પણ ઉમેરવી છે, અને પુસ્તક સુંદર રૂપમાં બહાર પાડવું છે." મેં કહ્યું કે "આ પુસ્તક લખવામાં આધાર તરીકે જે જે પુસ્તકો લેવામાં આવ્યાં હોય તે સર્વ પરિશિષ્ટમાં જણાવવા અને લખવા માટે પ્રેરણા શી રીતે થઈ તે પણ જણાવવી, કે જેથી કરીને તમારા આરંભના જીવનકાળનો ઇતિહાસ સચવાઈ રહે." તેમણે જણાવ્યું કે "સુરતમાં રાયટ કેસ થયા પછી હું મુંબઈ આવ્યો, અને ત્યાં કવિ નર્મદાશંકરના સમાગમમાં વિશેષ આવતો. કવિને ત્યાં સાહિત્યની તેમ જ રાજકીય વિષયની પણ સર્વ ચર્ચા થતી, અને તેમાં કવિએ જગતનો ઇતિહાસ લખ્યા

પછી અને ૧૮૮૦ માં ફ્રાન્સ અને જર્મની વચ્ચે લડાઈ જાગ્યા પછી તેઓ રાજકીય વિષયમાં ઘણો રસ લેતા, અને તે વખતે લોર્ડ લીટનની કારકીર્દી લોકોમાં ઘણી અપયશી નીવડી હતી, અને દેશી તેમ જ એંગ્લો ઇન્ડીયન છાપાઓમાં ખૂબ જોસભેર ચર્ચાઓ સામસામી ચાલતી અને બન્ને પક્ષોના ગુણ દોષો બહુ બહાર પાડવામાં આવતા. આ સર્વ મારા વાંચવામાં આવેલું અને મને પણ તેમાં રસ પડતો અને એ સંબંધમાં કંઈ લખવાનો વિચાર થયેલો. એ અરસામાં કવિ નર્મદાશંકરને ત્યાં સ્વદેશાભિમાની શૂરવીર સ્વ. મીરઝાં મુરાદઅલ્લી બેગ ગાયકવાડી આવતા હતા. તેઓએ લશ્કરમાં ઉંચો ઓદ્ધો ભોગવેલો અને ૧૮૫૭ નો બળવો જોયેલો, તથા તેઓ તેનાં કાર્ય કારણ સંબંધ જાણતા હતા. તેમણે આવો જ એક વિષય લખવા માંડેલો, પણ તે અધુરો રહેલો. વાતચિતના પ્રસંગમાં તેમણે પોતાનું એક અપૂર્ણ પુસ્તક મને આપ્યું અને તેનો ઠીક લાગે તો ઉપયોગ કરવાની સૂચના આપી. પુસ્તકનું નામ તેમણે On The Mountain Top or The Re concialiation of Hind and Britannia રાખેલું હતું. કવિ નર્મદાશંકરને પણ આ વિચાર ગમ્યો. અને ત્યારથી એટલે ૧૮૭૮-૮૦ થી આ વિષયનાં ટાંચણો કરવા માંડેલાં, પણ તે પૂરાં થયાં નહિ, અને લોર્ડ રીપન વાઇસરોય તરીકે હિન્દનો રાજકારભાર ચલાવી યશસ્વી અને લોકપ્રિય બની જવા નીકળ્યા ત્યારે મેં પુસ્તક પૂર્ણ કરી દીધું. પુસ્તકનુ પ્રથમ નામ તો મૂળ સૂચના પ્રમાણે 'હિન્દ અને બ્રિટાનિયા વચ્ચે સમજુતી' એવું રાખવું એવો વિચાર હતો, પણ એ રીતે પુસ્તકના ગર્ભમાં રહેલું રહસ્ય પ્રકટ કરી ન દેતાં લોકોની વાંચવાની કુતૂહલતા વિશેષ પ્રદીપ્ત રહે તેટલા માટે લાંબુ નામ નહિ રાખતાં કેવળ 'હિન્દ અને બ્રિટાનિયા' એ નામ રાખીને ૧૮૮૫ માં પુસ્તકરૂપે પ્રકટ કર્યું. તે પછી બે આવૃત્તિઓ થઈ, તેમાં વિશેષ સ્પષ્ટતા માટે કેટલીક અસલ નોટો ઉમેરી છે, કેટલીક કાઢી પણ નાંખી છે. તે બધી નવી આવૃત્તિમાં એકત્ર કરીને છાપવા જેવી છે. તે નવી આવૃત્તિ વખતે આપણે કરીશું."

આ વખતે તેમણે આરંભમાં આ પુસ્તકના લખેલા પાનાની એક ફાટલી તુટલી ચોપડી મને રાખવા આપી હતી. તે મારી પાસે આજ સુધી છે અને તેમાંથી બે પાનાનાં છાયા ચિત્રો અને તેમના હસ્તાક્ષરના નમુના આ પુસ્તકમાં આપ્યા છે. એમાં એક વાત તરફ વાંચનારનું ધ્યાન ખેંચું છુ. અમે દેશાઇ કહેવાયા તે પહેલાં અમારા કુટુંબની અટક 'નિમકસારી'ની હતી, અને તેજ અટકથી અમારા પિતા અને અમારૂં કુટુંબ ઓળખાતું હતું. અંગ્રેજ સરકારે તોડી નાંખેલા ધંધાઓમાં મીઠું-નિમકનો પણ ધંધો છે, અને અમારી સુરત જીલ્લાની Cllector Of Salt નિમકસારીની જગ્યા સરકારે છીનવી લીધી અને વાર્ષિક વર્ષાસન બાંધી આપ્યું ત્યાર પછી અમે દેશાઇની

અટક ધારણ કરી છે, એમ મને મારા પિતાશ્રી તરફથી સમજાવવામાં આવ્યું એટલે આ પુસ્તકમાં મીઠા ઉપર લેવાતા કર સંબંધી જે ઉલ્લેખ છે, તે તેમનો પોતાના અનુભવ ઉપરથી છે. આ વિગત નોંધી રાખવા માટે નિમકસારીની અટકવાળી સહીનો નમુનો, સદ્દ્ગતના છાયા ચિત્ર નીચે મૂકેલો છે, અને બીજો નમુનો તેઓ "મેનેજર" તરીકે સહી કરતા તે વખતનો રજુ કર્યો છે. બન્ને સહીઓ વચ્ચે ૮ થી ૯ વર્ષનો ફરક છે. મજકુર ડાયરી મળ્યા પછી એક દિવસે વાતના પ્રસંગમાં મેં તેમને જણાવ્યું કે, "તમે જેમ રાયટ કેસનો ઇતિહાસ અને અંગત નોંધ પ્રકટ કરી તેમ કવિ નર્મદ સંબંધમાં પણ જે કંઈ જાણો છો તે લખાવો તો ઠીક. તેમ જ ૧૮૮૪ પછી હિન્દ અને બ્રિટાનિયા વચ્ચે કેવો રાજકીય સંબંધ ચાલુ રહ્યો તે અનુસંધાનરૂપે લખાવો તો લોકોને આપણી આર્થિક અને રાજકીય સ્થિતિનું ભાન થાય અને સંવાદ અથવા વાર્તારૂપમાં જણાવવાથી લોકો હોંસથી વાંચી શકશે." તેમણે મને કહ્યું કે, "એમ કરવું બની શકે તેમ છે, પણ તે માટે પાછાં સમય અને સાધનો પણ જોઇએ. હિન્દ અને બ્રિટાનિયા લખતાં મને ૬–૭ વર્ષ થયાં હતાં. અને તે પછીનો ઇતિહાસ લખતાં વધારે સમય જોઇએ. બાકી બંગભંગ સુધી હિન્દ અને બ્રિટાનિયાનો સંબંધ સારી રીતે વાર્તા કે સંવાદમાં ચીતરી શકાય. ૧૮૮૫ પછી એટલે હિન્દ અને બ્રિટાનિયા પ્રકટ થયા પછી તેના ઉપર પુષ્કળ ટીકાઓ થઇ હતી, અને કોન્ગ્રેસ સ્થાપવામાં આવ્યા પછી એ રાજદ્રોહી સંસ્થા છે એમ પુરવાર કરવાને વિઘ્નસંતોષીઓએ આકાશ પાતાળ ભેગાં કીધાં હતાં, અને તેમાં સરકારના ખુશામતદાસોએ બહુ દખલગિરિ કરી હતી, તેથી મેં તે પછી એટલે "હિન્દ અને બ્રિટાનિયા"ની ત્રીજી આવૃત્તિ વખતે "રાજભક્તિ વિડમ્બન" એ નામનું એક વ્યંગાત્મક પુસ્તક છપાવ્યું હતું, તે વાંચવાથી ૧૮૮૪ થી તે ૧૮૮૮–૮૯ સુધીનો ખ્યાલ તને આવી જશે. એ ઉપરથી આપણું રાજકીય વાતાવરણ કેવી ખુશામતોથી અને અડચણોથી ભરેલું હતું તે જણાશે. એમાં કોંગ્રેસની સ્થાપના સુધીના સમયનું દિગ્દર્શન વ્યંગાત્મક ભાષામાં કરાવેલું છે. તે પછી કોગ્રેસનો ઇતિહાસ શરૂ થાય છે અને તેમાં હિન્દના લોકોના વિચારો જણાવેલા છે. સાધનો તો છે પણ કામ કરવાનું મુશ્કેલ છે. ઈશ્વર કૃપા અને સમય હશે તો થશે." આ વાતચિતને આધારે મેં તેમની વધારાની ટીકાઓ તથા રાજભક્તિ વિડમ્બનનું વ્યંગાત્મક ભાણ (નાટકનો એક પ્રકાર) પણ આ પુસ્તક ભેગું જ છપાવ્યું છે, અને આશા છે કે તે વાંચક વર્ગને પસંદ પડશે જ. એના ઉપરથી એટલું જણાશે કે આજે પણ દેશની સ્થિતિમાં તે કાળ કરતાં વધારે ફરક પડ્યો નથી. દેશભક્ત લાલાજીએ પણ કલકત્તાની ખાસ કોંગ્રેસ પછી જણાવેલું છે કે દેશ અને સ્વતંત્રતા વચ્ચે આજે આડા પડદા તરીકે ખુશામતદાસો જ

છે. આવા વાતચિતના અને જ્ઞાનવર્ધક પ્રસંગો મને મળવાનો લાભ ઘણો વખત રહ્યો નહિ, અને પિતાશ્રીનું અવસાન ૧૯૧૨ માં થયું. તેમની ઈચ્છાનુસાર આ પુસ્તકમાં નવીન તો કંઈ ઉમેરી શકાય તેમ નથી, પણ મારે તેમની સાથે જે વાતચિતો થયેલી તેને આધારે આ ગ્રંથમાં ઉમેરો કરેલો છે, અને તે વાંચક વર્ગને આવકારદાયક જ લાગશે. અનુકૂળતા હશે તો મારો વિચાર તેમનું એક સંક્ષિપ્ત જીવન ચરિત્ર લખવાનો છે, અને સાથે સ્મારક ગ્રન્થ કાઢવાનો છે. તેમાં આવી બે ચાર વાતચિતના પ્રસંગો નોંધીશ.

બીજી એક વાત અત્રે દર્શાવવાની છે. ગમે તે કારણસર તેમના જન્મ કાળનું વર્ષ અત્યાર સુધી ખોટું છપાતું આવેલું છે, અને તેમ કરવામાં છાપનારાનો શો હેતુ હશે તે હું જાણતો નથી. જેથી તેમના જન્માક્ષર ઉપરથી તેમનું ખરૂં જન્મ વર્ષ છાપવામાં આવ્યું છે, તેથી વાંચકો વહેમમાં નહિ પડે એવી આશા છે. ગુજરાતી પ્રજાને આ પુસ્તકના વાચનથી રાજકીય જાગૃતિ કરવાને ઉત્તેજન મળશે એવી આશા રાખી આ નિવેદન સમાપ્ત કરૂં છું.

મુંબઈ.<br>
૧૯૮૧ ની માણેકઠારી પૂનેમ,<br>
૧ લી અક્ટોબર ૧૯૨૫

નટવરલાલ ઈચ્છારામ દેસાઈ

# પેહેલી આવૃત્તિનો ઉપોદ્‌ઘાત



રત્નોમાં જેમ કોહિનૂર, તેમ રાજ્યોમાં ભરતખંડ

**સર ચાર્લ્સ નેપિયર.**

"ફેરફાર" એ આ સૃષ્ટિનો સર્વમાન્ય નિયમ છે; અને તેજ નિયમાનુસાર મનુષ્ય જીંદગી ને રાજકીય વિષયમાં હંમેશના બનાવો બને છે. હિંદુસ્થાનનો ઇતિહાસ ફેરફારનો અપૂર્વ નમુનો છે, અને ઉપલા નિયમ પ્રમાણે એક વખતે સઘળા આર્ય વતનીઓમાં ફેરફારની ઉર્મિ સ્ફુરી નિકળે તો આશ્ચર્ય પામવાનું કારણ નથી. પણ એ ઉર્મિ હમણાં નિકળે તો તે વાજબી છે? આ ગ્રંથ તેનું યથાર્થ સ્પષ્ટીકરણ કરે છે.

૧૮૭૬ થી તે ૧૮૮૦ સુધીના પાંચ વર્ષમાં આ દેશમાં મોટો રાજકીય ગડબડાટ ચાલુ થયો હતો, ને ૧૮૮૩ માં કાળા ને ગોરાનાં મન ઘણાં તપી ગયાં હતાં; ત્યારે બન્નેના ગુણઅવગુણ દર્શાવવા એવી મારી મનોવૃત્તિ થઈ. તેને અનુસરીને આ ઐતિહાસિક નિબંધ રચાયો છે. કાળાગોરાના, દેશીપરદેશીના, આર્ય અને અંગ્રેજના મનના ઉભરાઓ કોઇ પણ બારીક તડાતડીને સમયે બહાર જોશભેર ઉભરાઇ આવે છે, અને તેથી અસંતોષ ને અપ્રીતિ, વૈર ને દ્વેષ વધવાનો ભય વારંવાર રહે છે. બન્ને પક્ષ સામસામા એકબીજાનું ભુંડું ઇચ્છી અતિ અઘટિત, અમર્યાદિત ભુંડુ બોલે છે. એ બન્નો આ નિબંધ અપક્ષપાત ને નિર્મળ મને વાંચશે તો તેઓને કહેવું પડશે કે બંનો પક્ષ સરખા દોષને પાત્ર છે. તથાપિ કંહી કંહી આ ગ્રંથમાં બ્રિટાનિયાનો પક્ષ પ્રસિદ્ધ ખેંચેલો જણાશે. તેનું કારણ સ્પષ્ટ છે. યોગની અનુકૂળતાએ મોગલ-મરાઠાનો પરાજય પમાડી જે રાજ્ય આજે સર્વોપરી પ્રચંડ તપે છે, અને દુનિયાની સર્વથી શ્રેષ્ઠ પ્રજાપર રાજ કરે છે,—તો તે બનાવમાં ઈશ્વર આજ્ઞા વિશેષ હોવી જોઇયે એમ વિદ્વાનોને અનુસરી મારૂં માનવું છે, ને તેજ ખરૂં છે. બ્રિટાનિયાએ આ રાજ સર્વ સદ્‌ગુણોથી પ્રાપ્ત કીધું છે એમ કેહેવા પહેલાં આટલુંજ કેહેવું બસ છે કે કોઇ પણ પરરાજ્ય મેળવતાં છળપ્રપંચ નહીં વાપરવામાં આવ્યો હોય એમ કેહેવું અને અસત્ય બોલવું એ બન્નો સમાન છે. રાજ્યો મોટે ભાગે નીતિથી મેળવાતાંજ નથી, ને તેજ પ્રમાણે સામ, દામ, ભેદ, દંડ એ ચારે શ્રુતિને અનુસરી બ્રિટીશ રાજ્ય સ્થપાયું છે. બ્રિટીશ રાજ્યમાં દુઃખ છે, તેમ સુખ પણ છે. સર્વ રાજ્યોમાં દુઃખ તો ખરાંજ. દુઃખ વગરનું રાજ્ય નથી, ને રાજ્ય ત્યાં દુઃખ પણ ખરૂં.

"In every government, though terrors reign,
"Though tyrant kings or tyrant laws restrain,
"How small, of all that human hearts endure,
"That part which laws or kings can cause or cure."

ગોલ્ડસ્મિથનું આ કેહેવું ખોટું નથી. દરેક રાજ્યમાં ધારાનો કે રાજાનો જુલમ બોલાય છે, પણ તે બધામાં સઘળો જ દોષ રાજાનો કેહેવાય નહી; પણ કેટલાંક દુઃખો આપણી પોતાની બેદરકારીથી પણ ઉત્પન્ન થયલાં હોય છે, તદપિ તેનો દોષ બીજાપર ઢોળવામાં આવે છે. હાલના રાજપ્રકરણમાં આવું થોડું નથી. પણ દુઃખમાંથી સુખ ગ્રહણ કરવું એ જ હાલમાં તો નિયંતાની ઇચ્છા આપણે માટે છે. બ્રિટીશ રાજ્યના સમાગમથી આપણાં નેત્ર ખુલ્યાં છે, જો કે હાથ સત્ત્વરહિત થયા છે, તો પણ જ્યાં સુધી જગન્નિયંતાની ઇચ્છા છે ત્યાં સુધી આ રાજ્યના શીતળ છત્ર નીચે રેહેવું એ જ પરમ સુખદાયિ છે. તેના સામા, ઇશ્વરેચ્છા વિરૂદ્ધ, બડબડાટ કરવો એ સ્વહસ્તે પ્રાપ્ત કરેલું દુઃખ કેહેવાશે.

આ તો સર્વથા સિદ્ધ થયેલી મુનિવાણી છે કે 'જે વસ્તુ શારીરી છે તે સુખદુઃખાદિ પરિતાપને પામે છે; જેને યૌવન છે તે જરાવસ્થાને પહોંચે છે; જે ચઢે છે તે પડે છે; જેને ત્યાં સાહિબી છે તે ફકીર થાય છે; સૂર્યનો પણ અસ્ત ને ઉદય છે; તેમ જ જે રાજ્ય સર્વોત્તમતાને પામે તે ક્ષીણતાને પામશે. ચઢતીપડતી એ સૃષ્ટિનો નિયમ જ છે; તેથી એવા અગાધ સમર્થ કાર્યમાં આર્ય પુરૂષે અતિ ચંચળ વૃત્તિ નહી રાખવી જોઇયે. સદા અસંતુષ્ટ વૃત્તિ રાખવાથી અને પ્રમાદી થવાથી લાભ કરતાં હાનિ વિશેષ છે; અને આર્ય પુરૂષ તો નિવૃત્તિનો ભોગી છે, માટે કાળની અવધિ સૂધી જે થાય તે જોયા કરી ઇશ્વરેચ્છાને આધીન વર્તવું એમાં મહા યશ છે, અને એ જ મોટા મર્મથી જ્યારે આ ગ્રન્થની મુખ્ય નાયિકા હિન્દે બ્રિટાનિયાથી છુટા પડવાની ઇચ્છા દર્શાવી ત્યારે તે ડાહી અને નિપુણ નીતિમાન દેવી સ્વતંત્રાએ ચોખ્ખી ના પાડી. આજે હિન્દુસ્થાનમાં થોડા જ એવા રાજનીતિજ્ઞ મહા પુરૂષો છે કે જેઓ આપત્તિ કાળે દેશનું સંરક્ષણ કરી શકે. બ્રિટાનિયા દેશ તજી જાય તો દેશ સલામત નહીં જ રહે. ચોખંડ પૃથ્વીમાં પોતાની ભાવિ અપકીર્તિનો પુખ્ત વિચાર કરતાં, આ આર્ય વતનીઓની પ્રખ્યાત દીર્ઘ દૃષ્ટિ તરફ નિઘા કરતાં અને અર્વાચીન સ્વસામર્થ્યની ગણના કરતાં આવી આશા રાખીએ તો અપયશનો જ આપણે અંગીકાર કરીશું. દેશનું શ્રેય શી રીતે થાય? એ વિષે અનેક તર્કવિતર્કો કરતાં, વાદવિવાદ કરતાં, જ્ઞાની પુરૂષોના વિચારો જાણતાં એ જ યોગ્ય અમને ભાસ્યું કે બ્રિટીશ છત્ર નીચે રહેવું, ને આ વિચાર દૃઢ થયો કે જે મહાત્માએ છેલ્લા પાંચ વર્ષમાં અતિ ઉમદા ઉદાર નીતિથી, પોતાના દેશને અને આ દેશને યશ મળે તેવી રીતે રાજ્ય કીધું તેને જ આપણા દેશતારકનું પ્રથમ પદ પ્રાપ્ત થયું.

મહાન્ પ્રતાપી પુરૂષ લોર્ડ રીપને પાંચ વર્ષ સૂધી જેમ ચંદ્રબિમ્બથી રજની અલૌકિક શોભાયમાન થાય ને પ્રાણી માત્રને પરમ સંતોષ સાથ આનંદ પ્રાપ્ત થાય તેવી અતિ ઉત્તમ રીતિયે રાજ્ય ચલાવ્યું છે. એ પુરૂષને જ ભરતખંડના તારણહારનું પદ આપવું યથાયોગ્ય છે. એવા પુરૂષનું રાજ્ય, ગગનતલ નીચે લટકતું રવિબિમ્બ પ્રકાશે છે તેમ શોભી રહ્યું. તે મહાત્મા પુરૂષને, તેના અતિ પ્રૌઢ, ઉજ્વળ, યશસ્વી અને સર્વ પ્રકારના સુખદ સામ્રાજ્ય માટે આ ગ્રન્થ અર્પણ કીધો છે. જે પુરૂષની રાજકીર્તિ ચિરંજીવ છે તે પુરૂષના પ્રતાપ વડે આ ગ્રન્થ પણ ઉપયુક્તતા પામશે. એ કીર્તિવંત પુરૂષે દેશપર કેટલા ઉપકાર કીધા છે તેનું પુનરાવર્તન કરી પુનરૂક્તિ દોષ હોરી લેવો એ ઘટિત નથી.

આ ગ્રન્થમાં જે મત પ્રદર્શિત કીધું છે તેથી વિરૂદ્ધ કે ભિન્ન મત ધરાવનારા નથી એમ કહીશું નહીં. એમાંનું થોડું પણ દેશી ને પરદેશી બંનેને મનન કરવા યોગ્ય હશે તો અમે અમારો શ્રમ સાર્થક થયો ધારીશું. અનેક ગ્રન્થાધારે આ રચના કરેલી છે, પણ ખાસ કરીને "માઉન્ટન ટૉપ" એ અંગ્રેજી વિષયના લખનારનો ઉપકાર માનું છું. એ અપૂર્ણ વિષય મને ઘણો સહાયકારક થઇ પડ્યો છે. એમ કહો કે તે એક આધારરૂપ પણ હતો. મારા મિત્ર સવિતાનારાયણ ગણપતિનારાયણ અને રતિરામ દુર્ગારામ દવેનો પણ કેટલીક સહાયતા માટે ઉપકૃત છું.

છેલ્લે જનસ્થિતિના તેમ જ રાજ્યક્રાંતિના નિયમનું મહા કવિ કાલિદાસે જે ઉમદા શબ્દોમાં વર્ણન કર્યું છે તેમાં જ આ પ્રસ્તાવના પૂરી કરવી ઘટિત વિચારૂં છું:-

* यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतारुणपुरःसर एकतोर्कः ।
तेजोद्वयस्य युगपत्व्यसनोदयाभ्यां
लोको नियम्यतइवात्मदशांतरेषु ॥

મુંબઈ, તા૦ ૧ લી મે ૧૮૮૫ } ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

---

* આ ચન્દ્ર અસ્ત શિખરે ઉતરેછ આમે,
બીજી દિશા તરફ સૂર્ય પ્રકાશ પામે;
પૂર્વે કરે અરૂણને રથ અગ્રભાગે,
એના થવે પ્રગટ લોક તમામ જાગે.
બન્ને પદાર્થ અતિ તૈજસ એક કાલે,
અસ્તોદયે જઈ ખરો ઉપદેશ આળે;
જેવી દશા અમતણી સુખદુઃખકેરી,
દેખોછ તેમ ગણજો જન રે તમારી.
શા. ઝવેરીલાલકૃત-શાકુન્તલ-અંક ૪ થો

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રન્થની ત્રીજી આવૃત્તિ ગુર્જર પ્રજા સમીપ મૂકતાં થોડાક શબ્દ કહેવાની કંઇક ખાસ આવશ્યકતા છે. ૧૮૮૫ માં ગ્રન્થ પ્રસિદ્ધ થયા પછી વર્તમાનપત્ર અને લોકસમાજમાં "રાજકીય" ને "રાજદ્રોહી" શબ્દપર અત્યંત વાદવિવાદ ચાલ્યો હતો. એ ગ્રન્થની તરફેણમાં તથા વિરૂદ્ધમાં પુષ્કળ વિચારો આપવામાં આવ્યા છે, ને હિન્દુસ્થાનના એકેએક વર્તમાનપત્રો સાથે ઈંગ્લંડનાં ધોરીધર પત્રો "ધી ટાઇમ્સ," "સૅટરડે રિવ્યુ," "સ્કાટસમેન," "ડેલી ટેલીગ્રાફ," "ધી સ્પેકટેટર," "સેંટ જેમ્સીસ ગેઝીટ," "પોલમોલ ગેઝીટ," "લીડસ મરકયુરી," વગેરે પત્રોએ પોતાને યોગ્ય દિસતી ઘણી ટીકા કીધી છે, ને તેપરથી યૂરોપનાં કેટલાંક બીજાં વર્તમાનપત્રોમાં તથા "નોર્થ અમેરીકન રિવ્યુ"માં પણ આ ગ્રન્થપર ટીકા થઈ છે. આ ટીકાઓ કેટલીક ગ્રન્થની તરફેણમાં અને કેટલીક વિરૂદ્ધમાં, કેટલીક અજ્ઞાનતાથી ને કેટલીક રાજ્યભક્તિના જુદા જ મર્મથી થઇ છે. ગુજરાતી વર્તમાનપત્રોમાં ખાસ કરીને મુંબઇનામાં, જે ટીકા થઇ છે તેમાં સત્યાંશ જેવું છે જ નહિ, પણ દ્વેષ બુદ્ધિ ને નીચ બુદ્ધિનો મોટો વાસ છે, જેણે વર્તમાનપત્રના પવિત્ર ધંધાને કલંકયુક્ત કરેલું છે. તથાપિ જેટલા વિસ્તારમાં આ ગ્રન્થપર ટીકા થઇ છે તેવી કોઇ પણ ગ્રન્થ માટે થઇ હોય એમ મારી જાણમાં નથી, ને એટલી બધી ટીકાને પાત્ર થએલો ગ્રન્થ કેટલા મહત્ત્વવાળો છે તે માટે ગ્રન્થકર્તા પોતા તરફથી વિશેષ કંઇ પણ કહે તે વિવેકની બહાર જ ગણાય.

ગ્રન્થપર એવો ભારે આરોપ મૂકવામાં આવ્યો હતો કે તે રાજદ્રોહી છે. આ પરથી નામદાર વૈસરાય લોર્ડ ડફરીનની કાઉંસીલમાં ગ્રન્થની તપાસ થઇ; ને જો કે મારો પોતાનો વિચાર લોર્ડ ડફરીનની રાજનીતિ વિરૂદ્ધ કેટલેક અંશે છે, તેટલું છતાં કહેવાનો મુખ્ય ધર્મ ધારૂં છું કે રાજભક્તિ માટે બહુ દીર્ઘદૃષ્ટિ વાપરીને તે નામદારની કાઉન્સીલે ગ્રન્થને સઘળા દોષથી મુક્ત કીધો છે; ને તે માટે તે નામદારનો ઉપકાર માનવો ઘટિત છે. કાઉન્સીલમાં આ બાબત રજુ થતાં મારા એક અંગ્રેજ મિત્રે તત્કાળમાં મારી પાસથી ગ્રન્થના તરજુમાના ફકરા માગ્યાં, ને આન. ડા૦ હંટરને તેમાંના ફકરા બતાવ્યા. આ વિદ્વાન્ ડાકટરે ગ્રન્થના તકરારી ભાગનું યથાસ્થિત અવલોકન કરી મારી તરફથી કાઉંસીલમાં મજબૂત બાથ ભીડી; ને કાઉંસીલમાં મને જે જશ અપાવ્યો છે તે એ સદ્‌ગુણસંપન્ન દેશદાઝી વિદ્વાન્ ડાકટરનો પ્રતાપ છે. કાઉંસીલમાં નિવેડો આવ્યા પછી તુરત જ ડાકટર હંટરે મને એક અભિવંદનનો પત્ર એક મિત્ર મારફતે મોકલાવ્યો છે. (તા૦ ૨૩ મી અકટો-

બર ૧૮૮૫.) આ પત્રમાં ગ્રન્થની સંકલના માટે, ઐતિહાસિક અવલોકન માટે ને ગ્રન્થના ઉંચા વિચાર માટે મને જે મત આપ્યું છે તે માટે ડા० હંટરનો જેટલો પણ ઉપકાર હું માનું તેટલો ઓછો છે. તેમ જ આન. સર ટી. સી. હોપ નાઇટ. સી. એસ. આઇ., જે ગુજરાતી ભાષાના એક અતિ ઘણા વિદ્વાન્ છે તેઓએ, ગ્રન્થ યથાસ્થિત, અથ-ઇતિ વાંચીને જે અભિપ્રાય મારા પર મોકલાવ્યો છે તે પ્રજાને જાણવા યોગ્ય છે. આ બંને અંગ્રેજ વિદ્વાનોની મારા પ્રત્યે જે લાગણી છે તે માટે તેમનો આભાર કંઇ હું ખાલી શબ્દોથી જ માનું તેમાં વિશેષ મહત્ત્વ જણાતું નથી.

આ રાજકીય કાદંબરી મહાન્ પ્રતાપી લોર્ડ રીપનને અર્પણ કરવામાં આવી છે. ગ્રન્થપર અણુઘટતા, મદાંધ ને અજ્ઞાન પુરૂષોથી જે જે ટીકા થયા છે તે ટીકાઓ છતાં, ડા० હંટર તથા આન. સર ટી. સી. હોપના અભિપ્રાય પછી તેઓએ પોતાનો સંતોષ દર્શાવનારો પત્ર મોકલાવ્યો છે, તે પ્રતાપી પુરૂષનો મોટો આભાર માનું છું. (તા० ૩ જી નવેંબર ૧૮૮૫).*

આ રાજકીય કાદંબરીનું અંગ્રેજી ભાષાંતર તેયાર થયું છે, ને ઈંગ્લંડના એક જાણીતા પુસ્તક પ્રસિદ્ધ કરનારને ત્યાં મોકલવામાં આવ્યું છે. ક્યારે છપાઇને તૈયાર થશે તે હું કહી શકતો નથી, પણ બનતી ઉતાવળે પ્રકટ થાય તેવો મારો પ્રયત્ન જારી છે. ગુજરાતી ભાષાથી અજાણ તેવા અંગ્રેજ ગૃહસ્થોને આ ગ્રંથ માટે, સ્વરાજસ્નેહના યોગે અપૂર્વભક્તિભાવ, ગ્રંથની જનેતાને બદલે તેની શોક્યોએ મિથ્યાપ્રસવવેદના પ્રદર્શિત કરવા માટે, સ્વ-અંગમાં સંતાપ વ્યાપેલો તે ગુપ્ત રાખી દંભિપણું દર્શાવતા શરીરકંપ ને હૃદય-ભંગ થયેલા જણાવે છે, તેમનું મિથ્યાપણું, અસત્યતા ને દ્વેષીલાપણું પ્રત્યક્ષ દર્શન અંગ્રેજી ભાષાંતર દેશે, ને ત્યારે રાજભક્તિના મિથ્યા ડોળઘાલુઓ, પરાર્થી પુરૂષોપર જે અધિકારનું આવરણ આણે છે તેનો પડદો ઝટ દેતો કે

---

* ડાક્ટર સર ડબલ્યુ. ડબલ્યુ. હંટર, આન. સર. ટી. સી. હોપ નાઇટ સી એસ. આઇ. નો ને પરમ પૂજ્ય પ્રતાપી લોર્ડ રીપનનો પત્ર આ પ્રસ્તાવનામાં દાખલ કરવાની મારી સંપૂર્ણ ઇચ્છા છતાં તે હું પાર પાડી શકતો નથી તે માટે અત્યંત દિલ-ગીર છું. પૂજ્ય મૂર્તિ લોર્ડ રીપનનો પત્ર ખાનગી હોવાથી તે રહેવા દીધો છે. ડાક્ટર હંટર તથા સર હોપને મેં પત્ર લખી તેમના તે પત્રો દાખલ કરવાની પરવાનગી મંગાવી છે. પણ ચાર માસ વિતિ ગયા છતાં પણ, કોણ જાણે કેવાએ કારણસર તેનો પ્રતિ-ઉત્તર ફરી વળ્યો નથી. પાછો પત્ર મોકલ્યો છે, ને જો તેમની સમ્મતિ આવશે તો કોઇ બીજે પ્રસંગ તે ઉત્તમોત્તમ પત્રો માટે ખોળીશ.

સર ટી. સી. હોપે પોતાના વિચાર દર્શાવતાં એક વાત મને સૂચવી હતી; કે આ ગ્રન્થમાં જે ઐતિહાસિક ભાગ દાખલ કીધો છે તેને માટે ઇતિહાસના જેટલા પૂરાવા હોય તેટલા દાખલ કરવા. આ ત્રીજી આવૃત્તિમાં તે સૂચનાને અનુસરીને જેટલી બની શકી છે તેટલી નોટ આપી છે.

ફાટી જશે. મને સંપૂર્ણ આશા છે કે અંગ્રેજી હિંદ અને બ્રિટાનિયાનાં દર્શન થયાથી પ્રબોધ સમયે મંગળપાઠ કરનારા ભ્રમરો સંતોષાનંદ પ્રદર્શિત કરે છે તેમ સુજ્ઞ પુરૂષો કરશે. મરેઠી ભાષાંતર છપાઇને તૈયાર થવા આવ્યું છે. હિન્દુસ્થાનીનું ભાષાંતર દિલ્લીના આનરરી માજીસ્ત્રેટ સ્વર્ગવાસી લાલા શ્રી નિવાસદાસે કરવાનું માથાપર લીધું હતું, પણ તેમના મરણથી તે અટકી પડ્યું છે. બંગાળીમાં એક વિદ્વાનને સોંપવામાં આવ્યું હતું, પણ કોણ જાણે શા કારણસર તે અટકી પડ્યું તે જણાયું નથી, પણ એ બનો ભાષાન્તર કોઈ પણ પ્રકારે પ્રકટ કરાવવાનો પ્રયત્ન મારા તરફથી કરી, તે ઈચ્છા પૂર્ણ કરીશ. ઘણીક તરફથી આ ગ્રંથની માગણી થવાથી એટલું તો હું નિશ્ચિતપણાથી કહી શકું છું કે આ ગ્રંથ પ્રજાને ઘણો પ્રિય થઈ પડ્યો છે; ને તે એટલા જ માટે કે રાજભક્તિ એ શું છે તે એમાં અનિ મર્મોળી વાણીમાં જેમ કોઈ સુંદરી સૌન્દર્ય દર્શાવવા અડપડીઆળી આંખે ઝીણું ઝીણું ઝાંખે છે ને તે જેમ વિલાસી, વિનોદી, રસિક જનને મોહ ઉત્પન્ન કરે છે તેવી રીતે દર્શાવ્યું છે, જે મજાહ તો રસજ્ઞ ને દેશદાઝજ્ઞ પુરૂષો જ સારી રીતે લઇ શકે તેમ છે; કેમકે એક રસિક કવિ પણ કહે છે કેઃ–

> "સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
> ખાર સિંધુનું માછલડું તે, મીઠા જળમાં મરે."

ગંગાજીનો જન્મ,
સંવત ૧૯૪૫

દલપતરામ ડાહ્યાભાઈ [signature]

[handwritten annotation]

# PREFACE

*What the Koh-i-noor is among diamonds, India is among Nations.*

SIR CHARLES NAPIER

Several universally acknowledged laws of Nature point to change and political events always take place in accordance with these laws. The history of India is an unique example of changes and it should be no matter for surprise if, in accordance with the laws above cited, a sudden longing for change were to burst forth at any time from every Indian heart. The following pages are an attempt to prove how far the present is the proper time for such a longing to manifest itself.

During the lustrum from 1876 to 1880 the country passed through a great political upheaval. The same happened in 1883 when Black and White Skins grew warm and excited. It then occurred to me to give in detail the merits and demerits of both parties *i. e.* Hind and Britannia, or Natives and Anglo-Indians. In pursuance of that idea, have the following pages been indited. The mental feelings of the two classes burst forth in their full blaze at several critical periods; but they leave behind them, it is much to be feared and regretted, discontent and bad feelings, a spirit of revengefulness and harted. Both parties wishing ill of each other go beyond all bounds of propriety in their torrent of of abuse and I believe that a perusal of the following pages, with a fair and unprejudiced mind, will make both parties admit that both are equally to blame for the license they take and the lengths to which they at times go. The reader will still find in the book here and there a clear leaning on the side of Britannia; and for that I have to explain that a Government which, having defeated the Moghals and the Marathas, is held today in the front van of kingdoms and rules the greatest among nations, must be doing so under some dispensation of God. This is, following many distin-

guished authorities on the subject, my belief and I think it is certainly right. Before asking whether Britannia acquired all this vast kingdom through fair means and all righteously, it is enough to say that to assume that double-dealing and an underhand policy has not been used in acquiring a foreign kingdom and to tell an untruth are co-ordinate terms. As a rule kingdoms are not obtained by fair means, and in the same way British rule in India has been established by the four well known old ways of Hindu politics, peace, bribery, double-dealing and imposition of fines and punishments The British Government has its miseries as also its blessings, and so has every kingdom on earth. There is no kingdom without its concomitant miseries and wherever there is a kingdom miseries must be found.

"In every government, though terros reign,
"Though tyrant kings or tyrant laws restrain,
"How small, of all that human hearts endure,
"That part which laws or kings can cause or cure.'

These lines of Goldsmith quite point to the truth Every kingdom is said to have its miseries either from harsh laws or tyrannizing rulers but in every such case fault should not be found with the rulers as, not unfrequently, our own listlessness and want of watchfulness is to blame for such miseries which, though mostly of our own creation, we are wont to lay at the door of others. In the present administration of India much of this kind of philosophy obtains, but for the present the Divine Will for India would appear to be to bring out happiness from miseries after the manner of that fabled swan of our poets who, from a mixture of milk and water, sips away the milk and leaves the water. Our eyes have been opened by the British connection, though our hands have been rendered powerless; still, so long as God wills it, it is clearly in the interest of India that she should remain under the kind and fostering care of the British Government. To murmur against it or, in other words, against the Divine Will, would be to bring upon them misery self-entailed.

It is a recognized principle of Eastern philosophy that whatever is corporeal is subject to happiness and misery; whatever is young must grow to old age and grey hairs; what rises must fall; the rich must sink to poverty; even the sun rises only to set; in like manner every kingdom rising to supreme power must see decline in the long run. To rise and fall is the law of nature, but it is an inscrutable law in approaching the consideration of which a very fickle or feverish and anxious state of mind is the least to be desired. It does more harm than good to be always discontented and hence careless. The Indian Aryan is typically representative of passive inaction and therefore India's best interests consist in abiding her time and seeing what happens, while keeping herself entirely dependent on Divine dispensation. And it was with the same noble intent that when Hind, the heroine of this novel, desired to be free of Britannia, the prudent and far-seeing Goddess Liberty dissuaded Hind from even the thought of it. There are very few captable statesmen in India at the present day who could stand by the country in the hour of trial. It goes without saying that if Britannia were to abandon India to-day, as the "Perish India" school are always accustomed to harp on both in season and out of season, India would be nowhere, a helpless prey to any one. Bearing in mind the great and universal dishonour which India must in that case have to suffer from, not forgetting the great forseight with which we Natives of Aryavarta are always credited, and also keeping in view the poverty of our strength and the resources at our disposal, it would be nothing short of dishononr for India to ever keep such a mad notion in her head of freeing herself of Britannia. After a thousand thoughts and surmises as to how India's good can be effected, after numerous discussions and after hearing the views of such wise and farsighted persons as are in a position to advise on so imprtant a subject, we thought that the best thing India could do is to continue the benign care of British rule. And we resolved upon this seeing that the great

personage, who conducted government of this country from 1880 to 1884 with a noble and benign policy such as would conduce to the glory of both India and Britain, was the first to attain to the exalted rank of the Saviour of India.

This illustrious personage, the great Lord Ripon, has conducted his Indian administration and shed light upon it like the beautiful orb of the moon who lends unusual splendour to the night and promotes joy throughout the whole animal kingdom. This great personage alone deserves the title of Saviour of India. His Indian administration shines for ever in history like the sun's disc in the sky and to this exalted personage, hoary with age, have these pages been dedicated in humble but heart felt recognition of his very righteous, noble and glorious administration, one which has conduced in every way to the happiness of India and its peoples. His will be an undying glory on the roll of history and it is to be hoped that by his exalted grace this book may find itself useful. So much has been said and written about the innumerable blessings he has conferred on India that it would hardly be proper to recount them here over again

It is not denied that people will be found whose notions and ideas of Indian policy and administration differ from those which find expression in the following pages. But if even a few of the suggestions offered in this work serve to afford matter for thought to my Indian and European fellow-subjects, I would think myself amply repaid. Numerous authorities have been cited in the preparation of the following pages and references given in footnotes, but I have chiefly to record my obligations to the unknown author of a small publication in English called "The Mountain Top." This small treatise was of the greatest use to me. I take this opportunity also of expressing my acknowledgements to my friends Savita Narayan Ganpati Narayan and Ratiram Durgaram for help rendered to me in the preparation of this work.

Without detaining the reader with any lengthy remarks of my own, I conclude with the noble words of the great KALIDAS, illustrative of the law of change in the life of men and none the less in the stability of kingdoms.–

Lo! in one quarter of the sky, the moon
Lord of the herbs and night-expanding flowers,
Sinks towards his bed behind the western hills!
While in the East, preceded by the dawn
His blushing charioter, the glorious sun
Begins his course, and far into the gloom
Casts the first radiance of his orient beams.
Hail! co-eternal orbs, that rise to set
And set to rise again; *Symbols divine*
*Of man's reverses, life's vicissitudes.*

(ŚAKUNTALA ACT IV.)

*Bombay*
*1st May 1885.*

**ITCHARAM SURYARAM DESAI**

# SUMMARY

One day, about the close of the Lytton regime, (1st January 1880) *Indian Patriotism* stood on the highest peak of the Vindhyan range in the heart of India, bewailing the great mal-administration then prevailing in the country. (A detailed description then follows of the general appearance of patriotism, of his bearing and feelings, and of the surrounding mountain scenery.) Patriotism laid the whole blame of the mal-administrations on the sons of Hind, when, all of a sudden, there appeared on the scene, bursting from the bowels of the Mountain, Hind, seated on a Tiger. (A detailed account then follows of the general appearance bearing and feelings of Hind, who was a lean, emaciated and weakly lady and of her Tiger Carrier.) Entering into conversation with Patriotism, Hind laid the the whole blame of the mal-administration on Britannia, while Patriotism found fault whith Hind, observing that her fallen condition and the supremacy of Britannia over her were mainly due to the cringing and mean habits of her sons, who had grown totally ignorant of all that constituted morality, politics, and mal-administration.

Suddenly, in the nick of time, from the Narbada, which flowed at the foot of the mountain sprung forth a Lion, with Britannia on his back. (A detailed description then follows of the general appearance of Britannia and of her Lion Carrier.) Before Britannia and Hind had come face to face, signs became manifest of fight between their Lion and Tiger carriers. But, in obedience to the orders of Britannia, Hind called upon her Tiger to desist and began to leavee the place. She observed to her Tiger that Britannia's star being then in the ascendant, it would do more harm than good to dispute with her the question of supremacy and subordination. On this the Tiger and the Lion stood apart, growling at each other. Britannia remarked

to Hind that it was not for her to say that her star was in the ascendant, and her own in the decline, when, but for her (Britannia's) help in the hour of need, she (Hind) would have been nowhere. "Ah! I accept that," said Hind, "but only when my valiant sons are all dead and gone." So saying Hind, visibly affected, expressed her desire to leave the place. Britannia asked whether she meant by her valiant sons Tippoo, Jasvantrao Holkar, Nana Saheb or Tantia Topi, of whom she ought more to be ashamed than proud. Hind requested Britannia not to speak any thing ill of her departed sons as she did not mean to discuss the matter, being her slave and not on any footing of equality with her. Britannia, not admitting that Hind was enslaved to her, the latter explained her position by citing instances and proofs as to what the different causes were, that had conspired to put her in an enslaved condition. "These things," said Britannia, "have all happened through divine will; so let us bury the past and come to harmony and good terms." "Ah!" said Hind, "That is not possible until you do me Justice, where now Injustice reigns rampant." Britannia observed that great were the straits to which she was reduced in the Black Hole affair and 1857 Mutinies. Hind then asked whether she should never desire for a change or relief from her present down-trodden condition. "Whatever that be," said Britannia, "before so doing thou shouldst bear in mind the various acts of kindness that I have done thee and the safety which I have afforded thee from incessant foreign invasions." "Oh!" replied Hind, "that was mostly for thy own selfish purpose, to gain the good-will and affection of my people." Britannia, then, fired with indignation, observed whether hers was not a better Government than that of Mahomed of Ghazni or the Ghoris or Aurangzeb, and whether hers was not a Ram Raj, with security and contentment reigning through out the land from the Himalayas to Cape Comorin, and Jagannath to Jacobabad. Hind cited various instances to disprove this, and showed how false was the position Britannia had taken up. This greatly in-

censed Britannia who exclaimed: "My sons are far nobler than thine; they are very willing to mix with thy sons, but it is thine who lack good manners and hate mine." Hind admitted this in part, bnt alleged as the cause of such hatred, the great tyranny of her sons on Indian soil, instances of which she cited from Burke, Bright, Le Grand Jacob, and other English and Anglo-Indian authorities and the cold look of disdain with which, with some honourable exceptions, she always treated her sons. To this Britannia replied by saying, and this very truthfully, "thou hast lost thy Kingdom by the great poverty of thy military strength and the total want of system or method in thy civil and military Administration, and resting thyself content with temporary strength and gain, when thou wast in need of permanent strength with a view to the permanent good and well-being of the country." Hind admitted this, and, worsted in her argument, she declared, with her eyes bathed in tears, that she would never return to the spot, until she had obtained *real* strength and power.

At this juneture, Liberty came down from Heaven seated on a ball of cannon. Britannia grew greatly agitated on seeing her. But Liberty assured her that she had not come to trouble her but to bring about an amicable settlement between her and Hind. In reply to a question from Liberty as to what she wanted, Hind said that she wanted Britannia to leave her land and free her from her trammels. Liberty called her a fool and asked her, how she would administer her vast continent without any General and without any administrative Genius or Policy, "Times will take care of themselves," said Hind, "Were not Shivaji, Cromwell, Napolean and Washington but the products of the times they lived in?" Liberty asked where her vaunted heroes and warriors slept away during 1857 Mutinies. "No mighty spirit came forward at that time," said Liberty, "and if thou wouldst urge upon Britannia leaving thee, remember that the helms of power is sure not to remain with thee, but will pass into other hands." "That is exactly what I mean,"

interrupted Britannia, "Hind is not still able to rule herself." At this Liberty got much vexed and said, turning angrily to Britannia, "I know very well thy fitness for rule." She then spoke at length of the diplomatic way in which she had acquired territories in. and gradually spread her red colour over India, and consolidated her rule. "At first with view of establishing thy prestige, thou didst follow a noble and righteous policy, but latterly thou hast abondoned that policy of equality and justice, the policy of the tiger and the lamb drinking at the same fountain." (This part has much of administrative policy in it and is taken mainly from English Historians and writers on India). In conclusion, Liberty asked Britannia if she wished at all to do as she (Liberty) desired. "What wouldst thou do, Liberty," asked Britannia, "If I dedined to do so." "I would make Hind free," answered Liberty. "If thou wert to make Hind free," said Britannia, "she would fall into other hands?" "That's true," said Liberty, 'But what I desire to begin with is Reform." "I would accept that," said Britannia Hind demanded a new rule, but this demand of hers was refused, and Liberty cited her Native states as prominent instances of her own unfitness to rule. She therfore desired her to ask for Reform under British rule which she promised to obtain from Britannia. Hind accepted this and Liberty was greatly pleased at this settlement of a hot dispute. She said to Britannia and Hind that she thought of sending a great personage as her Indian viceroy,–one who would rise above Bentick, Canning and Mayo; one with whom the whole country would be enchanted; one endowed with wisedom of Rama, the strength of character of Bhima, the learning of Drona, the fortitude of Dharma, the forgiveness of Earth, the beneficence of Mahadev, the liberality of Karna, the veneration of Geeta, the holiness of Ganges, a God in human shape whose form (portrait) will be worshipped in every Indian home like one of her ten *avatars*. Just at this moment, as if to obey the commands of Liberty, two heavenly nymphs brought the personage spoken of by her, seated on a

heavenly throne, and, at his very sight, both Hind and Britannia were satisfied. They thought that such was the great man each of them wanted. All at once flowers poured down in showers from the sky on this most noble personage, the Great Lord Ripon who brought about peace between Hind and Britannia, his greatest title to everlesting glory.*

The work concludes with five very touching poems in connection with Lord Ripon's departure from India in five different languages, in Enlish by Babu Ram Sharmà, of Calcutta, in sanskrit by the great Bombay scholar, Pandit Gattulalji, iu Hindustani by the late eminent Benares Poet Harishchandra, and in Gujarati by two well known poets of Gujaràt, Kavi Narmadashanker and Kavi Savitanarayan.

* How far the above prophecy has been fulfilled, the Ripon Demonstrations both in India and England have sufficiently proved, and it is a truism to say that the entire credit of the present good will of the people of India towards England in view of the Frontier crisis and the Russo-Afghan complications is due to that righteous Viceroy, Lord Ripon, whose name will remain ever blessed and writ in letters of gold in India's memory:

# અનુક્રમણિકા



## ટીકાકાર પ્રત્યે ઉક્તિ

કથન કહું સુણ કૂકડા તૂ જ હિત કારણ આજ;
તારે તત્પર નવ થવું, રત્ન પરિક્ષા કાજ.

કવિ સવિતાનારાયણ

# હિન્દ અને બ્રિટાનિયા

નર્મદા નદીની ઉગમણુ બાજુએ દૂર ઊંડાણુમાં વિંધ્યાચળની પેલી કોરે દૃષ્ટિમર્યાદામાં પ્રકાશ અને અંધકાર વચ્ચે ખૂબ જોસથી યુદ્ધ ચાલે છે. વિંધ્યાચળનાં શિખરપર પ્રભાત થયું. આસપાસનાં ગામડામાં પ્રભાત થયું; અને પર્વતની ટોંચથી તે સપાટ જમીન સુધી સર્વ સ્થળે પ્રભાત થયું. પ્રભાત ઝાડ, જંગલ અને ઘરેઘરના ખુણામાં પોતાના પૂર દમામમાં પ્રકાશ્યું. આકાશમાંથી ઘેરાયલાં વાદળાંઓ વિખરાઈ ગયાં. અંધકારના શત્રુ અને પ્રકાશના દેવતાના દર્શનથી હીમ ઓછું થયું અને બરફ પિગળવા લાગ્યું. સ્વચ્છ અને રળિયામણું આકાશની ખૂબી નીરખી, પ્રભુલીલા કૃતિ સંબંધી આપણું મન અત્યાનંદ પામે છે. કુદરતના પુત્રો અંધારાના કટ્ટા દુશ્મનના પધારવાથી પોતપોતાને ઉદ્યમે વળગે છે. આકાશના સ્વચ્છ તેજસ્વી પ્રાણીઓ પોતાની અવધિ આવી તેથી અથવા પોતાથી મોટા મહાત્માના તેજમાં અંજાઈ જવાથી, જેમ ગંગા પાર્વતી દેવીની બીકે શિવજીની જટામાં અદૃષ્ટ રહે છે, તેમ અદૃષ્ટ થાય છે. જલ જંપ્યું હતું તેને બદલે સૃષ્ટિના પુત્રો પોતાની હીલચાલ કરતાં માલમ પડે છે. એ સમયે, પહાડની ખીણુમાંથી આવતો પક્ષીઓનો ગેબી નાદ અને કુંજની લતામાંથી આવતો ગણુગણાટ કરતો સારંગીસૂર, અનહદ નાદ કરતાં ઇંદ્રિયોને વધારે રસમય કરે છે.

મંદમંદ પવનની લહર શરીરને સુખદાયી હતી. રમણીય ભૂમિપર સફેદ ને લીલો ચિત્રવિચિત્ર ગાલિચો બહાર આપતો હતો. ઉગમણુના શાહનશાહે પોતાની સ્વારી આગળ ચલાવી. ભયંકર લાલ દીવો દીવાદાંડીની ટોંચપર ટકી શક્યો નહિ. શાહનશાહની તરવારથી તેના શત્રુઓ આપોઆપ નાસી ગયા.

સૂર્યની સામી બાજુએ ઉંડા અખાતને મળવા માટે નર્મદા જોસબંધ વહે છે. નદીની વચ્ચે બતકો માછલાં પકડતાં આપણી નજરે પડે છે, ને તે એમ સૂચવે છે કે, "હું એક તલપે માછલાંનો આહાર કરું છું, તેમ કાળ તમારો કરશે માટે સાવધતા પકડો." સૂર્યની જમણી બાજુએથી મંદમંદ આવતો પવન આર્યસ્થાનની સ્વતંત્રતા સૂચવે છે અને વિક્રમ અને ભોજ રાજાના શરણુાગત શહેર માટે સૂચના કરે છે, અને કહે છે કે જેને માટે સ્વપ્ન પણ નહીં, એવા એક વાર કહેવાતા જંગલી લોકના દાસ અમે થયા

છિયે; વખત આવે પાછા મુક્ત પણ થઇશું અને ન ધારેલાના હાથમાં સપડાઈશું. આનું નામ તે કાળની બલિહારી. કુદરતની દેવીની રેહેંટમાળના ચક્કરમાં સર્વ કોઈ આવે છે, અને મૂર્ખ સિવાય કોઈ પોતાને ચિરકાળ અમર કહેવડાવવા શક્તિમંત નથી. સૌનો નાશ છે.

દક્ષિણનું વેરાન બિયાબાન જંગલ જુદા જ આકારમાં દેખાય છે. પૃથ્વીપરની રંગબેરંગી છાંટ રામ અને ફરસરામની અલૌકિક લીલા દાખવે છે. જે ભૂમિપર રાજારાણા આરામ કરતા તે ભૂમિ પણ એ જ; અને નિસ્તેજ, સત્વરહિત, કંગાલ તે પણ એ જ. જમાનો પોતાનું કામ કર્યાં જાય છે. જે ચહડે છે તે પડે છે ને પડે છે તે ચહડે છે. જેની ચડતી પડતી નથી તેને સારાનરસાનો અનુભવ થતો નથી. સૃષ્ટિનો પૂજનારો અથવા સૃષ્ટિને નિરખનારો જીવ કુદરતની આવી અલૌકિક લીલા નિહાળી જે આનંદ ભોગવે છે તે તે જ જાણે છે. ઇંદ્રની રંભા અને મહાસાગરનો અખૂટ ખજાનો તેના મનથી તુચ્છ છે.

આકાશપર ઘડીઘડીમાં વાદળાં ઘેરાઈ આવતાં ને ઘડીઘડીમાં વિખરાઈ જતાં હતાં. થોડી વારમાં આકાશ નિર્મળ થયું. એવામાં પર્વતના મધ્યભાગ તરફ એકાએક એક આકૃતિ જણાઈ.

તે દેવતાઈ દેખાવનો પડછંગ સિંહનાં ભવાંવાળો એક પુરુષ હતો. ગરુડના જેવું તેનું અણિયાળું નાક રુડું, તેજસ્વી ને ઘાટીલું હતું. તે આજાનુબાહુ હતો. તેના ખભા ઉપસેલા હતા, પણ દુ:ખની દિલગિરીના ભારે વાંકાટેડા નમેલા જેવા દેખાતા હતા. આંખ વિજળીના જેવી તેજસ્વી હતી; તેમાંથી પાણી ગળ્યાં કરતું હતું, તે છતાં તે નરમાસથી તથા વિનયથી ભરેલી હતી. ગાલ ફુલેલા પણ લગાર ઝુંદાઝુંદાવાળા હતા. મ્હોં મલકાતું પણ ઉદાસીએ ભરેલું હતું. મુછ વાંકી ને ભરાઉ મરોડદાર હતી. મુખારવિન્દ ઉપર પ્રતિભા, પ્રૌઢતા તથા ગંભીરતા નજરે પડતી હતી.

તેનો પોશાક વીર પુરુષને યોગ્ય હતો. માથે વીર પુરુષના જેવો લોહોડાનો સુંદર ગ્રીસિયન આકૃતિનો ટોપ હતો ને તેનાપર મોરના પીછાની કલગી, જેમાંનાં કેટલાંક પીછાં બેદરકારીથી નિકળી ગયાં છે ને કેટલાંક પીછાં દબાઈ ગયાં છે તે પવનની લહરોમાં ફરફર ઉડતી હતી. ટોપની આસપાસની કાળી પાટીએ ગાલ ને હડપચીને ઘેરી લીધાં હતાં; અને ટોપ કપાળપર નીચો આવેલો હતો તેથી તે દેખાતું નો'તું, પણ તે વિશાળ હતું. ઘુંટણ લગીનો લેંઘારૂપી પાટલૂન પહેરેલો હતો.

પાટલૂનની ઉભી ચીપ સોનેરી હતી ને નીચેના પાયજા કસબથી ભરેલા હતા, જે વરસાદના પાણીમાં ખરડાઈ જવાથી ઝાંખ મારતા હતા. તેની નીચે સફેદ મેલાં મોજાં ઉંચા પ્રકારનાં ચઢાવેલાં હતાં ને મોજાંબંધમાં હિંદુસ્તાનની કારીગિરીનો અજાયબ નમુનો હતો. કસબથી ભરેલા મોતીવાળાં બૂટ પહેરેલાં હતાં જે કાદવથી ખરડાયલાં હતાં; અને જમણા પગનું બૂટ તદ્દન રાટું હતું, પણ કળાથી પગ મુકે તો કોઈ પારખી શકતું નહિં. પાટલૂનનો કમરબંધ હીરાજડિત હતો, પણ તે સાફ કોઈ દિવસે થયલો જ નો'તો. કમરબંધની જમણી બાજુએ હીરાજડિત, અર્ધો તુટેલો જમૈયો ખોસેલો હતો, જે જાણે ઉછળી ઉછળી એમ પૂછતો હોય કે, “મારા ઉપયોગનો સમય ક્યારે આવશે” તેવો દેખાતો હતો.

ઉંચી કાળી સાટીનનો ઘુંટણ લગીનો ડગલો શરીરને ઢાંકવાને બસ જણાતો હતો. કસબી કામથી તેને શણગારવામાં આવ્યો હતો. ટુંકા ડગલાપર બીજો રેબ કાશમીરી બનાતનો પહેરેલો હતો, જે પગની પેની પણ દેખાવા દેતો નો'તો. તેની બાંહ્ય, ખભા, પીઠ ને આસપાસ જૂનું પુરાણું જરીકામ ભરેલું હતું. એથી આ પુરૂષ વધારે દિવ્ય અલૌકિક દેખાતો હતો.

સૂર્યના વધારે પ્રકાશવાથી, સુકુમારતા અને કોમળતાને લીધે, પ્રસંગોપાત્ત પહાડને પણ ડગમગાવવા સામર્થ્યવાનના મુખપર પ્રસ્વેદનાં બુંદ બંધાયાં. ખીસામાંના સફેદ રૂમાલે ટોપને ઉંચો ચઢાવી તેણે મ્હોં લુછ્યું. પોતાની પાસેની લાંબી ડાંગના ટેકાથી નિશ્વાસની હાય મારી તે ઉભો થયો. દુ:ખની ગમીથી એક પણ ડગલું ભરવાને તે સમર્થ નહોતો; પણ દૂરની એક ટેકરીપર જવા માટે ધીમે ધીમે પોતાનું પગલું ઉપાડયું.

ત્રણ ચાર ટેકરી તે ઓલંઘી ગયો ને પોતાની ધારેલી ટેકરી જેના માથાપર પથ્થરની શિલા અધર ઝઝુમી રહી હતી, જે નીચે બેસનારનું તાપ કે વરસાદથી રક્ષણ કરતી હતી તે નીચે, ઉત્તર ભણી મુખ રાખી આ આકૃતિ બેઠી.

“અરે, દેશમાં સ્વદેશાભિમાન ક્યાં છે?” આ વીર પુરૂષ મોટે ગંભીર અવાજે બોલી ઉઠ્યો; “દેશદાઝ ને દેશભક્તિનું શુન્ય મુકાયું છે. અહો આર્યો, તમારી શી દશા હતી, શી થઈ છે ને શી થશે તે વિચારો. સ્વદેશાભિમાન વિના સ્વતંત્રતા નથી ને સ્વદેશાભિમાન વિના અમર નામના નથી. કોઇને જ્યારે સ્વદેશાભિમાન નથી, ત્યારે હું કોને અમર કરૂં? ખુશામતિયાને ને આપસ્વાર્થીઓને? પોતાના દેશનું હિત જુવે નહિ તેવાઓને?

નામનાં મોટાં મોટાં કાર્યમાં નાણાં ભરે, પણ દેશકાજ કશું કરે નહિં તેવાઓને? અરે ના, એવાઓને હું અમર કરી શકતો નથી. મારા બંધુજનો! તમે વિચારો. તમારી કેળવણીને એબ લગાડો નહિ, જેબવાળી કરો. પણ હાય! ગંડુર બિનજોસ્સાવાળી કેળવણીનાં આ પરિણામ છે. ભણીગણીને મારા બાંધવો આ દુર્દશાએ પહોંચે એ મારા હૃદયને કેટલું ભેદી નાંખે છે? રાજદ્વારી સત્તા કેવી ચપળ ને ચંચળ છે તેનું અને સ્વદેશના લાભનું કોને ભાન છે? પણ કોનામાં સ્વદેશહિતનો અંકુર છે? જનમંડળ તો સ્વદેશકલ્યાણની વાત કરનારને કંગાળ ને દુર્બળ નિરખે છે; તેને તુછકારે છે. તુછકારનાર સ્વાર્થી ને એકલપેટાઓ છે. આવા એકલપેટા–જુજ એકલપેટાઓથી જ દેશનું અનહિત થાય છે. હિમ્મતરહિત બાયલાઓ સત્યાસ્ત્રે યુદ્ધ કરતાં ડરે છે! શાને માટે ડરવું? સ્વદેશનું કલ્યાણ કેમ ન કરવું? નિડર સત્ય સાહસ કેમ ન કરવું? વાજબી દાદ કેમ ન મેળવવી? પણ જ્યાં હિમ્મતનાં સાંસાં, જ્યાં સ્વાર્થી કર્મો, ત્યાં દેશોન્નતિ થાય જ નહિ, ત્યાં દેશની સ્વતંત્રતા સચવાય જ નહિ, છૂટાપણાના લાભ મળે જ નહિ, રે, મારા બંધુજનો! ઓ મારા જીગરના સ્નેહીઓ, તમે સ્વતંત્ર સુખ નહિ જ નિરખવાના? તમારે માટે મારો અંતરાત્મા કલ્પાંત કરે છે. તમે વિચારો, તમે સમજો. અરે! આર્ય ભારતજનની? તું કયાં છે? મારૂં મન તો બેબાકળું થયું છે માટે મને શાંતિ થાય તેમ કર અને મારા બંધુને કંઈ બોધ દે."

ભરતખંડના ઇષ્ટદેવે વિનતિ લક્ષમાં લીધી. પર્વતમાં એક મોટા કડાકા સાથ વિજળીનો પ્રકાશ ને મેઘગર્જના થયાં. શેષનાગે પોતાનું શિર ડોલાવ્યું. નર્મદા નદીના પાણીનો પ્રવાહ અતિશય જોશથી ઉછળ્યો; અને પાણીપર ફીણના ગોટા ફરી વળ્યા. પર્વત મધ્યમાંથી ફાટ્યો. ઝળહળતા તેજના પ્રકાશ સાથ મહા જોરાવર પશુપતિ વાઘ બહાર નિકળ્યો. તેનાપર સ્વરૂપ સૌંદર્યયુક્ત, દિવ્ય કાંતિમાન્, અદ્ભુત શક્તિની એક દેવી બિરાજેલી હતી. વાઘે બાહાર આવતાં સાથ એક મોટી ગર્જના કીધી, જેના પ્રત્યાઘાતથી આખું વન ગાજી રહ્યું.

આ આકૃતિ દિવ્ય કાંતિમાન્ અને બુદ્ધિમાન્ જણાતી હતી. તે શરીરે મધ્યમ કદની ને મજબૂત બાંધાની હતી. તેણીએ શાંતિકાળમાં અતિશય મોજમજાહ ને એશઆરામ ભોગવેલા તેમ યુદ્ધકાળે રણસંગ્રામમાં કારી જખમો ખમેલા, તેનું લોહી વહેવાથી ઉત્પન્ન થયલી નબળાઈ તેના મુખારવિન્દપર છાઈ રહી હતી. ચેહેરો આછો પીળાસ પડતો હતો;

ને તેમાં કોમળતા, નમ્રતા ને પ્રકાશમય ખુબસુરતી બહાર પડતી હતી. નિરાશા અને ક્રોધ, સંશય અને દિલશોચ, ઈર્ષા અને શત્રુમૈત્રી, એ વિગેરે બીજા સાધારણ વિકારો સાધારણ પ્રાણી કરતાં ઘણા જ જુદા પ્રકારના હતા. તે વિકારો નરમ, માયાળુ, માનમરતબાવાળા અને બુદ્ધિને પ્રકાશદાયક હતા, ધર્માભિમાન તેની રગેરગમાં પસરેલું હતું. મુખમુદ્રા ભવિષ્યને માટે ઘણી ચિન્તાતુર હતી, જેથી તે બેબાકળા જેવી લાગતી હતી. તેની ચોગરદમ ફરતી કાળી મોટી આંખો, વર્ષોનાં વર્ષો થયાં જે ફેરફાર પોતાના મ્હોં આગળ થયા છે તેની યાદદાસ્તને તાજી કરનારી, ને ભવિષ્યમાં હવે શું શું બનનાર છે, તેને માટે ઘણી સકોપ ને આરક્ત, પણ તે સાથ આશા વગરની ફરિયાદ ઉઠાવતી પ્રકાશ મારતી હતી. આંખમાંનું દિવ્ય તેજ એટલું ગરમ હતું કે તે જાણે હમણાં પોતાના મનુષ્ય શત્રુને બાળી ભસ્મ કરી દેશે. તેના શિરના લાંબા શ્યામ વળદાર ગુચ્છા છેક પગની પેની સૂધી પહોંચેલા હતા; તે જમીનને અડકી તેને સાફ કરતા, સથરવથર આસપાસ વિખરાઈ પડેલા અને વેરઝવાળા ને દુઃખ દર્શાવનારા વહેતા બાષ્પબિંદુથી તથા કીર્તિના રણમાં ખમેલા ઘામાંથી વહેલ લોહીથી તરબોળ થયલા હતા. સોનું, હીરા, માણેક, મોતીના સંખ્યાબંધ અલંકારો અંગના દરેક ભાગપર ધારણ કરેલા હતા. આમાંના કેટલાક અલંકારના ખાંચાઓમાંથી કોઈ તેના જાણીતા શત્રુએ તરત જ બળાત્કારથી જવાહીર ખેંચી લીધેલાં, તેથી તે ભાગો ઘણા બેબિચલ દેખાતા હતા. તેનો જવાહીરવાળો કાચબી ઝભ્ભો–બખતર–જેની કોર ચીનના દરિયામાં તથા મનારના અખાતમાં પાકેલા મોતીથી ભરેલી હતી, તે કાદવથી ને લોહીથી ખરડાયલો ને ભીંજાયલો હતો. ઝભ્ભામાં કેટલેક ઠેકાણે નાનાંમોટાં ગાબડાં પડેલાં હતાં. આ ગાબડાંઓમાંથી તેના શરીરના કેટલાક ભાગો, જે શોહેરાયલા ને ઘવાયલા હતા ને જેમાંથી લોહી સદાકાળ ઝરપતું ને વખતે વખતે ટપકતું હતું, તે દેખાતા હતા. તેના ગળાના અમૂલ્ય મોતનહારની શેરો તૂટેલી લટકતી હતી. આથી જોનાર તરત પારખી શકતો હતો કે તેપર દુશ્મનનો હાથ તાજો જ પડેલો છે. તેણે જમણા હાથમાં સુજે રસેલું ખડ્ગ પકડેલું હતું. ડાબા ખભા પછાડી ભાથા સાથ તીરકામઠાં હતાં. તોપના ગોળાથી તુટેલી કાચબા–ગેંડાની ઢાલ, જેના મોગરા તદ્દન ઢીલાઢબ થઈ ગયા હતા, તે તેના ડાબા ખભાની ડાબી બાજુએ લટકતી હતી. મસ્તકપર મોગરાના કરમાયલા ફુલનો મુગટ અવ્યવસ્થિત હાલતમાં પહેરેલો હતો, જે જાણે મશ્કરીમાં પહેરેલો હોય એવો દેખાતો હતો.

તેનો પશુસાથી જંગલી હતો, તોપણ તેની આકૃતિ બંગાળી ચટાપટાવાળા વાઘના જેવી હતી. તે પોતાની શેઠાણીની માફક લડાઇમાં ઘવાયલો હતો, તેથી સહજ નબળો હતો. તેણે ખમેલા ઘા જેમાંના કેટલાક ઘા, તેમાં મુખ્યત્વે કરીને કપાળનો ગોળીનો ઘા હજી પણ રૂઝાયા વગર સબડ્યાં કરતો હતો.

આ સ્થિતિ ને પોષાકમાં ભરતખંડની મહારાણી, જેનું નામ **હિન્દદેવિ** હતું તે પોતાના પુત્ર પાસે આવી, સામી આકૃતિ જેનું નામ **દેશહિત** છે તેણે દેવીને નિરખી શિર નીચું નમાવી પ્રણામ કીધા.

"વિના અપરાધની શાપિત દેવી મા! તારી આ શી અવસ્થા છે?" **દેશહિતે** કહ્યું; "દાશરથી રામ, પરશુરામ ને બળરામ; વ્યાસ, વાલ્મિક ને ગૌતમ; કૃષ્ણ, અર્જુન ને ભીષ્મે પૂજ્ય પ્રમાણેલી દેવી! તારી આ સ્થિતિ કેવી સંતાપજનક છે? જે ભૂમિના અમરદુર્ગપર જયધ્વજ ફડફડ પવનમાં ઉડતા; જે ભૂમિનાં દર્શન માટે દેવદનુજ વારંવાર આવતા હતા; જે ભૂમિ ઉપર ભરત, યુધિષ્ઠિર, વિક્રમ ને શાલિવાહને એક ચક્રે રાજ કરેલાં, જે ભૂમિપર સદાકાળ વિજયવિજયનો હર્ષનાદ થતો અને જે ભૂમિની દેવી બીજા સર્વ દેશોની મહારાણી તરીકે બિરાજતી એવી ઓ મહાદેવી! તું આજ વહેતાં લોહીએ, નિસ્તેજ વદને આમ રખડે, એ શું થોડું દયામણું છે? તે પૂર્વના રંગ કયાં ગયા? કયાં ગઈ તે પૂર્વની રિદ્ધિ, સિદ્ધિ સમૃદ્ધિ? ક્યાં ગયું તે પ્રેમશૌર્ય? તે યુદ્ધરંગ કયાં છે? તે આનંદકાળ કયાં? વેપારની તે તેજી કયાં છે? કયાં છે તે સચ્ચિદાનંદમાં મગ્નમસ્ત મહારૂષિઓ ને યુદ્ધમસ્ત ક્ષત્રિ વીરો? કયાં છે તે રાજ્યના રંગરાગ? અરે તે સ્વતંત્રતા કયાં ગઇ? સ્વતંત્રતા, સમાનતા ને મિત્રતાના નિયમો કયાં ગયા છે? સૂર્ય ને ચંદ્ર તો તે જ પ્રકાશે છે, વાયુ પણ તે જ વાય છે ને રત્નાગરની લહરીઓ પણ તેવી જ આવે છે."

"તે સર્વ બ્રિટાનિયા પાસે છે," મહારાણી હિન્દ બોલ્યાં; "મારા પ્રિય પુત્ર! મારા બાંધવ! તે સઘળું બ્રિટાનિયાએ લઇ લીધું છે. તેણે સર્વને નિરાધાર ને આશાભંગ કીધા છે. એટલું છતાં તે ગુમાન ધરાવે છે કે, મેં હિન્દના પુત્રોને આભારી કીધા છે! આભારી કીધા છે? કેવા પ્રકારે? કેળવણી આપી વીર્યહીન બનાવી દીધા; સદા સંતોષમાં મહાલવાની શિક્ષા આપી, અમે તમારૂં રક્ષણ કરીશું માટે અસ્ત્રશસ્ત્રની તમારે જરૂર નથી, એમ કહી તે લઈ લીધાં; સૈન્યવર્ગમાં આર્યસ્થાનીઓ તો જાણે લાયક જ નથી

એમ ધારી તેને તાલીમ આપતી જ નથી. વોલનટિયર કોર, કે જે સર્વને માટે ખુલ્લું હોવું જોઇએ તેમાં દાખલ કરવા નિયમનો બાધ બતાવ્યો; દેશી રાજ રાખ્યાં, પણ તે નહિ જેવાં કરી દીધાં; વિલાયતથી અગ્ન્યસ્ત્ર મંગાવવા દીધાં, પણ તે આવ્યા પછી, તમારે તેનો શો ઉપયોગ કરવો છે, અમે તમારા રક્ષણકર્તા કેવા સામર્થ્યવાન છિયે, એમ સમજાવી છિનવી લીધાં, પાછાં આપ્યાં નહિ ને બીજાં શસ્ત્ર ઓછાં કરાવ્યાં. સત્ય ને યશસ્વી કોલથી બંધાયા, પણ તેપર પાણી ફેરવવાની રૂચિ કરી પાણી ફેરવ્યું, પણ દેશી રાજ્યોનાં સૈન્યોનો નાશ કરવાની છુપી ઇચ્છા દર્શાવી; પોતાના પુત્રોનું રૂડું ઈચ્છ્યું. સિવિલ સરવિસના હક્ક સાચવવા તારા બાંધવો પૂરેપૂરા લાયક છે, તે છતાં તેમાં ન દાખલ કરવાને આડકતરા ઉલટા માર્ગો લીધા, જેથી માત્ર મારા પુત્રોને હક્ક મળતા નથી, ને માત્ર બ્રિટાનિયાના પુત્રો જ તેના ભોક્તા ગણાય છે. મારા પુત્રોને મનુષ્ય પ્રાણીમાંથી રદ કીધા, કેમકે સ્વતંત્ર હક્ક વિના સ્વદેશાભિમાન નહિ અને સ્વદેશાભિમાન વિના મનુષ્ય જ નહિ; એવા હક્ક આપવા માટે ચોખ્ખા ને મોકળા રસ્તા બતાવી દીધા કે તે ભોગવવા તમે નાલાયક છો. પેટભરાં માન્ચેસ્ટર માટે કાપડ–રૂપર એની કડવી લોભી નિઘા ગઇ, ને જ્યારે આ દેશ પાયમાલ છે, ત્યારે વધારે પાયમાલ કરવા માન્ચેસ્ટરને આયાત જગાતની છૂટ આપી વેપારની છૂટના ખાં થઈ પડ્યા. પ્રિય **દેશહિત** ! તું રડ ના. જો કે તેણે તો તારા એવા એવા તમામ હક્કપર તરાપ મારી છે. દેશી છાપો જે સ્વતંત્રતાથી સત્ય ફરિયાદ ઉઠાવતો તેને એક બે નાદાનોની હુલ્લડાઈ માટે જડમૂળથી મારી નાંખ્યો. વેપારને આબાદ કરવાને બહાને બરબાદ કીધો. દેશી હુન્નર ને દેશી ઉદ્યમને રડતાકકળતા કરી દીધા. તું કહે છે કે તારા બંધુઓમાં સ્વદેશાભિમાન નથી ને તેઓ માત્ર નામના કર્યા કર્મપર મોહી જાય છે તે સત્ય છે; પણ શું બ્રિટાનિયાના વિજયી યોદ્ધાઓ એવું જ ગુમાન ધરાવે છે કે અમારો પરાજય નથી ? જો તેઓના મનમાં એમ હોય તો તેવી નાદાની ભરેલી વાત તે કેમ સાંખે છે ? તે તેમને કેમ બોધ દેતી નથી ?”

**દેશહિતે** કહ્યું: “પણ મારા બંધુઓ કેવા ને કેટલા જડ છે તેમને ઓ મા ! તું કેમ શિખામણ આપતી નથી ? હું બધું સમજું છું કે બ્રિટાનિયાએ પોતાની શક્તિ ઘણી વધારી દીધી છે, પણ તારા પુત્રો અક્કલશૂન્ય છે ત્યારે કેની ? બ્રિટાનિયાનો પ્રથમનો બોધ ને અભય વચન કેવાં હતાં, તેપર તારા પુત્રો કેમ બોલતા નથી ? “તમારો દેશ દીનહીન અવસ્થામાં

છે તેમાંથી અમે તારીશું; સત્ય ન્યાય ને અદલ ઇનસાફ કરીશું; વાઘ બકરી એક ઓવારે પાણી પીશે; દેશસમૃદ્ધિ ને વેપાર કળા ઘણી વધશે; શત્રુથી રક્ષણ કરીશું; ઝાઝો જુલમ પડશે નહિ; જે કરોના ભોગ હમણાં તમો થઈ પડેલા છો તેમાંથી ઉગારીશું.” ઇત્યાદિ તેનું બોલ્યું અબોલ્યું થયું તોપણ તારા પુત્રો કેમ સમજતા નથી? એક નવા કામમાં પોતાની નામરજી હોય તો તેનો પોકાર—સખતમાં સખત પોકાર ઉઠાવે તો તે કેમ ન અટકે? બ્રિટાનિયાને જાતેજાત કેમ વિનતિ કરતા નથી? પણ તેઓ તો પોતાનું ભાન ભૂલી ગયા છે. તેઓ નવું તો હમણાં શીખનાર નથી તો ખેર, પણ માન્ચેસ્ટરનો જ દાખલો “ચર્ચા ચલાવવી ને લાભ સાચવવો” તે કેમ ભૂલી જાય છે? છતી અક્કલે કેમ મૂર્ખ બને છે? તેઓ ઉંચ તુકમ અને ઉંચ પાણીના છે, અને દેશના કલ્યાણમાં જ સ્વકલ્યાણ છે એમ સમજે છે, તે છતાં દેશકલ્યાણ કારણે કેમ કાળજી રાખતા નથી? માતુશ્રી! તેમને જણાવ કે યૂરોપિયનો ઉંચા સુખના ભોક્તા થયા છે તે કાંઈ તેઓની વજ્રની અક્કલને લીધે નથી.”

મહાદેવીએ ગંભીરપણે પ્રતિઉત્તર આપ્યું: “પુત્ર, તારા બાંધવોનો દોષ ના બોલ, ના બોલ. તેઓ સઘળું ઘણી સારી રીતે સમજે છે. તેઓ બુદ્ધિહીન નથી. તેઓ જાણે છે કે યૂરોપિયનોનાં માથાં વજ્રનાં નથી. એક જ પ્રભુએ આપણને ને તેમને સરજાવેલા છે. પણ તેઓ તો વસુ વિનાના પશુ છે; સાધન વગર બલહીન છે. સાધન વિનાનો શૂરો શું કરે? સાધન વિનાનો અર્જુન શું કરે? ને સાધન વિનાનો વેલિંગ્ટનને રડાવનાર ને યૂરોપને ધ્રુજાવનાર નિડર સાહસિક નેપોલિયન પણ શું કરે? પણ આપણે કંઇ હાલ તેનું કામ નથી. નેપોલિયન, અર્જુન, કૃષ્ણ તેના કાળમાં પરમ યશદાયક કર્મો કરી ગયા છે; તેવાં પરાક્રમ કરવાનો આ સમય નથી. તેવું કરવાનો સમય ઘણો દૂર છે. તેવો વખત આવશે. જે વખતના પંજાની ખરીતળે આર્યસ્થાનનું નસીબ દબાયું છે તે ખરીને વખત ઊંચી કરશે જ, ત્યારે મારા પુત્રો કેવાં પરાક્રમ કરી વિજયવિજયના જયશ્રી રંગ દર્શાવશે તે હું ને તું તો નિરખીશું જ. પણ સ્વતંત્ર હક્કરહિત પશુતુલ્ય બનેલા છે તેમને યોગ્ય હક્ક આપવામાં આવે તો કેવું સારૂં! તેઓ નિમકહરામ થાય એવા નથી. જ્યારે બીજી પ્રજાઓ રાજકાજમાં પ્રસંગોપાત્ત માથું મારી જય દર્શાવે, ત્યારે મારા પુત્રો એક રાસે ગોવાળાંની પેઠે હંકારાય, દોરાય કે કુતરાંની પેઠે લાકડીના સપાટા ખાય! હાય! એ તો એકે સામટા આખી પ્રજાપર વેરના ઉભરા

લેવાય છે! એટલા માટે કે કોઈવાર તે માથું ઊંચકવા સામર્થ્યવાન્ થાય જ નહિં. કેવું નિંદિત કર્મ! કદાચિત્ મારા પુત્રો રાજકાજમાં આગળ પડતા થાય તો બ્રિટાનિયાને ધોકો પહોંચે એવું તે સમજે છે! જો તે એમ સમજતી હોય તો તેની કેવી નાદાની ?! એથી શું મારા પુત્રો વધારે નિમકહુલાલ રહેશે ? ના, તે તો ઉલટા વૈરમય દૃષ્ટિએ જોશે. પણ આંગ્લભૌમવાસી યોગ્ય આર્યને હક્કદાન કરવાથી પોતાની વંશપરંપરાની અખંડ કીર્તિને ઝાંખ લગાડશે નહીં. સ્વતંત્રતા ન આપી બાયલા બનાવવામાં બ્રિટાનિયા શું જવાંમર્દી સમજે છે? એથી તો તેની અક્કલ ને શક્તિ માટે હલકો વિચાર આવે છે. સ્વતંત્રતા આપવી ને પછી સર્વોપરી સત્તા રાખવી તે જ સર્વોપરી સત્તા ને તે જ મર્દાઈ ને તે જ વિજય. રાજકાજમાં પ્રવીણ થવા માટે સ્વતંત્રતાના સર્વે હક્કો આપવા જોઈએ. નીતિનો એવો એક પણ નિયમ નથી કે જેથી સરખી પ્રજાને પોતાના જેવા હક્ક ન આપી શકાય."

આ બોલવાને અંતે સૃષ્ટિનો રંગ બદલાઈ ગયો. આકાશપર વાદળાંઓ એક પછી એક ચઢી આવ્યાં. સૂર્ય દેખાતો બંધ થયો. ચોમેર અંધકાર વ્યાપી રહ્યો. પર્વતને થોડે દૂરથી જાણે ક્રીસ્તો વાંસળી વજાડતો હોય તેવો મધુર સાદ કાનને અથડાવા લાગ્યો. આવો સાદ ત્યાં કોઈ કાળે સંભળાયો નો'તો. પવનનો સુસવાટ આવવા માંડ્યો ને મેઘરાજાની સ્વારીનાં ચિહ્ન માલમ પડ્યાં; પણ એક બુંદ પડ્યું નહિ. હિન્દ ને સ્વદેશહિત ટગરટગર આસપાસ જોવા લાગ્યાં. તેમણે નિર્ભયપણે શસ્ત્ર સજ્યાં. એવામાં નદીના મધ્ય ભાગમાંથી એક વિકરાળ સિંહ ગર્જના કરતો નીકળતો માલમ પડ્યો. તે પોતાપર સ્વારી કરેલી દેવી શાહનશાહજાદીને લઈને બહાર મેદાનમાં આવ્યો; અને દૂર પોતાના જેવું અદ્ભુત પ્રાણીને જોઈ પોતાની શક્તિ બતાવવા એક પછી બીજી મેઘગર્જના કરી. વાદળાં પાછાં વિખરાઈ ગયાં ને સૂર્ય પૂર દમામમાં પ્રકાશવા માંડ્યો.

આ નવી આકૃતિ હિંદની જેવી હતી. તે સ્ત્રીનું રૂપ કદમાં ઊંચું ને પુરૂષાતનવાળું હતું. તેના ખુબસુરત રતાસ પડતા વાળ, તામ્રરંગી મ્હોંડાની ખિલતી બાજુએ ઢંકાયલા હતા અને મુખારવિન્દની જે બાજુ નિમાળાથી ખુલ્લી હતી તેનો રંગ ઈંટના ભુકાની રતાસ કરતાં ઉતરતો હતો; ચેહેરો ખુબસુરત દિવ્ય અને મરદાનગીવાળો; આંખો ભૂરી, સ્વચ્છ, ઠંડી ને ઊંડી નિશા પહોંચાડે તેવી; મ્હોંડું ખૂણામાંથી બેસી ગયલું, પણ વાંકું ફેરવે તો જાણે હસમુખું હોય તેવું જણાતું હતું; દાઢ, દેખાવે ભારે, નક્કર ને પશ્ચાત્તાપવાળી

હતી. આટલું છતાં કંટાળો આપે એવી ખાશિયત તેના આખા મ્હોડાંપર છવાઈ હતી અને સૂક્ષ્મ નજરથી જોતાં આવી આકૃતિમાં આવાં ચિહ્ન સંભવિત છે, એવું આંખને પ્રત્યક્ષ માલમ પડતું ને અંતરમાં અસર કરતું હતું. તેનું મ્હોડું બડબડતું ને હાથમાં ચળવળાટ ઘણો જણાતો હતો; અને રીઝવું ને ખીજવું, એ ચિહ્ન સાધારણ કપાળ ને મ્હોંપર પ્રકાશિત હતાં.

આ સ્વરૂપ સૌંદર્યવાન આકૃતિનો પોશાક તેના દેખાવના જેવો અજાયબ હતો. મસ્તકે ગ્રીસિયન ટોપ ધારણ કરેલો હતો, પણ તે તેના મસ્તકને કેટલીક રીતે લાયક નો'તો. શરીરપર લોહી જેવો રાતો ઝભ્ભો પહેરેલો હતો, ને તેને છાપેલા અક્ષરના ચામડાના પટાથી બાંધેલો હતો. તેની કમ્મરમાં નાની હાથમાં રાખવાની રાઇફલ કૅનન બેસેલી હતી; જેથી તેને ઉઠતાં બેસતાં ટેકાવ મળતો હતો. તેની એક બાજુએ હાથે ઉપાડી શકાય એવું "સ્ટીમ એન્જીન" તથા ધર્મ પુસ્તક (બાઇબલ) "યમપાશ" દોરડાથી* ટાંગેલા હતા, તે દોરડું જાણે કોઈ ફાંસી દેનાર માણસનું હોય એવો વસવસો મનમાં ઉત્પન્ન કરતું હતું. ડાબા હાથના ખભા અંદર પાંચપચીસ પાકી રૂની ગાંસડીઓ તથા તેટલા જ ભરતર બીડના કકડા બાંધેલા હતા; અને તે જ હાથમાં દૃષ્ટિને હેબકાવી નાંખે એવી કદાવર ગોળ ઢાલ જેપર સફેદ બરફ જેવા રંગ સાથે ભુરું અને લાલ ક્રૂસ ચિતરેલું હતું, તે બાહાદુરીથી પકડેલી હતી. તેના મુખમાંનો શ્વાસ "લીક" જાતના છોડવાનો આહાર કરવાથી ઘણી દુર્ગંધ મારતો હતો, અને મ્હોંના ખૂણામાં થુવેરીયાના કાંટાની એક ડાલી લટકાવેલી હતી. તેના જમણા હાથમાં એક ત્રિશૂળ હતું, જેની અણીપર વાયુમાં હળમળી રહેલી દોરીએ બેપ્રીકરાઈથી એક મુગટ આન્દોલન કરતો હતો. તેનું વાહન એક વિચિત્ર પ્રકારનું પ્રાણી હતું, જેની ખરી ખાશિયતનો નિર્ણય ભાગ્યે જ થઈ શકે, કેમકે તેનું શરીર ચિત્તા વાઘના જેવું, તેનું મસ્તક નેપાળી કુતરા જેવું અને તેની ગરદનની આસપાસ સિંહની યાળ વિંટલાઈ હતી, તે યાળ ટાલ પડેલા મસ્તકને ઢાંકવા માટે જાણે કુદરતીજ હોય તેવી બેસાડેલી દિસતી હતી. આ પ્રાણી હાલતાં ચાલતાં કુદતું, વચ્ચે વચ્ચે અટકી જતું ને પછી ઘણી લાંબી ગર્જના કરતું. વળી જેમ બિલાડી ઉંદર જોડે રમવાને જમીન પર પડી જાય તેમ પોતાની શેઠાણીના હાથમાં ઉનનાં કપડાંથી ઢંકાયલી મોરચંગ ઘડી પળે બજાવવા મંડી જતું. જ્યારે જ્યારે એ પ્રાણી પડી જતું હતું ને મોરચંગને આથડતું હતું ત્યારે ત્યારે તેના વિચિત્ર ચકચૂર તારે

* A chatelain.

પૂર્વ પરંપરાનો શોકદાયક રાગડો કહાડી તાન મારતા, અને ક્વચિત્ તેમાંનો એકાદ તાર ઉડીને, તુટીને તેના મ્હોંપર ઘા કરતો હતો ત્યારે તે, તે વાજીંત્રને અતિશય ગુસ્સે થઈ કડવાસથી, વેરમય દ્રષ્ટિએ પંઝા મારતું તથા કરડતું હતું.

પ્રિય વાંચનારને આ આકૃતિ કોણ હતી તે કહેવાની જરૂર નથી. તેનાં સ્વરૂપ વર્ણનથી તે કોણ છે તે જાણ્યામાં આવ્યું હશે.

મેદાન પડતા સિંહે વાઘને જોયો, અને પોતાનાં પગલાં તેની તરફ કીધાં. વાઘ પણ તત્પર થઈ દ્રષ્ટિ કરવા લાગ્યો. તેણે ચંચળતાથી નિહાળતાં કેળવાયલી કુશળ બુદ્ધિયે તથા પ્રપંચવૃત્તિયે બલિષ્ટ સિંહને પોતાની સામા તાકતો જોયો. તેવા જ પ્રકારનું સન્માન આપવા તે પણ તૈયાર હતો. પાયમાલીમાં તે હઠે તેવો નો'તો. પોતાના બલિષ્ટ પ્રતિસ્પર્ધીને જોતાં જ તેના જેવી લાંબી વિકરાળ ગર્જના કરી તેનો આદરસત્કાર કીધો, અને નીચી ગર્દને તેની સામા ગયો.

વાઘની શેઠાણી પણ સદા શાંતિકાળમાં આળસુ ને નિસ્તેજ છતાં, યુદ્ધસમય સમીપ નિરખી પ્રચંડ વિકરાળ શૌર્યભર્યારૂપે પ્રકાશી. ચતુરા યુદ્ધ માટે ચપળ થઈ. નિરૂપયોગી શસ્ત્રો બાજુએ ફેંકી દીધાં; અને તૂટેલું બખતર અંગમાંથી કહાડી નાંખ્યું. બ્રિટાનિયા (જે નવી આવનાર આકૃતિનું નામ છે તે)ની ઢાલ અને ત્રિશૂળ ઘણાં ભયંકર ને બળવાન હતાં અને યુદ્ધમાં હંમેશ તેનેજ વિજય મળતો હતો, તોપણ હિન્દ મહાદેવીની આ વેળાની કાંતિ ને શૌર્યભર્યારૂપે પ્રકાશવું, ને જીવપર આવેલી હિંમત, યાહોમ કરી કૂદી પડવું, મરવું યા મારવું, એવો અચળ ટેકાવ જોઈ કાર્તિકસ્વામી કોને વિજય અપાવશે એ શકભરેલું થઈ પડયું.

પણ આ વેળા બ્રિટાનિયા પ્રૌઢ પુરૂષનો ગર્વ ધરી શાન્ત રહી. તે પ્રતિપક્ષીની કુળમોટપ ને શક્તિ ને કીર્તિમય કર્મો સ્મરણમાં લાવી, હું પદથી છલકાઈ ગઈ નહિ. તેણીએ પ્રપંચ વિજય મેળવ્યો. પોતાની મુખમુદ્રામાં પોતાનો સઘળો જુસ્સો છુપાવ્યો. તે આવીને સ્વસ્થતાથી ઉભી, ને માત્ર સ્વરક્ષણાર્થે જ શસ્ત્ર ઉંચકશે, પણ સામી થનાર નથી, એવું બતાવી મુખડું મલકાવ્યું; ને જણાવ્યું કે અપમાન કે શસ્ત્રઘા કરવામાં આવશે તો તેનો બદલો લેવા ચૂકશે નહિ.

બ્રિટાનિયા થોડીવાર તટસ્થ ઉભી રહી. તે મનમાં બ્હિતી હતી કે રખે મહાદેવી મારૂં અપમાન કરે; પણ હિન્દ દેવીએ તેને કોઠું આપ્યું નહિ.

"હું કહું છું કે મહાદેવી—" વાઘ ને સિંહ સામસામા થઈ પડ્યા ને

ડોળા ઘૂરકાવતા હતા તે જો વધારે વખત એમના એમ ઉભા રહેશે તો મોટું રમખાણ મચાવ્યા વગર રહેશે નહિં એવું ધારી, બ્રિટાનિયા આખરે કોઈ નિશાળીઓ ઠઠ્ઠાબાજી કરતો, ગમત મેળવવા પતરાજીથી બીજાને ધમકાવે તેવા રોપમાં બોલી ઉઠે તેમ બોલી, "હું કહું છું કે મહાદેવી, અમારા સિંહ સમક્ષથી તારા વાઘને દૂર કર, નહિંતર હમણાં–" તુરત તેણીએ પોતાની નાતરસ ખૂની ભૂરી આંખનું કિરણ તેની સામા નાખી પોતાનું ત્રિશૂળ ડાબા હાથમાં જોરથી પકડી ઉંચકયું ને બંદુકડીથી મહાદેવી સામા નિશાન તાકવાનું ડોળ ઘાલ્યું.

"નહિતર શું થશે?" હિન્દરાણીએ કશા પણ ડર વગર કરડાકીમાં પ્રતિઉત્તર વાળ્યો; "ગર્વિષ્ટ ઓરત! તું શું સર્વને એક લાકડીએ હાંકે છે કે? રાજ્યમદ ને ધનમદ એટલો ન રાખ; બુદ્ધિમદ ને સમૃદ્ધિમાં છકેલી! મોટમોટાના ગર્વ અતિશય સુંદર સ્વરૂપમાં શોભ્યા ને ખંડિત થયા, તો તું કોણ હિસાબમાં? ચલ આવ, જો મારો હાથ, પછી તારી શૌર્યબુદ્ધિનું માનગુમાન રાખ." એમ બોલતાં સાથ પોતાનો ભાલો કહાડી–મારી એકદમ તેણીના બખતરના ખૂણાને ચીરી નાંખ્યું, ને આડી વાટે રણચાતુર્યથી અણછતો એવો ધક્કો માર્યો કે સ્વદેશહિતે પોતાના હાથપર ઝીલી ન લીધી હોત તો બ્રિટાનિયા જમીનપર પડત. હિન્દે તુરત પોતાનો ભાલો દૂર ફેંકી દઇ, બ્રિટાનિયાને પોતાની બાથમાં લીધી ને કહ્યું, "આ શૌર્ય ને આ જ ચપળતા કે?" હિન્દે વેરમય શસ્ત્ર ફેંકયું નહોતું, તેથી બ્રિટાનિયાને કશી ઈજા થઈ નહિં, પણ હિન્દની હથિયાર યોજવાની કુશળતા, શૌર્ય ને ચંચળતા નિરખી તે મોહિત થઈ રહી. બ્રિટાનિયા જેવી સ્વસ્થ ઉભી કે હિન્દે કહ્યું, "વિજયી પણ બીકણ છોકરી! પારકા બળપર ઘુમી આટલો બધો મદ! કંઈ સૈનિક રચના રચી તેં વિજય મેળવ્યા? દોલતમંદ થઈ તેમાં શું? પ્રપંચે વિજયી થઈ તેમાં શું? યુદ્ધકુશળતા દર્શાવવી હોય તો જોજે કોઈ દહાડો મારો હાથ, પણ હમણાં–"

"અરે પણ હિન્દ–," એકદમ ચમકીને બ્રિટાનિયાએ તીણો સાદ કહાડ્યો, "પેલા બે મસ્ત પ્રાણીઓને પાછા બોલાવ, નહિતર હમણાં–"

"પાછો ફર, પાછો ફર, મારા શૂરવીર બહાદૂર!" અપ્રસન્નવદને ઈશ્વરેચ્છાધીન શબ્દો દર્શાવતાં મહાદેવીએ કહ્યું; "પાછો ફર, પ્રિય બાળકા! એ બિનપ્રયોજનનું ધાંધલ ન કર. બાવિસતેવિસ વર્ષપર તારા કેવા હાલ થયા હતા તે વિસરી જાય છે? એના નરકાસ્રોએ તને કેવો ઊંડો ગબડાવી દીધો

હતો અને તને આશ્રય આપવાને અસત્ય બહાને મને કેટલું સોસવું પડ્યુ હતું? વત્સ! એ મસ્તી હમણાં નિરર્થક છે. શાન્તિ ધર ને પ્રભુપર વિશ્વાસ રાખ! જગદંબારાણી હમણાં આપણા વિરૂદ્ધ વરતે છે અને એણીના તારાનો ઉદય સમય છે."

"એ ચતુરા! તારાના ઉદયની ને સંગ્રામદેવીની વિરૂદ્ધતાની વાર્તા ન કર,"–બ્રિટાનિયાએ ગરમાટથી કહ્યું અને પોતાનાં હથિયાર મ્યાન કર્યાં, કેમકે વાઘ પોતાની શેઠાણીની આજ્ઞાને માન આપી દૂર ઉભો રહ્યો હતો; "ચતુરા! તારાના ઉદયની ને જગદંબાની વિરૂદ્ધતાની શી વાર્તા કરે છે? તારા પોતાના ગુન્હા ને ઘાતકીપણા માટે પ્રભુને ઠપકો કેમ આપે છે? તું શું બોલવા શક્તિમંદ છે કે હું તારી સર્વોપરી સરદાર ને સત્તામાં ચઢતી નથી? તું શું મારાથી સંગ્રામ મેદાનમાં પરાભવ પામી નથી નાઠેલી? અને રણક્ષેત્રમાં જ્યારે મારો એક પુત્ર જમીનને ભેટેલો ત્યારે તારા દશ કે વીશનો ભોગ નથી આપવો પડ્યો? તું ગમે તેવી શક્તિમાન્ છે, પણ મેં તને શું જેર નથી કીધી? મારૂં સર્વોપરીપદ સ્થાપ્યું નથી? તને મારા પગતળે ચંપાવાનો સમય નથી આણ્યો? અને તારો ઘોર સંહાર થતો મેં નથી અટકાવ્યો?"

"જ્યારે સિંહ મરી પરવાર્યા ત્યારે શિયાળવું મસ્તાન બન્યું!" પૂર્વવાર્તાનું સ્મરણ કરી ઠંડે કલેજે હિન્દે અવાજ કહાડ્યો;–"જ્યારે બકરા, મૃગલા વનમાં રહ્યા ત્યારે શિયાળ રાજા થયો અને ત્યારે જ સર્વોપરીપદ સ્થાપ્યું ને ત્યારે જ ઘોર સંહાર થતો અટક્યો! ચલ, બહાદૂર વીરરાજ, ચલ. આ સ્થળપર વિશ્રામ કરવો આપણને યોગ્ય નથી; કેમકે તેને વળી અપમાનનો ને બેવફાઇનો ને નિમકહરામીનો આરોપ મુકતાં વિલંબ લાગશે નહિ. તે તો તને સેહેજમાં, સત્ય બોલવામાં પણ ફિસાદખોર ઠરાવશે! એ તો અપદૃષ્ટિ છે."

"માતુશ્રી!" સ્વદેશહિતે નીચાં નમી કહ્યું; "તારે એવી બાબતની ચિન્તા રાખવી ન જોઈએ. તારે સત્ય માર્ગે વર્તવું છે તો કોણનો ડર રાખવો જોઈએ? ભુંડું તાકે તેનું ભુંડું થાય. તું ભલા માટે વર્તે છે ને સત્યની રાહે દોરવાય છે તો શાનો ડર છે? "પ્રભુ અને મારો હક્ક" એ નીતિ તો સ્મરણમાં જ રાખવી."

"પ્રિય પુત્ર! તું જોતો નથી કે એ સબળ છે, તેથી આપણી વાજબી દાદ ને ફિસાદને હુલ્લડાઈમાં ગણે છે. રાજાપ્રજા ઉભયનું હિત એ ક્યાં ઇચ્છે છે? ચાલ, ચાલ, આ સ્થળપર વધારે થોભવામાં આપણી સલામતી નથી," આમ બોલી હિન્દ ચાલવા તત્પર થઈ.

"સબુર," બ્રિટાનિયા તિરસ્કાર ભરેલા દેખાવે બોલી; "કોને તું વનપતિ કહે છે? પેલા છાકટા, મનુષ્ય લોહીના તરસ્યા, મૈસોરના હૈદરઅલીને? અથવા તેના ધર્માંધ પુત્ર ટીપુ સુલતાનને? અથવા સેન્ટ નિકોલસના ચેલા અગર ચોરોના શાહુનશાહુ જશવંતરાવ હોલ્કરને અથવા અઢારસો સત્તાવનની તારી શક્તિઓને ને તારા નામને સુધરેલી પ્રજામાં જેબવંતી (?!) કરનાર ખૂની—નામજાદા નાનાસાહેબ, તાત્યાટોપી, ફીરોજશાહ, અથવા પેલી ગાંડી, ઝનુની, અક્કલશૂન્ય ઝાંસીની રાણી લક્ષ્મીબાઈને? વાહ! તારી શક્તિઓ તો અતિ અદ્ભુત! તારા પ્રતાપી વનપતિનાં કર્મો તો સહુ ઉજમાળાં! તેમની બુદ્ધિ શક્તિના જય કેવા સુઘડ ને તેજસ્વી છે! અને તે બાતના સંબંધે વ્યવહારપક્ષમાં તું કેવી શોભે છે? હું તને પૂછું છું, હિન્દ! એ લજામણા નામોનું સ્મરણ કરતાં તને લજ્જા પ્રાપ્ત નથી નથી? શરમ છે એવા વનપતિઓપર! તેઓનાં કર્મો કેવાં કમકમાટ ભરેલાં હતાં?"

"આરામઘાએ સુતેલા શૂરવીર નરો માટે અયોગ્ય વચન ના બોલ," જાણે હમણાં પોતાના માથાપર કોઈનો અંકુશ છે જ નહિં તેવા દમામમાં હિન્દે કહ્યું; "તેઓ પોતાના પૂર્વજોની પગથીપર ચાલીને, ને પોતાના કાળને અનુસરીને, ને પોતાના ઉછળતા લોહીના જુસ્સાને આધીન વર્ત્યા છે. એવી કોઇ સ્થિતિમાં નિર્બળ પણ ટટાર થયા વગર રહે નહિં; તેમનો સમય હતો; શૌર્યભર્યા, ઉત્સાહી હતા, સ્વતંત્રતાના અધીર હતા, ને સર્વત્ર જુલમ પ્રસરેલો હતો તો પોતાની ઇચ્છાનુસાર સ્વચ્છંદે કેમ ન વર્તે? વળી સમયે સમયે દેશાભિમાની જનના જોસ્સા કેમ ન પ્રકાશે? ભવાનીએ જો તેમની તરફેણ ખેંચી હોત તો, હમણાં તેમની સામો એકપણ વાંકો સખુન કહાડવાની કોણ તાકાદ ધરાવત? પણ તેમને વખતે યારી દીધી નહિં ને સમય ફલિભૂત થયો નહિં. લૂટારા દેશ લૂટે તો રાજદ્રોહી ગણાય, પણ વિજયી રાજા જીતાયલા દેશને લૂટે કે લૂટવા દે તો તેની કોણ ખામી કહાડી શકે છે? તેને કોણ અપરાધી કહેવા શક્તિમંત થાય? પોતપોતાના વિજયે સૌ જણ સર્વોપરી છે. બાકી ટીપુ સુલતાનના અંગબળ ને તેનાં વિકરાળ ભયંકર મુખ સામા ધસારો કરવાની હિમ્મત કરી શકે એવો સબળ યોદ્ધો તે કાળમાં યુરોપમાં અથવા આખી દુનિયામાં કોણ હતો? તે મૈસોરના ચિત્તાના શૌર્યભર્યા બળે બે વ્યાઘ્રનો એક સામટો ઘાણ કહાડી નાંખ્યો ને તેની આબેહુબ તસવીર આજે તેને ટીપુ વાઘના અમર નામે મશહુર કરે છે. તો એવા મહાન્ યોદ્ધા માટે શું નિંદક વાક્ય ઉચ્ચારવાં જોઇયે? છેલ્લા ત્રણ તારા નમુના

છે, મારા નહિં અને તેઓ પણ અસત્યે વર્ત્યા છે એવું કોણ સાબિત કરી શક્યું? કંગાલ સ્થિતિમાં આવેલો શક્તિમંત પુરૂષ, જેનો વાજબી હક્ક વિનાપ્રયોજને, માત્ર ખાઉધરાના વેગે લૉર્ડ ડેલહાઉસીએ ઓહીયાં કીધો ને તેને કશી દાદ મળી નહિં તો, તે કેમ સકણો બેસે? મારાં બાલકોના વીરજોસ, સ્વતંત્ર શૌર્ય તેં યુક્તિયે રુંધી નાખ્યાં ત્યારે તેઓએ દગાબાજી ને ખુનરેજીને માર્ગે ફળ ચખાડ્યાં. ગુલામ શૂરવીર નિવડે ને વિજય મેળવે ત્યારે તે સાચા ને વફાદાર ગણાય છે; પણ તે વખત તેમનો પાસો અવળો પડ્યો ને–" અને તેણીએ જવા માટે મ્હોડું ફેરવ્યું.

બ્રિટાનિયા ગર્વિષ્ટ વચને, આશ્ચર્ય ને ખિજવાટ દર્શાવતી તીણે સાદે બોલી, "બ્હેન હિન્દ! ત્યારે તું શું ફરીથી કહે છે કે ગુલામ, ગુલામ, ખરેખર તારા પુત્રો ગુલામ છે? શામાટે? જ્યારથી મેં તેમને મારા સ્વહસ્તમાં લીધા ત્યારથી પૂર્વના નબ્વાબ, રાજા, રાણા, શાહનશાહો કરતાં શું ઓછી સ્વતંત્રતા ભોગવે છે? અને તેમના કલ્યાણ ને સુખવૃદ્ધિ માટે આટલા આટલા ઉપાયો હું યોજું છું તોપણ, તું ને તારા પુત્રો, હું જાણે રૂશિયા જેવી ખરેખરી જુલમગાર છું ને તારૂં આર્યાવર્ત જાણે બીજું પોલાંડ છે, એવું નિરંતર બોલે છે. ખચિત, તારાં આવાં શબ્દબાણથી મારૂં અંતર ભેદાઈ જાય છે, ને આટલું સુખ છતાં, મને રૂશિયા જેવી જુલમગાર ને ઘાતકી ગણે, એ અતિ આશ્ચર્ય પમાડનારૂં છે. તારા જવા પહેલાં મને એ વિષયનું સ્પષ્ટીકરણ કૃપા કરીને કર, કેમકે એ મને અતિશય બેચેન કરે છે."

"હું ધારૂં છું કે જે બોલાય છે તે સત્ય છે," મલકાતે મુખડે પણ તિરસ્કાર ભરેલા શબ્દે હિન્દ બોલી; "હું ધારૂં છું કે આ સઘળું ખરૂં છે, કારણ તું તારા સ્તોત્રપઠનમાં, તારા શાંતિના રાજ્યમેલાવડામાં, તારા મિશનરીના સમાજમાં, તારા રૂ કાંતવાવણવાના યંત્રમાં, તારા શેરના ઉન્મત્ત વાયુમાં, તારા અગ્નિરથ ને વિદ્યુદ્યંત્રની કીર્તિના ગર્વમાં, બર્લિન ટ્રીટીના દેખાતા લાભના મદમાં, તારા રાજસભાના બંધનમાં, તારાં ઔદાર્ય પરાર્થ, પરમાર્થ ને સુધારાના ફાંકામાં અને તમામ તારી ઓગણિસમી સદીની સાંકેતિક કુશળ સોદાઇ ને ગડબડી ઠગવિદ્યામાં તું છાકી જઈને ઉપનેત્રે અંધ બની છે, આસપાસનો તને કશો વિચાર જ નથી. તેં જ્યાંસૂધી તારૂં પેટ તૃપ્ત થયું નહિ ત્યાંસૂધી લક્ષ્મીદેવીની આરાધના જારી જ રાખી; અને તારી ક્રિશ્ચાનીટિ તો તારા ખાઉધારપણાનું, એકલપેટપણાંનું એક ખરેખરૂં બોલતું વાજીંત્ર છે; તારી ધારણા તો એવીજ છે કે જ્યાંસૂધી કોઇ માણસને ખાવાને ભોજન

મળે છે,પહેરવાને વસ્ત્ર—પછી તે ગમે તેવાં ફાટાંતુટાં હોય તો તેની શું બિસાત ?— મળે છે, ને ચોરલુટારાથી રક્ષણ થવા માટે પોલીસ છે, તો તેને સર્વ પ્રાપ્ત થયું સમજવું; તેને બીજાં કશાંની જરૂર નથી, અને જો એથી વધારેની ઇચ્છા કરે તો તેને ઉંધે મસ્તકે લટકાવવો જોઇએ! અને વળી તું એમ પણ સમજે છે કે જ્યાંસૂધી પેહેરવાને વસ્ત્ર, ખાવાને અન્ન, રેહેવાને ઘર ને રક્ષણ કરવા પોલીસની આવશ્યકતા છે ત્યાંસૂધી, જેમ ઐસાકને પૈસા માટે ભોંયરામાં પૂરવામાં આવ્યો હતો ને મૂવેલાં માણસોનાં હાડપિંજર બતાવી ભયભીત કરવામાં આવ્યો હતો ને પૈસા જ માટે જે અગણિત ભય બતાવવામાં આવ્યાં હતાં, તેવા સઘળા ઉપાયોથી પણ આ મારા પુત્રો પાસેથી દ્રવ્ય-હરણ કરવું!! બેવકુફ રંક સજ્જન! એ તારી મોટી ભૂલ છે. આ તારૂં અજ્ઞાનપણું ને મનુષ્ય પ્રાણીની સ્વભાવવૃત્તિનું બિનઅનુભવીપણું ને આર્ય-પ્રજાની સ્થિતિ સંબંધી બિનમાહિતગારી થોડા સમયમાં નવું શિખાડશે ત્યારે તને યથાર્થ જ્ઞાન થશે. અને ત્યારે જ તું જોશે કે રાજ્યવ્યવસ્થાવિધિ કેમ ચલાવવાથી આબાદીપર પહોંચિયે ને કેવે માર્ગે દોરાવાથી પાયમાલ થઇએ છીએ. તું રૂશિયાની વાત કરે છે? તારૂં ધારવું એમ છે કે પૃથ્વીપરની કોઈપણ સરકાર જાણીબુઝીને જીતેલી પ્રજાપર જુલમ કરતી જ નથી. ના, અમર ઝરાની પેઠે જુલમ જારી રહે ને અમલદારો સ્વચ્છંદે વર્તે ને ઉપરી રાજાઓ તેનાપર ધ્યાન ન પહોંચાડે, તો રોમના મહારાજ્યના જેવી તેમની અવસ્થા જલદી થયા વગર રહે નહિં. પોલ લોક જે જે જુલમ, રૂશિયા તરફનો, તેના અમલદારો તરફનો ખમે છે ને વફાદારીના ડોળથી રૂશિયાની ઝુંસરીમાં જોડાઈ રહ્યા છે, તે વખત આવે, જેમ બીજા રૂશિયનો ઉઠે છે તેમ ઉઠયા વગર રહેશે નહિં. પણ એ તો રાજકર્ત્રી ને રાજથતી પ્રજાના જુદા જુદા મતભેદની વાત છે, કે જુલમ પાડવો કિંવા નહિં ને જુલમ પડે તો કેમ વર્તવું, ને કેટલા જુલમને અધીન થઈ રહેવું? કેમકે જ્યાંસૂધી જીવલેણ શત્રુવટ થાય નહિં ત્યાંસૂધી પડતી બાજૂ જયવંત થાય નહિં. જ્યારે અતિશય દુઃખ પડે ત્યારે જ સુખનાં સાધન ખોળવા નિકળે. જ્યારે અણીની ધીકપર વેરની ખુમારી આવે ત્યારે જ મરવું કે મારવું, જીવ આપવો કે જીવ લેવો એવો વિચાર કરી કુદી પડે અને એવી વેળાએ જ ફતેહના ડંકા વાજે! પોલ લોક જેવી આર્યાવર્તની સ્થિતિ છે કે નહિં તે તું આજૂબાજૂનો વિચાર કરીને જો! તે સાથ આ પણ જો કે, પોલ લોકો કેટલા વફાદાર છે ને આર્યપ્રજા કેટલી છે! નહિં કે આર્યપ્રજા અશક્તિને

લીધે વફાદાર છે; પણ સત્યમાર્ગે ચાલનારી છે તેથી છે. "સબિરિયાની ખાણમાં મોકલી દીધેલા પોતાના બાંધવોનું વેર લેવાનું પોલ લોક વિસરી ગયા નથી, એ તેનો બહારનો પોશાક જ બતલાવી આપે છે. સુખે પેટ ભરવું ને નિરાંતે ઉંઘવું, એ કંઈ, બ્રિટાનિયા, મનુષ્ય જાતનો ઉંડામાં ઉંડો ને ઉંચામાં ઉંચો સાર્થક કરનારો હેતુ હોતો નથી. તેઓને કંઈ કંઈ પણ નવીન વસ્તુ જોઈએ જ. તેઓને પોતાના દેશને માટે કંઈપણ લાગણી ખરી જ. તેઓ જડ નથી કે **પરરાજ્યની આણ જુલમથી પણ માને.** વખત સઘળું કરશે. ઇતિહાસની પૂર્વ વાર્તાપર ધ્યાન પહોંચાડ. શું પેટના ભરવા ખાતર જ લાખો પ્રાણીઓના પ્રાણ ગયા, ધુળમાં રગદોળાયા ને ઘોર સંહાર થયા છે? પાંડવ કૌરવનું મહાભારતનું યુદ્ધ, ગ્રીક લોકોનું ઈરાન સામાનું ઘમસાણ, રોમના મહારાજ્યનો પૃથ્વી વિજય, યૂરોપના જંગલીઓનું દક્ષિણ તરફ ઉતરી આવવું, આરબ પ્રજાનું જંગલેજંગલ ભટકવું, જરૂસાલમની દિવાલ તરફ ક્રુઝેડરોનાં ટોળેટોળાં ધસી જવાં, પાક મહમદે પોતાની તરવારને મેદાનમાં મોકલી દેવી; કેથોલિક અને પ્રોટેસ્ટંટ વચ્ચે ઘણા લાંબા કાળસૂધી ઝઘડો ચાલવો; સને ૧૮૧૪–૧૫ માં ફ્રાન્સના પ્રજાસત્તાકરાજ્ય સામા યૂરોપની સર્વ મોટી શક્તિઓએ ઐક્ય કરવું ને તેને હરાવવું, પુરાણપ્રસિદ્ધ ઈટલી ને ગ્રીસનું પુનઃ સજીવન થઈને ઘુમવું, ફ્રાન્સ અને જર્મનીએ સહજ બાબતપર મોટી લડાઈ ઉઠાવવી; રૂશિયા અને ટરકીએ ધર્મને નિમિત્તે યુદ્ધ ચલાવવું, તારે આ દેશમાં સર્વોપરીપદ સ્થાપવું, અગ્નિનાં વરસાદ વરસાવી, લોહીની નીક વહેવડાવવી તે શા માટે? એ બધા બનાવો ટુકડા રોટલા ને અંગઢાંકણ માટે શું હતા? ના. એલેકઝાંડર, સીઝર ને નેપોલિયન, પિહરસ, હાનિબાલ ને સિપિયો, ડરાયસ, લિયોનિદાસ ને પોરસ, દુર્યોધન, અર્જુન ને રામે કકડા રોટલા માટે ધરતી ધ્રૂજાવી લાખો કરોડોનાં શું કમોતે પ્રાણ લીધાં? ના; રાજ્યલોભ, કીર્ત્તિ, ધર્માંધપણું, વૈર, સ્વતંત્રતા, પ્રજાની છૂટ, હક્કનું રક્ષણ, ધર્મને તેજસ્વી કરવો, સ્પર્ધા વિગેરે ઘણાંઘણાં કારણો છે; એજ મનુષ્ય પ્રાણીના સુકર્મનો વસંત છે. એમ જ થાય છે ને એમ જ થયું છે ને એમ જ થશે. કાળાંતરે તારા હાલના અમીરી મહાલયો, પ્રાર્થનામંદિરો, તત્ત્વજ્ઞાન વગેરે સર્વ સમૂળગું વિસારે પડશે અને જમાનાનાં કર્મો, જો કે હાલના શાંતિબંધન, સત્તાતુલાના ને નિર્લોભતાને દાવે અટકેલાં છે, તોપણ તે પાછાં જેમનાં તેમ જારી થશે. કાળચક્ર ફર્યા કરે છે તે ફર્યા જ કરશે. રામરામ પ્રિય ભગિની."

"શોભ, કુળવંતા," **બ્રિટાનિયા** એકદમ બોલી ઉઠી; "જે બન્યું તે બન્યું, જે થયું તે થયું. નિર્માણકર્ત્તાની ઈચ્છાનુસાર સર્વ થાય છે. શા કારણસર આપણી શત્રુતાને અચળ અમર કરવી જોઈયે? મેં મેળવ્યું, તેં ગુમાવ્યું. દેશી રાજશણગાર રહિત થયા, વિદેશીએ રાજશણગાર મેળવ્યા, સજ્યા ને ઉજમાળા પ્રકાશ્યા. પ્રિય બેહેન, કુશળ જ્ઞાની છતે, વિતર્કાધારે સુઘડતા તજી, ભૂજના દોષ સર્વત્ર પ્રસરિત કરે, એ તારાં મર્યાદિત મૌનને સુંદર દાખવી શોભાવશે નહીં. તારા પુત્રોને નવાં નેત્ર બક્ષી નીતિયુક્ત સંભાષણ સંભળાવી યુક્તિવાનમાં મોહિત કોણે દર્શાવ્યા, તે વિચારી નિરન્તરના વૈરને ખંડિત કર. ઉદ્ધત સ્વછન્દીપણું ત્યાગ કર, અને તારા પુત્રોપર રાજધારાનો અમલ કરવામાં મને સહાયક થા. ચલ આવ, આપણે એક સરખા પ્રેમના આલિંગનથી ભેટી ઐક્ય કરિયે, ને જગતમાં સર્વને પરસ્પરનો સ્નેહ, બંધુત્વ યથાસ્થિત ચીતરી બતાવી, ઉત્સાહના આવેશમાં સંપનો જય દાખવી, મહારાજ્યનાં અમર નામનાં પ્રકાશતાં સ્વરૂપને પૂરેપૂરૂં તેજસ્વી દીપાવીએ."

"ઐક્ય કરીએ?" બીજીએ નાતવાન ઝનુને, તીણા સાદે કહ્યું; "હું ઐક્ય કરૂં? તું મૈત્રીભાવે ઐક્ય કરવાની વાત મારી આગળ ન કર. મારા તારા વચ્ચે કેમ સંધિ થાય? રણસંગ્રામમાં, તારા ઝનુની મૂર્ખ શૂરવીરોને હાથે જથાબંધ મારા પુત્રોને, જેઓ દુશ્મનનો રસ્તો કટાર ને બાણને અનિવાર લોહમય હાથથી સ્વચ્છ કરતા હતા ને જેઓએ ઘણા વખત સૂધી ટકાવ રાખ્યો હતો, પણ આખરે તારા સેતાનિયત ભરેલાં શસ્ત્રો બંદૂક–તોપના ગોળારૂપી અંગારાના વરસાદમાં બળી ગયા ને કપાઈ મૂવા તેઓને પાછા આપ; મારા શેરમર્દ નેજાબદારો, જે તારા બેયોનેટના અચળ કોટ સામા ખરી દૃઢતાથી ટકી રહેતા, ને જેઓનાપર તારા સિપાહીઓએ કાળપુરૂષની માફક ગોળીઓનો માર મારી ઘાણ વાળેલો ને યુદ્ધદેવને તેના લોહીથી તૃપ્ત કરેલા તે પાછા આપ; મારી ભૂમિના અમીર ઉમરાવો ને યુવરાજ ને શાહજાદાઓ ભૂખે મરીને અન્ય રાજ્યસ્થાનમાં ભટકે છે, કેટલાક મરી ગયા છે, અથવા પોતાની જીંદગી, પોતાનો વાજબી હક્ક ખોઈને દ્રારિદ્ર્યાવસ્થામાં નજરકેદ થઈ ગુજારે છે તે પાછા આપ; તારી અવ્યવસ્થ રાજનીતિના આધારે ને જુલમથી હજારો બલ્કે લાખો મારાં રંક બાલકો પાયમાલ થઈ ગયાં છે તે પાછાં આપ; ડેલહાઉસીની પોતાની એકલપેટી, રે તું કેહે છે તેવી માંસરક્તહારી રાજનીતિથી જે રાજ્યો હોઇયાં થયાં છે તે પાછાં

આપ; નિઝામનો વરાડ પ્રાંત જે વિનાહક્કે તારા હાથમાં છે તે પાછો આપ; ન્યાયના ડોળે જેઓને તેં અસત્ય ન્યાય આપ્યો હોય તે સત્ય કર, મલ્હારરાવને જે અયોગ્ય કારણે તેં બંદીખાને પૂર્યો છે તેમાંથી મુક્ત કર; રાજસૂયજ્ઞમાં મોટા રાજાઓને નામના બનાવી દીધા તેમને પૂર્વપદે સ્થાપ; મારી જાહોજલાલીએ પ્રકાશતાં શેહેરો, નગરો, જેમનાં કારખાનાના હુન્નરથી આખી દુનિયા હેરતમંદ થઈ પ્રશંસા કરતી હતી અને જેમણે અફ્સોસ ! પહેલી તારી વૃત્તિ આ દેશ તરફ ખેંચી, જેમની કીર્તિથી તું ઝાંખી પડી ગઈ, જેમનું દેખીને તું શિક્ષણીય થઈ અને હમણાં જેમને તું સ્મશાન સમાન મૌન ધારણ કરેલા જોય છે, જેમના જેવા તારા માન્ચેસ્ટર ને બરમિંગહામ આબાદી—ચઢતીની* ટોંચપર પહોંચ્યાં છે, તેવાં મારાં નગરો પાછાં આપ; લાર્ડ ક્લૈવ અને વારન હેસ્ટિંગ્સ મારા પુત્રોના ડાચાંમાંથી જે અનર્ગળ દોલત હીરા, મોતી, માણેક, સુન્નું, રૂપું વિગેરે લઇ ગયા છે તે પાછું આપ; મારા પુત્રો, જે કારીગરી ને હુન્નર વગર રખડે છે, તેમનાં પોષણનાં સાધન પાછાં આપ; આર્યાવર્તના પહાડમાંથી આજ પચાસ વર્ષ થયાં દોલત નામની નદીનો અમર ઝરો, ધોધબંધ સપાટાભેર ઇંગ્લંડ સાગરમાં પડે છે અને તે ધોધવો ને પટ હંમેશ વધતાજ જાય છે અને જે દ્રવ્યથી મૈસૂરના ચિત્તાનો વધ કરનાર અને વાટરલૂમાં વિજય મેળવનારનું પુતળું હાઈડપાર્કના ખુણામાં ઉભું કરવામાં આવ્યું છે, તે દ્રવ્યનો ધોધવો આ બાજૂએ રેડ; તારી આગલી સરતો કેવા કેવા કસમ ખાઇ કીધી હતી તે યાદ કરી તેને અમલમાં લાવ; આ સર્વ તું પુનઃ પૌષ્ટિક કરશે ત્યારે સંપીલાં થૈશું. ત્યાં સૂધી કદી આપણા વચ્ચે બંધુત્વ, સ્નેહાળપણું ને ઐક્ય થનાર નથી.”

“ત્યારે મેં તો કશું ખમ્યુંજ નથી ?” બ્રિટાનિયાએ જેમ એક બાળક પટાવતો ને ફોસલાવતો બોલે તેમ જવાબ વાળ્યો; “મેં તો કશું ગુમાવ્યું જ નથી ? તારા તરફથી મેં કશું શોષ્યું જ નથી ? જે તેં ગુમાવ્યું તેમાંથી કશું બાકી સાકી નિકળતું જ નથી કે ? કલકત્તાના બ્લાક હોલમાં† પેલા ઘાતકી સુરાજદૌલાએ મારા પુત્રોનાં દીલ કંપાવે તે રીતે પ્રાણ લીધા તે કેવું કમકમાટ ઉત્પન્ન કરનારું કર્મ છે ? તારા પવિત્ર ક્ષેત્ર કાશીમાં મારા પુત્રોને કાપી નાંખી, પાણી ને લોહી એક કીધાં તે તારૂં મહા અદ્દભુત કર્મ હશે ?

*There is no class which our rule has pressed harder upon than the native weaver and artisan. સર જેમ્સ કેર્ડ પોતાની “ભરતખંડ, તેની ભૂમિ અને પ્રજા” એ નામના ગ્રંથમાં લખે છે. † આ વાત હવે ખોટી ઠરી છે.

લખનૌ અને મુલતાનમાં સગાં સંબંધીનો મિલાપ કરાવ્યા વગર તરફડીયાં મારતાં જે સંહાર વાળ્યો તેનો બદલો કોણ આપી શકશે? કાનપોરના કુવામાં સેંકડો, મારા એકલાં પ્રિય બાલકો નહિ, પણ મારી કોમળ સુકુમાર દેવાંગના સરખી દુહિતાઓના તેના નિર્દોષ, નિર્બળ નિરપરાધી બચ્ચાંઓ સહિત કકડાબુકલા કીધા, અબળાઓ ને બાળકોને ન ખમાય એવી રીતે ચીરી નાંખ્યાં, સ્ત્રીઓનાં સ્તનો ન ખમાય એવી સ્થિતિમાં કાપી નાંખ્યાં, શરણાગતનાપર અઘટિત બલાત્કાર કરી તેમની લાજ લૂટી; અને એ બધાં છતાં તેમના પ્રિય પતિઓ સમક્ષ તેમને હલકી પાડી, કાપી નાંખી, કુતરાંઓને ભક્ષમાટે સોંપી દીધી એ શું? અફસોસ! આ હીણાં કર્મ યાદ કરતાં મારો જીવ ઉકળી જાય છે. એ વળી દૂર નહિ, પણ ગઈ વીસીમાં જ બન્યું છે, તે કંઈ જ નહિ કે, હિન્દરાણી? એ બધાનો બદલો શાથી વળે? ટીપુ રાક્ષસે મારા કેટલા પુત્રોને ચુસી ખાધા તેનો બદલો તું મને આપવા શક્તિમંત છે? આર્યકુળ ભૂષણનાં દુષણયુક્ત કર્મો વિવિધ પ્રકારે દોષયુક્ત દેખાતાં તને ન હશે?"

હિન્દરાણીની પાણી વહેતી આંખમાં મોહક પ્રકાશ ચમકવા લાગ્યો. બ્રિટાનિયાના પ્રતિઉત્તરથી તે વધારે જોરપર આવી; કેમકે તેમાં કશું વજન તેને જણાયું નહિ.

"ત્યારે આયર્લાંડની સિતમગિરિપર વિજય મેળવનાર અને જેમેકાના બંડખોરને તાબે કરનારની માતુશ્રી એવી ઉમેદ રાખે છે કે, ખરા હક્કને માટે ઉથળપાથળ કરનાર પ્રજાએ, તેના સખત રાજકરનારા સામા પવિત્ર ને સત્ય લડાઈ હંમેશ ચાલુ રહે એવી પ્રબળ લડાઈ ઉઠાવવી? અને અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સના લોકો જેમ છૂટાંપણાનો વાવટો ઉરાડવા લાગ્યા તેમ ઉરાડવો? એવી ઈચ્છા હોય તો તે પણ થશે. પણ હાલના રાજના રાજકર્તાની રૂઢિ યુનાઈટેડ સ્ટેટ્સ જેથી સ્વતંત્ર થયું અને એક મોટું સંગ્રામ ઉભું થયું અને તેમની સાથેનો તમારો બ્રિટિશ લોકનો–રાજકીય સંબંધ તૂટ્યો, તેના કરતાં વધારે સારી નથી. એ રૂઢિએ તો આર્યસ્થાન વચ્ચેનો પણ સંબંધ પૂરેપૂરો તૂટવો જોઇએ; પણ તેમ થતું નથી ને થનાર પણ નથી જ, એ મારી કુળમોટપ છે એમ સમજ. આ પ્રજા ગમે તેવા નિરંકુશ ધારા*

* જો કે દેખાઇતા અંકુશિત છે, પણ "કાયદા બાધવામાં પ્રતિનિધિપણાનો હક્ક જે રૈયતને અમૂલ્ય છે ને માત્ર જુલમગારોને જ ડરામણો છે," તેવો પ્રતિનિધિપણાનો હક્ક ન આપવામાં આવે ને કાયદા જે પ્રજાની સમ્મતિથી થવા જોઇએ તેને બદલે સ્વતંત્ર રીતે યથેચ્છ ઘડવામાં આવે છે, તેવા અંકુશિત ધારા!

ધૈર્યથી ખમવા આનાકાની કરે એવી નથી. એને યોગ્ય માન આપે છે. તારી કહેલી કેટલીક વાતોને હું સ્વીકારૂં છું, ને તેવાં હિણાં કર્મો દયામણાં છે. પરંતુ એમાં નવલ વિશેષ શું છે? તું ત્રણગણા રોષથી ને દ્વેષથી "પ૭ ના બળવા" ને જોય છે, પણ સેંકડો મારા બાલકોને અભય વચન આપ્યા પછી, વેરનાં ભડકાં સમાવવા, ખારિલા માનતૃષ્ણામાં અંધ બનેલા સત્તાધારીઓએ તેમાંના કેટલાકને ઊંધે મસ્તકે ઝાડે લટકાવ્યા, ને કેટલાકને તોપના ગોળાએ હવામાં ઉરાડી નાંખ્યા અથવા તેમના અવયવોના ટુકડે-ટુકડા કરી ગીધ, કાગડા, કુતરાને ખાવા માટે પવનમાં ઉરાડી દીધા. અનાથ સ્ત્રીઓ પોતાના પતિના મરણથી ઘરબાર વગર, જેમનાં ઘરો બળવામાં મદદને બહાને તેં લૂટી લીધાં છે તેઓ તીત પડતા તાપમાં ઉઘાડે પગે બળે છે, તેની કોણ દાદ લે છે? હજારો સ્ત્રીઓ રાત ને દહાડો અન્ન વગર ટળવળે છે, તેઓનાં કુમળાં બચ્ચાં ભૂખે પીડિત થઈ તેમની માતાની છાતીપર જ સ્તનનાં ચામડા ચુસતાં મરી જાય છે, ભૂખે પીડાઇને સ્વરૂપવાન સુંદરીઓ અનીતિનાં કર્મો કરે છે; કેટલાંએ મુડદાંઓ રસ્તે રઝળે છે, જેની કોઈ તલ્લાસ પણ લેતું નથી, એ તારી તરફનો કેવો આશ્રય છે? એ કેવો દયામણો દેખાવ! એ જોતાં કોની છાતી ફાટી નહિ જાય? મારાં મેહેલો, દેવાયલો ને મસીદો જમીનદોસ્ત કીધાં, ગામડાંના ગામડાં ભડકે લગાડ્યાં, એ શું? રણસંગ્રામમાં ઘવાયલાં પ્રાણીઓ જ્યારે પોતાની તરસ મટાડવા પાણી પાણી બુમ મારતા ત્યારે કોણે તેમને મોતનું જાલમ પાણી પાયું હતું? અપરાધી ને નિર્દોષ સર્વની સામટી કતલ કરી નાંખી! વગર વિચારે ને કશોપણ ભેદ રાખ્યા વગર બેયોનેટપર તેમનાં શિર લટકાવી દીધાં? શરણાગત શાહજાદાઓને તોપના મુખ આગળ ધર્યા, એ શું કંઈ નહિ? ખચિત આ બધી વાત, તું તારી ભૂમિપર ગયા વગર ભાગ્યેજ સ્વીકારશે. હું ધારૂં છું, બ્રિટાનિયા, જે અન્યોઅન્ય હમણાં બોલાયું છે તે પરથી સ્પષ્ટ સાબીત થઈ ચુક્યું છે કે મારા કરતાં તારે માટે બોલવાનાં બમણાં ત્રમણાં કારણો છે, તારા રક્તના એક બિંદુ માટે, મારા રક્તનો મહાસાગર ઉભરાવ્યો છે."

હવે બ્રિટાનિયા ફીકી પડી ગઈ, તે સ્તબ્ધ ઉભી રહી. પૂર્વ વાતોનું ને હાલના રાજબંધનનું અથેતિ મનન કરી ગઈ અને ઘુમરાયલે વદને મનમાં બડબડવા લાગી. મત્સરે ભરાઈ વેર બુદ્ધિએ હિન્દ દેવીને મેહેણાંટોણાં મારવાં તેને ગમ્યાં નહિ; કારણ તે મહાધીર ને પ્રપંચવીર હતી; તેથી ઉદ્ધત સાહસિકપણું ન કરતાં સ્પષ્ટવક્તાનું ગુમાન ધરી પ્રપંચ વિજય મેળવવા

યત્ન કીધો. તે કંઈ ગાંજી જાય એવી ન હતી. હિન્દનું મન ન દુભાય એવાં યુક્તિવાળાં આચરણ તેણે તેથી આચર્યાં.

સ્વદેશહિત આ પ્રમાણેની વાતો સાંભળી સડક જ થઈ ગયો, અને આનો અંત કેવા પ્રકારે આવશે તેના વિચારમાં તેનું મન રોકાયું. જુગલ સ્વરૂપની બેહેણાં મારવાની યુક્તિ, સ્વભાવવૃત્તિને સંકોડાવી સમયસમયના રંગનાં દર્શન થવા, નિડર સાહસ હોરી નિર્ભયતાથી પરસ્પરની ખોડખાંપણ બતાવવી, છણકાથી ગમન કરવું, ઇચ્છા ઉપરાંત પ્રશ્નોના ઉત્તર દેવા, પણ સ્વાર્થ તો પોતાનો સાધવો જ ઇત્યાદિ નિહાળી, સંકુચિત સ્થિતિએ મૌન ધારણ કરી, વિવેકે સત્ય શું છે તેપર વિચાર કરતો જ તટસ્થ જડભરત માફક ઊભો રહ્યો હતો.

"બેહેન હિન્દ, મેં તો તારૂં કશું રૂડું કીધું જ નથી," નમ્ર પણ મોટે શબ્દે બ્રિટાનિયા બોલી; "જ્યારે લડાઇનાં વાદળાં ચોપાસ ઘેરાઈ રહી, એ હમણાં તૂટશે, પછી તૂટશે એમ લાગતું હતું ત્યારે તારે માટે મેં શાંતિ-વાચક શબ્દ નથી ગજાવી મુકયો ? મેં તારા બાળકોને, સેંકડો ધર્મમાંથી ગમે તે ધર્મમાર્ગે ચાલવાની છૂટ નથી આપી ? જે ધર્મને માટે યૂરોપ, એશિયા, અમેરિકામાં હજારો ને લખ્ખો મનુષ્યો કમોતે માર્યાં ગયાં, કેટલાકો પીડિત થયાં, કેટલાકોએ દેશવટો લીધો અને અનેક પ્રકારે હાનિ થઈ, રાજમેધયજ્ઞ થયો અને રાજાને રાજપદ ત્યાગ કરી દેશવટો લેવો પડ્યો ત્યારે ધર્મની સ્વતંત્રતા મળી, તે તારા પુત્રો યથેચ્છ રીતે પાળે છે. મેં તારા રાજા, રાણા ને નવાબોને, વચન આપ્યા પ્રમાણે—હા, મેં તે વચન કેવી સારી રીતે પાળ્યાં છે, જો કે મેં એકાદ બે બાબતમાં તેમના હક્કપર તરાપ મારી છે, પણ તેમાં શું ?—વફાદારીથી તેમના હક્ક ને મરતબાસર શું નથી રાખ્યા ? તારા પુત્રો વિદ્યાહીન હતા તેમને જ્ઞાની થવા મેં પાઠશાળા ને શાળા ને સર્વ વિદ્યાઉત્તેજકાલય ને હુન્નરનાં સ્થાનો શું નથી સ્થાપ્યાં ? મેં તારા દેશને રૂડું રાજબંધન અને અદલ ધારા આપી, જે જુલમગાર ધારા ને નઠારાં રાજબંધનથી તું પાયમાલીએ પોંહોંચી હતી, તે કરતાં અતિ શ્રેષ્ઠ પદવીએ શું નથી પોંચાડી ? મેં તારા પુત્રોને છાપાની છૂટ, જે અમૂલ્ય, અતુલ્ય હક્ક મેળવવા પ્રત્યેક પ્રજા વલખાં મારે છે, પણ તેમાં તેઓ નાસિપાસ થયા છે તે નોહોતી આપી ? અને હાલમાં જે છીનવી લીધી છે તે ડાહાપણ વાપરી લીધી નથી, પણ ઘણું અવિવેકી ને અઘટિત પગલું ભરાયું છે, ને તે વાત મારા ધ્યાનમાંથી ખસી ગઈ નથી. મારા જયધ્વજ નીચે વેપાર ને ઉદ્યોગ

વધ્યા નથી? તારા જે મોટા શાપો–સાપો, ઠગી, સતી, બાલહત્યા, ગર્ભપાત અને તેનાજ બીજા ભાઈબંધ તેવા જ દુષ્ટ રિવાજોનો મેં અટકાવ નથી કીધો ? એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જતાં હજારો પ્રકારનાં દુઃખ નડતાં ને બીક ને ભય સર્વત્ર પથરાયલાં રહેતાં, ને જીંદગીની સલામતીની આશા ભાગ્યેજ રાખી શકતાં, તેમાંથી મેં મુક્ત નથી કીધા ? અને હવે મારા જય-ધ્વજતળે બદ્રિકેદારથી તે સેતુબંધરામેશ્વર સૂધી, ગમે ધોરી રસ્તે કે ગમે જંગલને રસ્તે સુન્નું ઊછાળતાં ચાલ્યાં જાય તો તેનું નામ કોણ દઈ શકે છે? જો કદાચિત કોઈ દંગાખોર, પિંડારો કે વાટપાડો રૈયતને કનડે છે તો તેનો એકદમ બંદોબસ્ત શું નથી થતો અને તેને ઘટતું શાસન શું નથી થતું ? પૂર્વાપર જે જુલમ કંપાવતો હતો તે કયાં છે ? મોગલ શાહનશાહત જુલમ ગુજારતી ને જબરજસ્તીએ દુઃખ દેતી ને મરાઠાઓ આજે આ ગામ તો કાલે બીજું ગામ, એમ લૂટફાટ કરતા તે કયાં છે ? બેહેન હિન્દ, આ બધા મારા ઉપકાર જેવા તેવા નથી. તું વિચાર કર. જ્યારે તું શોક ને ભયથી થરથર કાંપતી હતી ને વારંવાર તારા નસીબને શાપિત કરતી હતી, ત્યારે તેમાંથી તને કોણે મુક્ત કીધી છે ? તારા પુત્રો શું નથી કહેતા કે "મારા રાજ્યમાં અમને ચમન છે," અને વાઘબકરી એક ઓવારે પાણી પીએ છે ? પણ તેને કોઈ પ્રકારનો ભય નથી ? મારા રાજ્યમાં સૌ પોતપોતાનાં ઓછાવત્તાં નસીબ પ્રમાણે સમૃદ્ધિનો ઉપભોગ સ્વેચ્છા પ્રમાણે છચોક કરી કેવા વિરાજે છે."

"અને એ સર્વ તેં કેવા ઉદ્દેશે કીધું ?" મહાદેવી હિન્દે ઘણા દમામ સાથ ઉત્તર વાળ્યો; "તેં આ સર્વ ઉપકાર કીધા તે કેવા હેતુથી ને કેવા પ્રકારે તેમાં તું શું મને ભુલાવો ખવાડવા ઇચ્છે છે ? એ સર્વ કાર્યમાં તારો તો કશો સ્વાર્થ હતો જ નહિં, એમ બતાવી તું કેવી તાલમેલ રમે છે, તે જાણે હું સમજતી જ નહીં હોઉં, કેમ ? એમ છેતરવાથી તને શો લાભ ? મારા પુત્રોપર તેં વિશ્રાંતિના આશીર્વાદ રેડ્યા તે એટલા જ માટે કે તારા પુત્રો તેની મેહેનતનાં ફળ પ્રાપ્ત કરે. સંકલ્પવિકલ્પનાં આચરણ વગર બ્રાહ્મ-ધર્મને પ્રવર્તાવી સતેજ કરવા દીધો, તેમની સ્વેચ્છાનુસાર પાળવા દીધો, તેમાં તારી આંતર પ્રીતિ કરતાં સ્વાર્થવૃત્તિ વિશેષ છે. પ્રવૃત્તિમાં રાચનારી, ધર્મઅર્થે નિરંતર મથન કરનારી, ધર્માભિમાન દાખવનારી તું ધર્મવૃદ્ધિના ઉપાય ન યોજે અને મારા બાલકોને સ્વેચ્છા પ્રમાણે વર્તવા દે તેમાં કુશળ કાશલ્ય નથી; તારા ધર્મપર તને જોઇએ તેટલી આસ્થા નથી, તેમનાપર

તારો પૂરેપૂરો ભાવ નથી, જ્ઞાનની વૃદ્ધિ નથી અને સજ્ઞાન નિવૃત્તિના ભોક્તાને યોગ્ય સત્વગુણ પ્રધાન નથી. તે નિર્માલ્ય છે, તેની આંતર શુદ્ધિ જ ક્યાં છે? આવાં આવાં યોગ્ય કારણસર તું સંકુચિત થઈ, અંકુશિત રહી તેમના ધર્મની આડે આવી નહિ, ને તેથી જ તારી ભરમ ભરેલી પવિત્રતા સતેજ પ્રકાશિત દર્શન દે છે, અને તું કુળમોટપનું માન ધરાવે છે. વળી તું આડે ન આવી તેનું બીજું ખરૂં કારણ આ પણ છે. ધર્મમાં માથું મારવાનાં પરિણામ યથાસ્થિત તને ખબર છે; અને એવા વીરલાઓની સામા તારી અડગ ઢાલ ટકાવી રાખવા તું અસમર્થ છે. તેથી વેરના ભડકા ઘણા જલદી સળગી ઉઠે છે, માટે તું મૌનવૃત્તિ ધરી રહી. તેં ધાર અને મૈસોર, ગ્વાલીયર પાછાં સ્વાધીન કીધાં, કેમકે મારા પુત્રોની પ્રીતિ તેમની માતુશ્રી તરફથી પાછી ખસી નથી એ તું સારી રીતે સમજે છે. અને બીજી તારી ઇચ્છા આ પણ ખરી કે એવાં એવાં રાજ્યો પાછાં આપવાં કે જેથી બીજા રાજકુંવરો એમ સમજે કે આપણી જીંદગી સલામતીમાં છે અને રાજ્ય સમાધાનીમાં છે. પણ તેઓનાં રાજ્યાસન તો યથાર્થ રીતે તારાં શૂરવીર સિપાહોના બેયોનેટપર ભેરવેલાં છે; તેઓની બાદશાહાતની સલામતી આળસુપણામાં, અસાવધતામાં અને અચંચળવૃત્તિમાં છે; તેઓ લગાર ચેચું કરે કિંવા તારો અનાદર બતાવે તો તેમની ભાગ્યદશા ફરી જતાં વિલંબ લાગે નહિ; અથવા તારી ઇચ્છા એમ થાય કે આ રાજકુંવર રાજ્યસત્તાને યોગ્ય નથી અથવા આ રાજકુંવરને ગાદીનશિન થવા દેવો નથી, તો તેમ મનભાવતું કરતાં તું અચકાતી નથી. તેં મારી સંતતિની જ્ઞાનવૃદ્ધિ અર્થે પાઠશાળા અને શાળાઓ સ્થાપી એ સત્ય છે, પણ તેમાં તારો સ્વાર્થ તો ખરો જ, કે મારા પુત્રો મારૂં સ્નેહાળપણું વિસરી જાય ને તારામાં એકત્ર થઈ ઐકય સ્વરૂપ ધારણ કરે, તને જ પૂજ્ય પ્રમાણે, તારાં સ્તવન ગાય, મને નિંદે, મારા દોષ વર્ણવે અને તારે માટે એમ ગાય કે "વિજય દેવી બ્રિટાનિયાનું રાજ્ય અમર તપો." પણ જ્યારે મળમય નેત્રે નિરખતાં આમાંનું કશું તારા જોવામાં આવ્યું નહિં, અને ઉલટું જ બનવા માંડયું, ત્યારે જ્ઞાનવૃદ્ધિનાં દ્વાર બંધ કરી તારો રોષ દર્શાવ્યો. તેમને માટે નિંદક વાકયો ઉચરી ગઈ. પ્રામાણિકપણું ને સત્યના અંશ ઝબૂકે છે. તે વેપારવૃદ્ધિના મુખ્ય સ્તંભ છે, અને વેપાર તો તારો અંતરાત્મા છે, અને વેપારવડે તું જગતપ્રસિદ્ધિમાં આવી છે, બાકી તારી ગણના કોણ કરત? તેના રક્ષણાર્થે ન્યાય, પ્રામાણિકતા ને સત્યતાનું દર્શન દેખાડે તેમાં મુજપ્રત્યે થોડો

ભાવ છે, મારા પુત્રોના લાભાર્થે આવા ધારા નજ હોય. છાપાની છૂટ ક્યાં છે? તારા ધુંધવાતા, ચીડિયા નગુણા પુત્રોના ઉપદેશથી મારા પુત્રો પાસેથી તે છીનવી લીધી. તારા નામને જેબવંતું કરનાર છાપાની છૂટને તેં જડત્વપણાથી છીનવી લીધી. જેને માટે મેકૉલે ને મેટ્કાફે અમર કીર્તિ સ્થાપન કરી, ગર્વથી દિવ્યલીલા દર્શાવતા આરામઘાએ પોઢ્યા, તેમની આપેલી અમૂલ્ય અતુલ્ય સમૃદ્ધિ વિનાપ્રયોજને નિર્મલ બાહાને ઝુંટવી લીધી. સત્ય ને વાજબી ફરિયાદો દર્શાવનારાને સ્થિતિભ્રષ્ટ કરવા અને સ્વતંત્રતા દાબવા છાપાની સ્વતંત્રતા પર અસહ્ય ઘા કીધો. વેપાર વૃદ્ધિ ને ઉદ્યોગ કળા-કૌશલ્યની આબાદી કરવી એ તારાં સ્વાર્થી કર્મો છે; રાજ્યને સબળ સતેજ રાખવા માટે, વેપાર વ્યવસ્થાનું જયદર્શન કરાવવું અવશ્યનું છે! જે કર્મો પ્રત્યેક પ્રાંતના રાજાનાં છે અને વાણિયાઓ એથી સમૃદ્ધિવૃદ્ધિ, માનમરતબા ને વિજય સમજે છે. એક મહાપરાક્રમી યોદ્ધો એક સૈકામાં પ્રાપ્ત કરે તે વાણિયાની ઓલાદ એક દશીમાં પ્રાપ્ત કરી શકે છે, તો તારા જેવી નિપુણ કાંતાના પુત્રો કેમ ન પ્રાપ્ત કરી શકે? આ તો સ્થાપિત વાર્તા છે કે પોતાની સમૃદ્ધિ ને મોટપની વૃદ્ધિના ઉપાય આદરવા કોઈ પછાત પડે નહિ. સર્વ ચક્રવર્તી રાજ્યોમાં સમૃદ્ધિસુખનું દર્શન તું જે અધિક કરાવે છે ને અતિસુખકર વૈભવ ભોગવે છે તે શાના ને કોના પ્રતાપે? તારા વિનય વચનની હું સ્પૃહા રાખનારી નથી, હું વિવેકી છું, તોપણ સત્ય વચન બોલવે વિજય સમજુ છું. વેપારસુખના લાહવા વિશેષ કોણ ભોગવે છે તે વિચાર કર, અને કોના દેશના વેપારને વિશેષ ઉત્તેજન મળે છે, આર્યા-વર્તના કે ઇંગ્લીશ સ્થાનના?* મારા પુત્રો કેવી દુર્દશામાં આવશે-પ્રભુ તેનું રક્ષણ કરો!—તેનો વિચાર કર્યા પહેલાં તારા માન્ચેસ્ટરના પ્રવૃત્તિમાં રાચનારાઓ કેવાં પ્રતાપી કર્મ આદરી વિજયી થયા છે? તેઓ સકળ પ્રજા વર્ગમાં અળખામણા થયા છે, અને તેને ઉત્તેજન આપનાર નિંદાયોગ્ય છે! માન્ચેસ્ટરનો લાભ જાળવતાં આ દેશ પાયમાલીએ પોહોંચ્યો છે. વેપારમાં

*"The injury inflicted on the Home-trade by the importation of piecegoods from India," and their solicitation to the Ministry "introduce a clause in the new Act *prohibiting the exportation of cotton machinery to India, or its employment within that country.*" Auber's Rise and Progress of British Power in India.

Vol. 2nd, p. 136.

મારા લાભ કરતાં તારા લાભ તરફ વિશેષ જોવામાં આવે છે. હિન્દુસ્તાનના કારીગરના કલ્યાણ કરતાં માન્ચેસ્ટરના માટે વિશેષ દયા બતાવવામાં આવે છે. ઠગી, ફાંસિયાના નાશ માટે હું તારી રૂણદાર છું, પણ બીજા ત્રણ શાપો માટે ટુંકાણમાં પતાવું છું. તેમાં કેટલુંક ખોટું થયું છે ને કેટલુંક સુધારવાનું છે: બાલહત્યા નવી ઉત્પન્ન થતી પ્રજાને કચડી નાંખનારો અને કેવા કેવા વિરલ સરજનહારે સરજેલાનો નાશ કરનારો ઘણો મોટો અજીમ ગુનાહ છે, પણ એ ગુનાહમાં અદ્યાપિ કોઈને એવી શિક્ષા થઇ નથી કે જે જોઈને સર્વ પ્રજાને ચોંપ લાગે ને થથરી જાય. ખૂણેખોંતરે બાલહત્યા થાય છે. રાજવાડાઓમાં કુળ મોટપના માર્યા ઘણી સુકુમાર બાળાઓને દુધ પીતી કરવામાં આવે છે. માટે તારા પોતાના માનરક્ષણાર્થ ચાંપતા ઉપાય લેવાવા જોઈએ. ગર્ભપાતનો પ્રતિબંધ કીધો, પણ ગર્ભપાત થતા નથી એની તારી પાસે કોઇ પ્રકારની સાબીતી નથી. ઘણી કુમળી બાલકીઓ મારા રૂઢીરૂપ કેદખાનામાં પડેલા અક્કલશૂન્ય પુત્રોના અંધપરંપરાના સમાજબંધારણથી બાળવિધવા થાય છે. તેઓ મદનાધીન થઇ અનીતિને માર્ગે દોરવાઈ ગર્ભવતી થાય છે ને પછી સ્વલજ્જારક્ષણાર્થે પાતક કરે છે ને પીડિત થાય છે, તેના પ્રતિબંધના તેં કિયા ધારા કહાડ્યા છે કે જેથી આવા કમકમાટ ઉપજાવનારાં બંધનો જડમૂળથી ઉખડી જાય? પુનર્લગ્નના ધારા હોય તો, બળાત્કારે પણ સ્ત્રીઓને નરકયાતનાના માર્ગમાંથી મુક્ત કરવાના ધારા હોય તો તે સુખકર, યશસ્વી, આશિષમય ને સ્તુતિપાત્ર ગણાય. પણ તારા કાઉન્સિલરો નવરાનવરા નવા નવા, નિરર્થક, પ્રજાને પીડિત કરનારા, તેમનો સ્વતંત્ર હક્ક લુંટનારા, કાયદા પ્રવર્તાવતા પરવારે ત્યારે પ્રજાની આબરૂના રક્ષણકર્તા, પ્રજામંડલને સુખદાઇ, પ્રજાની મોટપની વૃદ્ધિ કરનારા ને પ્રજાને અનીતિના માર્ગથી અટકાવનારા ધારા ઘડી આશિષ લે કેની?

અને તું સતીને માટે શું કહે છે? આર્ય પ્રજાની બુલંદ દરજ્જાની ને શૌર્યતાની સંસ્કારવિધિ જે અમારા વંશપરમ્પરાથી ચાલી આવેલી તે સતી છે. વહાલી બ્રિટાનિયા! તે પ્યારના અમરઝરાની એક સાચી, પણ નાસિપાસ થયલી પ્રીતિ કેટલી હદે સ્વર્ગદ્વાર તુલીક કીર્તિ સહિત લઈ જાય છે તેની, પ્રૌઢતાની જેબવંતી નિશાની છે. કાળાંતરે અસલ નિયમ તૂટી ગયો, ઘણો તફાવત પડી ગયો ને જુલમના અંગનું ઉમેરણ થયું ને સતીપણું નિંદાયું. પૂર્વાપર સાચા પ્રેમને માટે મનુષ્યહોમ અપાતો હતો, પણ તેં જોયું તેમ જુલમને આધીન થવું નોહોતું પડતું. સતીનો મહિમા અતિશય હતો, તેને માટે સ્વર્ગમાં દિવ્યા-

સન હતું, ને પ્રભુ તેને ચરણારવિંદમાં રાખતા હતા. આર્યોના સતેજ કાળમા સતી પવિત્રતાથી રાગીવિરાગી થઇ, સ્વશક્તિ દર્શાવી, વિવેકાચરણે વરતી, સ્વચ્છ મને, હોંસથી સ્વદેહનું બલિદાન આપતી હતી. કિંચિત્ અસત્ય વહેમે સતીપણાને લાંછન લાગતું. સતી એ લગ્નસમયે જે પવિત્ર ગાંઠથી દંપતી જોડાયાં છે, કે આ આત્મા અન્ય આત્મા સાથે ઐકય કરશે–તે કદી પાયરીએ કનિષ્ઠ થશે નહિ–અન્ય અભિલાષા અંતર ધરશે નહિ–અને ત્રિકાળે જૂદા પડશે નહિં–તેની એક ઘણી સારી અનુપમ કસોટી છે. જેમ સુવર્ણને કસોટીપર ઘસતાં કેટલા ટચનું છે તે સપ્રમાણ સિદ્ધ થાય છે, તેમ સતીસ્વરૂપ-દર્શનથી સર્વ જગતને સ્પષ્ટ થાય છે કે બાહ્યાંતર એક સ્વરૂપ હતાં, એક સ્વરૂપે સંસારવિલાસ ભોગવ્યો ને એક સ્વરૂપમાંથી છૂટા પડવાના મોટામાં મોટા ભયે અખંડાનંદ ભોગવવાને કોઇ કાળે છૂટા ન પડવા પ્રભુધામમાં એકસ્વરૂપે પધાર્યાં. વિરક્ત હતાં નહિં, વિરક્ત થયા નહિં અને વિરક્ત થવાના મિથ્યા ભયને દૂર નસાડી મુકયું. સતી સત્ય પ્રેમ ને સ્વચ્છ નિર્મળ ગુણકર્મનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હતું. જેના વિના ઘડી પણ ચાલે નહિં, જે પોતાનો પ્રાણ આત્મા, સૌભાગ્યનો શણગાર, અંતરનો સ્નેહી, લોહચુંબક સમાન મનહરણ કરનાર, સુખે સુખી, દુઃખે દુઃખી, જન્મજન્માંતરનો સાથી એવા પૂજ્ય જીવનના સ્વર્ગારોહણથી, વિષયરંગમાં મચેલી, અસત્ય માયામાં મોહેલી, દુઃખરૂપ દુનિયામાં કોણ સાધ્વી પ્રેમાળ સ્ત્રી નિરાધાર રહી અનિશ્ચિત કાળનું ક્ષણભંગુર સુખ ભોગવવું દુર્લભ સમજે? અને કીર્તિસહિત પોતાના પતિ સાથે, વિશ્વલીલા નિરખ્યા પછી,મનુષ્યસૃષ્ટિનો ત્યાગ કરી, દૈવી સૃષ્ટિમાં જગતપિતા, પરમોદ્ધારક પરમ પ્રભુ, વિશ્વેશ્વર સમક્ષ જવામાં કેમ ન આનંદ માને? સીતા, અહલ્યા, દ્રૌપદી સતીઓએ પ્રેમે પ્રણમી પતિઓને પ્રાણ સમર્પેલા, સુખદુઃખમાં, જુદાં રૂપ છતે એક સ્વરૂપમાં શોભેલા, તેઓ નિર્ગુણ બ્રહ્મસદનમાં નિવાસ કરવા જતાં પોતાના અર્ધાંગને દુર્લભ મરણ ટાંણે કેમ વિચરવા દે? અને પોતાની યોગ પ્રાપ્ત થયલી સર્વજ્ઞતાની સ્થિતિ, જે થોડા સમયનું આ સૃષ્ટિનું સ્વરૂપ છે, તેથી થોડા સમયનો પણ વિરહ કેમ વેઠે? સગુણનિર્ગુણ એવાં પરમ પવિત્ર સ્વરૂપ પૂજવા યોગ્ય છે, અને સતી સંસ્કાર આર્યાવર્તનું પ્રૌઢી પ્રગટ કરનારૂં અને વીરતત્ત્વ દર્શાવનારૂં કીર્તનીય મહા અદ્દભુત કર્મ છે. એવા પવિત્ર એક સત્ય સ્વરૂપને હું નમન કરૂં છું. રૂ કાપડની રાણી આગળ આ બધી વાત નિરર્થક અને ટાહેલાંસમ ભાસશે એવો મને ભય છે. તેથી સતી-સંબંધી બીજી વાતને માટે બીજો પ્રસંગ ખોળીશ, પણ હમણા અગત્યને સમય હું રોકવા ઇચ્છતી નથી.

તું નાણાં ને જમીન ને જીંદગીની સલામતીની વાત શી કરે છે? મારા રાજ્યસુખસમયમાં જ્યારે દરેક માણસનો હાથ તરવારની મૂઠપર હતો, ને જ્યારે દરેક માણસ પાસે દોલત, જેમ દરેકના માથામાં અક્કલ છે તેમ હતી, ત્યારે દોલત નિયમ પ્રમાણે એકના હાથમાંથી બીજાના હાથમાં જતી હતી. હમણા તરવારપર હાથ નથી ને કોઇની પાસે દોલત નથી, ત્યારે તેની સલામતી છે. ઉઘાડે બારણે ધાડ પડે નહિં ને વસ્તી વગરના રાજપર ચઢાઈ થાય નહિ. પણ હમણાં એક મગજમાં સઘળી દોલત ભરાય છે તેને માટે તારૂં શું કહેવું છે?* દોલત ને જીંદગીની સલામતી છે, તોપણ પ્રજાવર્ગ ક્યાં સુખી છે? તેઓ તો શું ખાઇશું, શું પીશું, શું ઓઢશું ને શું પેહેરીશું, તેની નિરંતરની ફરિયાદ ઉઠાવ્યા કરે છે. મોગલના અને મરાઠાના જુલમની પણ વાત ન કર. તેઓની નાની નાની કતલ ને લૂટફાટ શું ગણાવે છે? એવા જુલમમાં ૫૦ માઇલ દૂર ગયા કે જીંદગીની સલામતીની જામીનગીરી મળતાં વિલંબ લાગતો નો'તો. પણ જગતના રાજ કરનારના "શીતળ છત્ર" હેઠે કેવો જુલમ છે? તે બદ્રીકેદાર અને રામનાથમાં જેવો છે તેવો જગન્નાથ અને જેકોબાબાદમાં સર્વવ્યાપક પ્રસરેલો છે. તેમ મરાઠાની ને મોગલની તું શી વાત કરે છે? તેમનું દ્રવ્ય હરણ કરેલું ક્યાં બીજા પ્રાંતમાં જતું હતું? હમણાં જ્યારે તેવી લૂંટફાટ નથી, તેટલું દુઃખ નથી, ત્યારે આડકતરા રસ્તાઓથી કેટલો પૈસો વિદેશ જાય છે?† કર ક્યાં ઓછા છે? અસંખ્ય માર્ગે અનરગળ દોલત જાય છે. મારા પૂર્વકાળનું સ્મરણ કરી તેને સ્તુતિપાત્ર નથી ગણતી, પણ તારા સમયમાં તેથી ઓછું કેટલું છે? છેક પ્રાચીન કાળમાં કેવું સુખ ભોગવતા હતા, ને તારા પુત્રો કરતાં મારા પુત્રો આજે કેટલી અધમ સ્થિતિમાં છે તે ને બીજા ત કેવા કેવા આશિર્વાદ યોગ્ય ઉપકાર કીધા છે તેને સ્મરણમાં લાવતાં મને

---

*"Eager to enrich the country and yet to derive advantage from it, our proceedings for the last three and twenty years have been *harmful* and *ruinous* in the highest degree." H. M. Hyndman.

† "In 1856, a year before mutiny, the sum of 23,000,000 £. was taken from the people of India for the purposes of Government; in 1880, twenty-four years after, no less a sum than 68,000,000 £, was takan from them for the same purpose." H. M. Hyndman.

અનુકમ્પા છૂટે છે. તે કાળમાં નાણાંનો ઉપભોગ યથાસ્થિત થતો નહોતો, અને આ કાળમાં મન માને તેમ મોજ ભોગવીએ છીયે, પણ આ કાળમાં કેટલા ધનાઢ્ય પુરૂષ છે? તમાચા મારીને બાપડા મોં રાતાં રાખે તે પર જ તારી નજર છેની? પણ આંતર સ્થિતિ કેમ વર્તે છે તે કોણ જાણે છે? આગલા રાજાઓ ને બાદશાહો જુલમથી નાણાં ઓકાવતા હતા અને હાલ જુલમ નથી થતો, એવું કહેવું વારૂ બહુ ઠીક જ છે; તને બોલતાં કોણ અટકાવી શકશે? બળિયાને મોંઢે કોણ બોલે? પણ કાયદાને મધ્યસ્થ રાખી સખતાઈથી કર વિગેરે અનેક પ્રકારે દ્રવ્યહરણ કરવામાં આવે છે, એ વાત કંઇ થોડી નથી."

"મહમદ ગીજની ને શાહાબુદ્દીન ઘોરીને યાદ કર,"—મહાદેવીના લગાર અટકતાં બ્રિટાનિયા એકદમ જોસ્સાભેર બોલી ઉઠી; "તેમણે અને નાદીરશાહે જે અનરગળ દોલત હરણ કીધી ને ઘોર સંહાર કીધો તે સંબંધી વિચાર કરીને બોલ. પ્રસંગે પ્રસંગે તારાપર જે મહાન્ સમર્થ યોદ્ધા તુટી પડ્યા હતા ને કોટી નહિ પણ અબજની સંખ્યાબંધ દ્રવ્ય હરી ગયા હતા, તે તું કેમ ભુલી જાય છે? સમસ્ત પ્રજાના લાભને અર્થે મેં શક્તિ પ્રવર્તાવી શું નિર્ભય નથી કીધા ને સત્તાપ્રતાપ વિશેષ નથી દાખવ્યા? નિત્ય યુદ્ધદાન ને નિત્ય સંહાર; નિત્ય પરદેશ દોલતનું તણાઈ જવું ને નિત્ય પરદેશથી સંકોચાઇ રહેવું, તેવી સ્થિતિ જઈ મારા રાજ્યમાં શું અધિક સુખ નથી ભોગવતા? આનંદસ્થિતિમાં વિના પ્રયાસે જે મળે તેપર તારે તૃપ્ત થઇ રાચવું જોઈએ, તેના બદલામાં દુઃખ હોરી સ્વહસ્તે અતૃપ્ત રહે તેમાં કોના દોષ સમજવા? તારી વડીલવાર્તા ને પ્રાચીન સમય યાદ કરી પછી મને દોષિત કર. તારા આગલા પ્રતાપી રાજ્યો સાથે મુકાબલો કરતાં મારૂં રાજ્ય ને તેનું વ્યવસ્થાબંધારણ "રામરાજ્ય" સમ સર્વોત્તમ દર્શનીય છે—"

"ચૂપ, મુંગી રહે, એવી ખોટી ડંફાસ ન માર",—મહાદેવીએ મોહોડાંનો રંગ પલટાવી ક્રોધ કરી કહ્યું; "તું તારી ભૂલ હમણાં નથી સ્વીકારતી. ખરી વાત છે, તને હમણાં તારા દોષ સુજવાના નથી, પણ જ્યારે નિરંતરનું દુઃખ ભોગવશે ત્યારે મને સંભારશે કે હિન્દ આમ કહેતી હતી. પણ તેવી મારી ઇચ્છા નથી. ગીઝની, ઘોરી ને નાદિરની લૂટ ને ઘોર સંહાર માટે શી બકવા કરે છે, અને શિવાજીના રમખાણ માટે મિથ્યાં ભાષણ કરી તારી પોતાની શૌર્યવાહી શકિત ને દીર્ઘદર્શીપણાને ભુડું ચરચાતી શા માટે કરે છે? તેમના જુલમ ને સંહાર દર્શાવવા એ તારો બચાવ નથી.

તેમના સમ્બન્ધે તું સ્થિતિભ્રષ્ટ થઈ અધમ ઠરશે! તને હું તો ઉંચ કુળની ને મહતકર્મની સદ્‌ગુણી ગણું છું. તું ગીઝની, ઘોરીના ગુણકર્મ સ્થિતિ-દર્શન કરાવી શું એવું સ્થાપિત કરવા માગે છે કે તેના કરતાં 'હું ઓછી જુલમગાર છું, માટે મજના દોષ ન ઉચ્ચારવા?' એવો તારો વિચાર શુદ્ધ અંતરથી ઉત્પન્ન થયો હોય એમ હું માનતી નથી. તારા એક લોર્ડ ચાન્સે-લર સમક્ષ એક બલવાન પણ તેજહીણ ફાંસીઆ ખૂની લૂટારાને સુલેહના ભંગ કરનાર તરીકે ઉભો કરવામાં આવે અને તે પોતાના સ્વરક્ષણમાં એમ બતાવે કે 'હેન્સલો હીથપર ઘણા લૂટારા લૂટ કરે છે, શાંતિનો ભંગ કરે છે ને હજારો ખૂન કરે છે અને મારા કરતાં દશગણા જુલમગાર છે, તેથી તેમને યોગ્ય શિક્ષા પ્રથમ થવી જોઈએ; અને હું તો તેમના કરતાં ઘણે ઉતરતે દરજ્જે જુલમગાર તથા વટેમાર્ગુઓને દમનારો છું; માટે જ્યાં સુધી તેવાઓને શિક્ષા ન થાય ત્યાં સુધી આ કોર્ટ હજુર મને ઉભો કર-વાનો ધારાને હક્ક નથી.' આવા પ્રકારનું તેનું બોલવું શું વાજબી ગણાશે કે? અને આવા પ્રકારની હોંસાતોંસી શું માન્ય રખાશે? ના, કદી નહી. તેવુંજ તારું બોલવું અપ્રમાણ જાણ. મોગલ તથા મરાઠા જુલમ કરતાં એ તેને માટે ધિક્કાર બતાવે છે, અને તું ગેરવાજબી વર્ત્તે તો તારે માટે પણ તેમજ. જે જેવું હોય તે તેવું કહેવાય. બીજાનો દાખલો આપવો એ તો હીચકારી વાત સમજવી. કોઈ જુલમગારના તાબામાંથી એક માણસને મુક્ત કરવો, પછી તેના પર જુલમ પાડવો ને તે સામો થાય તો તેને દમીને કહેવું કે પૂર્વસ્થિતિ યાદ કર, તેના કરતાં તો અમે ઘણા રૂડા છિયે, માટે અમને આશીર્વાદ દે, તે શું વાજબી ગણાય? સહવાસથી કેળ-વાઈ પ્રૌઢત્વપણું પ્રાપ્ત કરવાની ઈચ્છા સર્વ રાખે, પોતપોતાની વ્યવસ્થા સુધારવા કુદરતના નિયમોનું સર્વ કોઈ નિરંતર મથન કરે. ઘણાં રાજ્યો દુ:ખથી નાસરણે આવેલાં તેથી તેઓ રાજ્યસત્તામાં પ્રબલ થવાને ને મોટપ મેળવવાને યોગ્ય નથી, એવું તારા વગર બીજું કોણ કહેડાવે? ઘણાં રાજ્યો ઊંધાં વળ્યાં, ઉઠયાં, ધસ્યાં ને શોભ્યાં છે. ચીથરેહાલ થવું, વણસાડે તો પણ ન બોલવું, હક્ક—વાજબી હક્ક ગુમાવી સેવકભાવમાં આનંદે રાચવું, એવો તારો નિશ્ચય હશે. વાહ! એમ હોય તો કેવી સોદાઈ! મારા વત્સોએ તુજ પ્રતિ પ્રેમભાવે સહનશીલતા જણાવી, ઉદ્ધત મહેચ્છ છતાં, તારા અસહ્ય ઉદ્ધત પ્રપંચ સામા પણ સ્વચ્છ સુઘડતા દર્શાવી અને તારા દુશ્મન સામા ઘુમી, જો કે અંતર તો બળતાં ને ધીકતાં રહે

તો પણ જયનાદ પ્રવર્તાવ્યા, તો પણ તેં તેમના વાજબી હક્ક લેશ આપ્યા નહીં, તોપણ તને નમ્યા; તેવા નિર્મળ મનના, કુળમોટપમાં રાચનારા, ઉચ્ચેચ્છ વૃત્તિના મહત પુરૂષને મોઢે જ હલકાં વેણ બોલતાં મર્યાદા રાખ. લાંબા કાળપર નિત્યે દુ:ખ હતું, પણ હવે શું છે? અંધાધુનીનો સમય ગયો ને પ્રકાશનો સમય આવ્યો, ત્યારે અંધકારમાં શું પડ્યા રહેવું? મુસલમાન અને મરાઠા નાણું ઉલેચી ગયા અને તારા સમયમાં નથી ગયા? ક્લૈવે અને વારન હેસ્ટિંગ્સે શાં પરાક્રમો કીધાં છે? હાલના જમાનામાં તે કેવા તેજહીન જણાય છે? ક્લૈવની રાજનીતિએ કેટલાં રાજકુટુંબો પાયમાલીએ પહોંચ્યાં અને કેટલાં મરણાવસ્થામાં પડ્યાં? ઇસ્ટ ઇંડિયા કંપનીને નિભાવવા હેસ્ટિંગ્સે કેવાં કેવાં કાળાંધોળાં કીધાં તે યાદ નથી? ચેતસિંગને ચોકઠામાં લાવવામાં તેનાં કૃતિમ કર્મોથી ને અયોધ્યાની બેગમપર જુઠા આરોપ મુકી કંઈ થોડાં નાણાં મેળવ્યાં નથી! તારાં ને તેમનાં પરાક્રમો સર્વ સરખાંજ છે. એકના વિવેકવિનાનાં કાળાં નરક સમાન કર્મો વિશેષ ને બીજામાં પ્રપંચ વિવેકના છળચતુરાઈનાં કર્મો વિશેષ; તેમનામાં ઉદ્ધતાઈ ઉમેરાઈ અને તમે બળવાન થઈ પ્રપંચે વિજય મેળવ્યો, વ્યવસ્થા રાખી ને દીપ્યા; બંનો સ્વરૂપનાં અંતર મળમય, પણ વર્તવાની રીતિમાં ફેર, તેથીજ તું સતેજ શોભે છે. તથાપિ "રામરાજ્ય"નું શું ગાન કરે છે? તેના એક અંશ જેટલું તારૂં રાજ શોભતું નથી. 'રામ રાજા'નો સદ્ગુણ અને તે કાળની પ્રજાનો સંતોષ એવાં અદ્ભુત હતાં કે આજ પણ ચોખંડ પૃથ્વીમાં સબળ પ્રતાપી રામને પ્રેમથી પ્રણમી, સ્તવી, ગુણનું ગાન સકળ પ્રજા કરે છે. 'રામરાજ્ય'માં પ્રજા સર્વપ્રકારે સુખી, સ્વતંત્રાના લાહવા લેનારી, રાજાના દોષ રાજાને મુખે બોલતાં નિર્ભય, રાજભક્તિ ખરા પ્રેમથી કરનારી, રાજ્ય અર્થે પ્રાણદાન દેનારી, પોતાના સ્વતંત્ર હક્ક બહાદુરીથી જાચનારી અને લેશ પણ દુ:ખ વગર "જય જય મહારાજા રામ ઘણું જીવો" એવા આનંદમય સ્વરની ગર્જના કરતી વિરાજતી હતી. તેની બલિહારી અલૌકિક હતી. રાજા રામ તે પણ તેવો જ પ્રતાપી, પ્રજાને સુખે સુખી, પ્રજાને દુ:ખે દુ:ખી, જનમત શુદ્ધ રાખવે તત્પર. દુષ્ટ ધોબીનાં વેણ માટે સાધવી સીતા પ્રાણવલ્લભાનો ત્યાગ કર્યો, તેના અક્ષય પ્રેમ તરફ ન જોતાં પ્રજાનું હિત તપાસ્યું કે મારો દાખલો લઈ પ્રજા દુર્ગુણી ને લમ્પટ ન થાય, એવું વિચારનારા હતા. તેઓ કરભાર મુકવે વિચક્ષણ, પ્રજા પ્રત્યે કોમળ ને પ્રેમાળ, પોતાના લાભાર્થે પ્રજાની સ્વતંત્રતાપર આલાપ ન લેતાં સ્વ-

તંત્રતાનું રક્ષણ કરનાર, પ્રજાની સમ્મતિથી રાજ્ય વ્યવસ્થા કરનાર, મંત્રીમંડળ સર્વોત્તમ, પોતે ધીર ને ચતુર, સ્વપ્રજાપર પિતાતુલ્ય ને જીતાયલી પ્રજાપર પિતામહતુલ્ય પ્યાર રાખનાર, નિર્બળ ને સબળ સર્વને એક સરખો ન્યાય આપનાર, દુષ્ટને દંડનાર, દયાળુ ને ઉદાર, પૂર્ણકળાએ તેજસ્વી સર્વમાન્ય મહાપુરૂષ દિવ્ય શોભ્યો હતો. તેની તુલા કરવી સુલભ નથી. તેવી થાય તો પછી એકેચક્રે પૃથ્વીમાં મહારાજપદ ભોગવવા યોગ્ય થાય. રામરાજ્યનું ગુમાન ભુલી જા, અને સાંપ્રત કાળના સર્વ રાજ્યમાંજ માન યોગ્ય થા, એટલે બસ. તારા અંધેરો તરફ જો ને પછી રામરાજ્ય અને સામ્રાજ્યનો મુકાબલો કર. સૌ જણથી મોટો સમવિષમ ભાવ તુજમાં અધિક છે. આ તો કાળા ને આ તો ગોરા, એ ભેદ ટળશે, તેઓ પરસ્પર ઐકયતાથી વર્તશે ત્યારે જ તારો પ્રથમનો વિજય દર્શન દેશે. પાટ્રિશિયન અને પ્લીબિયન માફક ભેદ રાખવાથી કશો લાભ નથી. તારા પુત્રો પ્રથમ લાત ને પછી વાત કરનારા અને પરદેશીથી અતડા ને અતડા રહેનારા. તેમાં રામરાજ્યનો સમય ને રામરાજ્યની તુલના કરી તું પોતાનું અજ્ઞાનપણું પ્રગટ કરે છે."

"ચલ, બહુ લાંબી લવરી ના કર"–બ્રિટાનિયાએ ફીકા ચહેરાથી કહ્યું, કેમકે હિન્દે પોતાના ઉત્તમ વાદથી તેના વાદને છેદનભેદન કરી નાંખ્યો હતો તેથી તેના ચહેરાપર પ્રસ્વેદના બુંદ આવ્યા હતા ને ઘણી ગભરાઇ ગુસ્સે થઇ ગઈ હતી; "રામરાજ્યના ન્યાય ને વિજય ને સ્વતંત્રતા સંબંધી મને સર્વ માલમ છે. મારા કહેવાનો હેતુ એવો હતો કે જો નાની વસ્તુનો મુકાબલો મોટી સાથે થાય તો આ જમાનાના રાજ્યમાં મારૂં રાજ્ય રામરાજ્ય સમ છે. રામરાજ્ય અદલ, સત્ય ને પ્રામાણિક હતું, પણ તે કાળનો યુગ સમય સ્મરણ રાખ. આ સુવર્ણયુગ નથી, લોહયુગ છે; તે સમયમાં રામરાજ્ય સમ સર્વોત્તમ સુખ ભોગવવું એ દુર્લભ છે; પણ જે રાજ્યમાં ગુલામગિરી ભોગવવી પડતી, વિના પ્રયોજને ઝબે થતા, ધર્મભ્રષ્ટ કરતા, અને શ્રીમંત જાણે કે લૂંટતા, જેથી બરાબર દ્રવ્યનો ઉપભોગ થતો નો'તો, તેવા રાજ્યમાં આ રાજ્ય મહાન્ રાજ્ય રૂપે શોભે છે. સ્વાધીનતા, સમાનતા ને સ્વતંત્રતા સો વસા સર્વ સુખના પૂરા પાડનારાં છે. માણસને સહવાસથી અધમ અને ઉત્તમ સ્પષ્ટ દર્શાવાય છે; પણ આગલાં રાજ્ય સાથ મુકાબલો દર્શાવી સાફ દિલ દુનીયા આગળ એમ સાબીત કરવા માંગતી નથી કે 'હું સર્વોત્તમ છું' એમ માન્ય થવું જોઈએ; પરંતુ

લોકહિતને અર્થે સુખકર વ્યવસ્થા કરવા કેટલી ગોઠવણ કરૂં છું, તે સમય-સમયના રંગ દર્શાવી સિદ્ધ કરી આપીશ કે, લોહયુગને યુક્ત રામરાજ્યની સ્વાધીનતા ને સ્વતંત્રતા તું ભોગવે છે. નિર્મલ પ્રાણીને શક્તિ કરતાં અધિક સત્તા આપવી યોગ્ય નથી. જુના રાજતંત્ર પ્રમાણે હવે વ્યવસ્થાવિધિ યોજવાનો સમય નથી, હવે તો નવા નવા રાજતંત્રના નિયમાધારે વર્તવું જોઇએ. તે વગર યથાસ્થિત સંપૂર્ણ સુખ ભોગવવા દોહેલાં છે. વળી સમવિષમ ભાવની વાત તું શી કરે છે? સમવિષમ ભાવ કાહાડી નાંખવો મુશ્કેલ નથી; પણ મારા પુત્રો સાથ તારા પુત્રો સંબંધમાં આવવા યોગ્ય જ ક્યાં છે? તારા પુત્રો ગર્વિષ્ઠ, વિષ દૃષ્ટિના અને બુરી ઇચ્છાવાળા હોવાથી નકામી બડાઇ મારી, ઘણી વેળા શૂરવીરોનું અપમાન કરે છે, તે કેમ સાંખી શકાય? વળી જ્યારે સર્વ પ્રકારે આશ્રય આપવાની ઇચ્છા ઉત્તમ મનના અધિકારીની હોય છે ત્યારે તારા પુત્રો બોલશે કે, "નસીબમાં હશે તો સૌ મળશે," "સમય આવશે ત્યારે સર્વ સુખ સાંપડશે," ત્યારે પછી બીજાનો દોષ બોલતાં શરમાતી નથી? તથાપિ તું પ્લીબિયનને પ્રાટ્રીશિયન શા આધારે ઠેરવે છે? મારે મન તો બંનો તુલ્ય છે. બંનોને યોગ્ય બક્ષિસ આપું છું, ને રાજી રાખવા બનતો શ્રમ લઊં છું. તારા ઐક્ય કરે, તો પછી મારે જોઇએજ શું? પણ ઊછળતા લોહીના સમોવડિયા સાથે કેમ વિવેકે વર્તવું તે જ તારા પુત્રો જાણતા નથી, તો પછી બનેજ કેમ? વ્યવહાર ઐક્યનું દર્શન કરાવવા મારૂં મથન જારી છે, અને તેને માટે તારા ને મારા બંનોને સદા સદ્ઉપદેશ આપવાને હું ચુકતી નથી; પણ જ્યારે તારા પુત્રો બુબકના બુબક જ રહ્યા ત્યારે મારા પુત્રો જે નીતિના જાણ અને સંસારવ્યવહાર વિવેકમાં કુશળ તેઓ મલિન અંતઃકરણ જોડે ક્યમે સમ્મત ન જ થાય ને ન થયા. તારા પુત્રો મારા પુત્રો સાથે રંગમેલાવડામાં ભેગા થાય કે મારી પુત્રીઓનાં સ્વરૂપસૌંદર્યપર મોહિત થઇ તેમની સન્મુખ અવિવેકે ઊભા રહે; સંસારવ્યવહારમંડળમાં પ્રવેશ કરાવે ને કુટુંબસુખ નિરખાવે તો પછી પોતાની દાનત સાફ રાખે નહિ; જનસમૂહમાં ભેળાતાં સ્ત્રીઓનું અપમાન કરે; હોય તે કરતાં દશગણો ભપકો મારી તોછડાઇ ને તુંડાઇ પ્રગટ દર્શાવે; અમે આર્યો સુઘડ અને સુધરેલી પ્રજા છિયે એવું ગુમાન રાખી તિરસ્કાર કરે; પોતાના સ્વકુટુંબ ભેળા કરવાને નામરજી દેખડાવે; કેમકે કુટુંબો અમારા કરતાં ઘણા હલકા પાણીના, તે બતાવે તો પછી લોપાળાં જણાઇ જાય! અને અમારામાં

સામેલ થઈ છચોક બેહુદાઈ કરે; વખતે કુવડ વેણ ઉચ્ચારી મારા પુત્રો પર અંકુશ રાખવાની છટેલાઈ કરે, તો એવા જોડે મારા પુત્રો સંબંધમાં આવતાં ખરેખર શરમાયા વગર રહે નહિં, ને ઐકય થવું મુશ્કેલ થઈ પડે. તારા પુત્રો વિવેકાચરણે વર્તે ને મર્યાદા રાખતાં શીખે તો પછી સુઘડ સુઘટ્ટ ઐકયસ્વરૂપ સુંદર દર્શન દે જ; કેમકે મારા પુત્રો એકતાનું પ્રદર્શન કરાવવા સદા ઉમંગી છે, પણ તેઓ એવા નમ્ર ને વિનયવાળા નથી કે ગુલામગીરી કરે અને પોતાના કુટુંબમાં પ્રવેશ કરાવી તારા પુત્રો બેહુદા થઈ નિરંકુશિત મદોન્મત્તપણે વર્તે તે જોયાં કરે. વળી સર્વ કોઈને સન્માન તે કેવા પ્રકારે આપે? શું તેઓના દાસાનુદાસ માફક વર્તે અને જે પોતાના સન્મુખ આવે તેમને નીચા નમીને નમ્રતા બતાવે? તેઓ અહંકારી, ઉદ્ધત ને પતરાજબાજ નથી જ, તો પણ એવા પ્રકારનું માન કોઇ કાળે આપી શકે નહિં. તે વળી તોછડા, લજ્જાનીતિમાં નિઃસંશયી ને મિથ્યા ગર્વ ધરનારને? હા, તેઓમાંનો કોઈ ઇંગ્લાંડ પધારે તો સમસ્ત પ્રજા મોહિત થઈ, ઠાઠમાઠથી આગતાસ્વાગતા કરી પ્રસન્ન રાખે, સકળ વિલાસસામગ્રીનાં દર્શન કરાવી ઘાડાં ઐકયથી એક સ્વરૂપે સોહી, મિત્ર બાંધવની હાણ દેખી દાઝે ને સુખ દેખી રાચે, એવા પ્રેમાળ ને કોમળ સ્વભાવના મારા પુત્રો છે. તેઓ કદાપિ પણ "પેનગો"*ને ગ્રીકમાં જેમ સર્વ કોઈએ હસી કહાડ્યો હતો તેમ કરે નહીં. તારા પુત્રો સાથે ઐકય કરવાના તેઓ સદા પ્રસંગો શોધે છે અને વિના પ્રયોજનના પણ મેળાવડાઓ, જેવા કે લેવી, ઇવનિંગ પાર્ટી વગેરે ભરી એક આનંદે કલ્લોલ કરે છે, પણ ઉલટા તારા પુત્રો તેમના એ બાંધવો પ્રત્યે કડવાશ વાપરી તેમને તુચ્છકારે છે અને તેનો લાભ લઈ ઘોર કર્મો કરે છે. મારો પ્રાણ આત્મા લોર્ડ મેયો અને જસ્ટીસ નોર્મનના લોહી વહેડાવ્યાં તે એમાંથી કેની? જો તેઓનાથી છેટાના છેટા રહેત તો એ પરિણામ ન જ આવત, એમ મારૂં સ્પષ્ટ બોલવું નથી, પણ એ એક કારણ કહીએ તો તે અસત્ય છે એમ તારાથી કહેવાશે નહિ. શુદ્ધ સ્વભાવવૃત્તિએ પ્રફુલ્લિતપણું, સમાનતા મર્યાદા વિના દેખાડવી, એ સામ્પ્રત સ્થિતિને પ્રતિકૂળ છે. તોપણ રાજકાજમાં ઘણે દરજ્જે તારાપર વિશ્વાસ મુકી યોગ્ય સ્વાધીનતા આપું છું ને સત્તા આમ વર્ગમાં દાખલ કરૂં છું, તે શાને માટે? એ બધાં ઐક્યનાં કારણ છે, જેથી બંનો જુગલ સ્વરૂપ છતાં એક સ્વરૂપે સોહે.

---

* એક રોમન ફીલૉસૉફર. રોમ જ્યારે યુનાની પ્રજાના તાબામાં હતું ત્યારે એ તત્વવેત્તા ત્યાં ગયો તે વખતે તેના ભાષણને સઘળા જનોએ હસી કાઢયું હતું.

સમ્પીલા થઇ બંનો સદા હેતથી વર્તે તો પછી કેવા સર્વોત્તમ સુખનાં દર્શન કરાવે! રે, ઘણું કરીને ઊંચા પ્રેમમાં સોહી અપૂર્વ દિવ્યાકૃતિએ દર્શન દે!"

"તારૂં બોલવું સત્ય છે," વ્યાઘ્રદેવીએ ગગળી જઇ દયામણે મોંએ જવાબ દીધો;—"તારૂં બોલવું હું અમાન્ય કરતી નથી. જેમ એ બોલવામાં સત્ય છે તેમ જુઠાણાનો અંશ પણ છે; પણ તે, તેં તારી હંમેશની ચપળતા ને કુશળતાથી નિસ્તેજ બનાવી દીધાં. તું ખાતરનીશાથી કહી શકે છે કે એઓમાં તમામ ગફલતી મારાઓની જ છે? વર્ષોના વર્ષો થયાં તારાઓ મુજના રંક બાલકોપર જુલમ પાડતા આવ્યા છે ને પાડે છે, અતિ તુચ્છ વચનથી બોલાવે છે, એઓને માટે કાયમ ઠસ્સાનો સદાનો આવો મત અતિ પ્રૌઢતાથી પોતાના અન્તરમાં ઠસાવી મુકયો કે, 'હિન્દુઓ અચંચળ વૃત્તિના, ધ્યાની ને મનસ્વી, રણસંગ્રામવિષયના ઘણું કરીને કાયર, સ્વદેશાભિમાનરહિત, ન્યાતિજાતિભેદના બંધનથી છુંદાઇ ગયલા, અડધા સુધરેલા, ધર્મ માટે સંશયી અને સ્ત્રીઓપર અસહ્ય અંકુશ રાખનારા છે.' —એ સંધાને માટે તું શું સત્ય બોલે છે? ખાતરનીશાથી જાણ કે, એઓ કુવડ વેણ ઉચ્ચારે એવા નથી. જ્યારે તેમને માટે સુધરેલા વર્ગમાં નિંદક વાક્યો ઉચ્ચરાય ને હલકા ગણાવવાની પ્રેરણા થાય ત્યારે રંગીલા ને મદમાતા ન જ સહન કરે. તારે માટે મારાઓ એવાં હલકાં વાક્ય ઉચારે તો શું તારાઓ ખમી રહે? ના, ને તારા આવા કૃત્રિમ ઉપાયથી ભવ્ય શક્તિ, જય દર્શાવવા, એ તારી પ્રૌઢતાને લાંછન લગાડનારૂં છે. મોટા મોટાનાં લોહી વહ્યાં એ કર્મ અધમ બન્યાં એ વાત ખરી, તેમ તેને માટે સકળ પ્રજાએ શોકભર્યા વદને માનશુકન પ્રકટ પ્રસિદ્ધ કર્યા છે, અને પોતાના બંધુપર આવેલી આફત ગણી ઈશ્વર પાસ યાચના કીધી છે એ થોડું કીધું નથી. પણ માનના તરસ્યા ને વેરીલા ખારીલા સત્તાધારીઓએ બળવા પછી વિના પ્રયોજને બાંધી માર્યા અને કુકાઓને ઝાડે લટકાવ્યા તથા તોપે ઉરાડ્યા, તે ભુંડાં કર્મો અતિ અધમ છે. સાધનબળે ગરૂર અને પ્રબળ પ્રતાપી બ્રિટન પુત્રોએ કેટલા જણને, હથિયાર વિનાના હલકા જણને સત્તાના દોરથી લાત મુક્કીથી ગતપ્રાણ કીધા અને તેમનાં કારણમાં પેલી કમબખ્ત 'તલ્લી' ને અગાડી કરી; એવા અધમ નીચ કર્મને માટે કોણે સત્ય ન્યાયનું દર્શન દીધું? સંધીકરાર અને સુઘડ સુઘટ્ટ ઐક્યનાં પ્રારંભ ચિન્હ અને ઉમંગ આવા? અને તેને માટે મારી તરફથી કશી પણ એ વડાઇની હીલચાલ થઈ છે? પણ તુજ પ્રત્યે મારી અસાધારણ મમતા

છતાં ક્યાં વેરભાવ તારામાંથી સદંતર નાશ પામ્યો? પ્રેમના બદલામાં પ્રેમ જોઇએ. અંતરના ઉમળકાથી આનંદે હૈયાસરસા ચાંપતા હોય તો મારા પુત્રો પાછલું વિસરી જઇ પ્રેમનો બદલો અધિક આપે; પણ એમ થતું નથી. મીજલસમાં એકવાર આમંત્રણ કરી મોટો ઉપકાર બતાવે, ગર્વમાં કુલાઇ જાય, ઉલટા ડોળ ઘાલી તિરસ્કાર કરી સતાવે ને હલકા વર્ગમાં ખપાવે તે નજ સહન કરે. ઉદ્યમ રહિત, ન્યાયે અધમદાસ, જુલમે દટાયલા, પરસ્ત્રાધીન, પરદેશી પરધર્મીના તેજમાં અંજાયલા, સ્વતંત્રતા વિનાના, મોળા પડી ગયલા; તો પણ ઉચ્ચ તુકમ, ઉચ્ચ સદ્ગુણ, ને ઉચ્ચ પાણીના વિવેક મર્યાદશીળ છે તે એવું માનભંગ પ્રત્યક્ષ સ્પષ્ટ ન જોઈ શકે. રણરંગી મહેચ્છ કુલીન સ્વતંત્ર પુરૂષો જનસમૂહમાં માન પરાભવ દેખી અંતર વૃત્તિએ અતિશય દાઝે એ સત્ય ને કુદરતને અનુસરતું છે.

તું કહે છે તે રાજકાજમાં વિશ્વાસ ક્યાં છે?" ભવાં ચઢાવી હિન્દ બોલી, "કયાં છે સમાનતા? એ. સંધી છેતરપીંડીની વાત પડતી મુક. હું બોલીશ તે તને જરાએ પસંદ પડવાનું નથી, ને તું કંટાળશે ને ઠેકડી કરી અંતરમાં તૂલના કરી, સ્વસત્ય દર્શાવવાની અશક્તિથી ક્રોધમય નેત્રે નિહાળશે; પણ મને તેની લેશ માત્ર દરકાર નથી. અણવિશ્વાસ ઠામ ઠામ છે. વિશ્વાસ સમૂળગો નથી. સ્વાધીનતા ને સમાનતા ને સ્વતંત્રતાનાં દર્શન તો દુર્લભ સમજવાં. તે તો નથીજ, હોય તો પછી તારી સ્પૃહા કોણ કરે? ભ્રષ્ટ બુદ્ધિએ સ્વતંત્રતા રહિત કરી પગતળે ચગદી નાંખ્યા છે, તેનું સ્મરણ કરતા શોકથી રક્ત ઉષ્ણ ને વદન નિસ્તેજ થાય છે. બળવાના સમયે કંપની બહાદૂરના કાળથી તે આજ પર્યંત દેશી લશ્કરપર કરડાકીથી જોવું, હાકમાં દબાતું ને દબાતું રાખવું, અને પુરતો ભરોસો ન રાખવો એ પ્રથમ અણવિશ્વાસ. જો કે દેશી લશ્કરને જેર કરવા દેશી લશ્કર હતું, તો પણ ધારા ઘડનારી મંડળીમાં યથેચ્છ નિડર સાહસિકપણે વરતી સ્વચ્છંદે ધારા ઘડવા અને પ્રજાની અરૂચી છતાં તે પળાવવા તેવી મંડળીમાં, પ્રજામતના પ્રતિનિધિ ન દાખલ કરવા, એ બીજો અણવિશ્વાસ. દેશી રાજ્યમાં રેસીડંટ રાખવા, જેને માટે વાંધો નથી, પણ ત્યાંના રાજધારા સત્તાને પોતાના કાબુમાં રાખી રાજાઓને પગતળે ચાંપતા ને ચાંપતા રાખવા, અને પોતાનીજ ઇચ્છાનુસાર વર્તવા દેવા તથા બાજીગરનાં પુતળાં માફક રમાડવા, તેમની પ્રજામાં જ તેમને હલકા પાડવા એ ત્રીજો અણવિશ્વાસ. હથિયાર ન રાખવા દેવાનો ધારો, જે ધારો કોઇ પણ પુરૂષાર્થી સરકાર, પ્રાચીન પ્રસિદ્ધ રોમ કે ગ્રીસની પણ

અમલમાં લાવી નથી, તેવો પુરૂષપણાને લજાવનારો ધારો એ ચોથો અણુવિશ્વાસ. દેશી વર્તમાન પત્રને તોડી પાડવાં ને તેમના પર ફીતુરને ઉશ્કેરવાનું આળ મુકવું, જે સત્ય વિશ્વાસનું કામ નહિં જ ને તેમને નિરંકુશિતપણે અંકુશિત કરવા એ પાંચમો અણુવિશ્વાસ. હિન્દુસ્થાનની રૈયત અકારા કરથી બેદીલ થયલી અને ઉશ્કેરાયલી છે—દુશ્મનાવટથી નહિ, પણ ઘાડાં ધૈર્યથી—તેથી તેમના પર સદાની કરડી નિગાહ રાખી ફીતુરખોર કહેવા તથા થોડાક અપાત્ર અમલદારોએ પોતાના જ અપલક્ષણ તથા જુલમને લીધે ચમકતા રહેવું અને ચમકાવતા રાખવું એ છઠ્ઠો અણુવિશ્વાસ. ન્યાયના દિવ્યાસને ન ચડાવી ઈશ્વરી પ્રસાદ આપતાં બાહાનાં કહાડી પાછા હઠવું એ સાતમો અણુવિશ્વાસ. સૈન્યવર્ગમાં સૈન્યાધિપતિની શ્રેષ્ઠ પદવીએ ન ચઢાવવા અને માત્ર તારા પુત્રોએ એ વીરત્વ દર્શાવનારા અલૌકિક પ્રસાદનો લાભ લઈ ઘૂમ્યા જ કરવું, એ આઠમો અણુવિશ્વાસ. તારા ગેરવાજબી વિચાર અને પ્રજાસંરક્ષણના અવિવેકી કાયદાની સામા પ્રોટેસ્ટ ઉઠાવવા, સાર્વજનિક મંદિર વાપરવા ન આપવાં એ નવમો અણુવિશ્વાસ. દેશી રાજા, અને તે વળી અતિશ્રેષ્ઠ પદવીના રાજાને એક સાધારણ માણસના ગુનાહને બાહાને અસત્યનો જય દર્શાવી ઢોળી પાડવા એ દશમો અણુવિશ્વાસ. કેટલાક રાજકુંવરોએ યુરોપથી શસ્રો મંગાવ્યાં તે ન રાખવા દીધાં અને પ્રસંગોપાત્ત પરદેશી પ્રચંડ વીરપુરૂષોને સૈન્યમાં રાખવાની મના ને સખતાઈ કીધી એ અગિયારમો અણુવિશ્વાસ. તારા સ્વાર્થી પુત્રો એકે સામટાં ગગડી પડીને દેશીઓને વોલનટીયર કોરના દરવાજાપરથી હડસેલી કહાડ્યા એ બારમો અણુબિશ્વાસ. લગ્નાદિ શુભ પ્રસંગે દેશી રાજાઓ સ્વતુલ્યના બાંધવો સાથે સ્નેહ ભાવ રાખી ઘાડા સમ્બન્ધથી બધાય તે તને ગમે નહિ, તેમને પત્રવ્યવહારથી અંતરના ભાવ જણાવવા ન દેવા એ તેરમો અણુવિશ્વાસ. હિન્દુ, મુસલમાન, પારસીઓને ઊંચા પ્રકારની કેળવણી ન આપવી ને હીણા રાખવા એ ચૌદમો અણુવિશ્વાસ; કેમકે તારી અંતરવૃત્તિ શંકાશીલ થઈ છે કે એઓને રાજદ્વારી સંબંધના રસ્તા બતાવીશું તો સ્વતંત્રતાના હક્ક જાચતા ને સ્વદેશાભિમાન ને સ્વદેશ પ્રીતિ રાખતાં શીખશે, તો તેથી તને ગેરલાભ છે. દેશી રાજાઓ પરદેશમાં પ્રવાસ કરવા માટે દેશબાહાર જાય તો તેમની સાથે એજંટ કે રેસીડંટ હોય જ હોય, જાણે તેઓપર ચોકીપેહેરો ! તેઓ એકલા સ્વચ્છંદે દેશબહાર વિહાર કરે તો કોઈ તેમને તેમની સ્થિતિ કેવી દુઃખકર કે સુખકર

છે તેનું ભાન કરાવે તો તેથી તને સમયે, રે કાળાંતરે ધોકો (?) પોહોંચે, માટે એકલવાયા તો એઓને રાખવા જ નહિં; તથા તેવા કોઈ વિદેશી રાજનીતિકુશળ પુરૂષની મુલાકાત પણ વગર પરવાનગીએ ન કરાવવી એ પંદરમો અણુવિશ્વાસ. સ્વેચ્છિક સાહસ કર્મો હોરી પ્રજાને કરથી રૂંધવી, જેથી પ્રજા કોઈ કાળે સમૃદ્ધિએ બળવાન થાય જ નહિ ને રાજકારભારમાં માથું ખોસવાનું વિસરી જાય; અનનન્ તો તનનન્; પેટની સંભાળથી પરવારે ત્યારે દેશ રાજસંભાળમાં માથું મારવા ઉસ્કેરાય; તેથી પેટના જ ઉદ્યમમાં બારે પોહોર ને બત્રીસે ઘડી મચી રહે એવાં પ્રપંચી વિવેકી કામો કરવાં એ તારો સોળમો અણુવિશ્વાસ. અણુવિશ્વાસની પલટણે હિન્દુસ્થાનની આસપાસ ચોગરદમ ફ્રરી વળી સર્વને ઘેરી લીધા છે, જેમાંથી નીકળતાં પણ નથી નીકળાતું. સઘળું ટુંકમાં જ કહું છું, બાકી દરેક અણુવિશ્વાસને માટે બબ્બે મોટાં વ્યાખ્યાનો કહી સંભળાવાય. પ્રસંગ આવશે ત્યારે એ સઘળાનું યથાસ્થિત વિવેચન થશે, પણ દુનિયા પૂછે છે કે આટલો અણુવિશ્વાસ ને બેઆબરૂ છતાં હિન્દ કેમ સહન કરે છે? તેનું ખરૂં કારણ એ જ કે સત્ય, પ્રામાણિકતા ને નિમકહલાલી, જેને એક વાર સ્વબાંધવતુલ્ય યશ આપી સ્થાપ્યા તેને છેહ ન જ દેવો—એ બે સિવાય એકે ત્રીજૂં કારણ નથી. પોતાની હુરમત જાળવવા તેજદાર સમશેર મ્યાનમાંથી બાહાર કાહાડી પટો કરવા ને પરાક્રમ દર્શાવવા હિન્દ સામર્થ્યવાન છે, પણ પ્રભુને યાદ કરી પ્રતાપી રાજમંડળમાં, લોકસમૂહમાં હલકી પડવાની ઈચ્છા રાખતી નથી. જે જે વિરલાઓને તેં માત્ર તારો જ લાભ સાચવવા રહેંશી નાંખ્યા તેને માટે કહેવાનું બાકી રહ્યું નથી.

જેમ અનાજના પાકેલા ખેતરપર પોતાનું પેટ પુષ્ટ કરવા તીડ તુટી પડે તેમ તારા જુલમગારોએ આ દેશમાં આવતાં જ જુલમનો વરસાદ વરસાવી કેહેર વર્તાવી મુક્યો. અને તેમ છતાં મુસલમાનના જુલમ ને તેમની ત્રુટક ત્રુટક લૂંટને વગોવવી તો સાંભળ: જે કહેવાની મારી ઇચ્છા નથી તે તારે સાંભળવું છે? સર્જિત. વારન હેસ્ટિંગ્સે જે ત્રાહે ત્રાહે પોકરાવી હતી તે સંબંધી થોડુંક જણાવું, જેથી તારા કાન ને આંખ ઉઘડે, જેનું વાસ્તવિક વર્ણન સાંભળતાં નમ્ર ને માયાળુ સ્ત્રીઓ મુર્છાગત થઈ; તેવા જુલમનું વર્ણન હું કહું છું તે તું સાંભળ;* જેના આગળ મુસલમાનના જુલમ

*This "harrowing description of the cruelties perpetrated by Debi Sing, one of Hasting 's offcial servants, perhaps

અને લૂંટની શી બીસાત ? તારી કૃપાદૃષ્ટિ મારી તરફ થઈ કે તેં જેમ બને તેમ દ્રવ્ય સમેટવાનો ઉદ્યોગ આરંભ્યો. તારા ભુખડુબારસ પુત્રોએ એકદમ વરૂ માફક જુલમ કરવો જારી કીધો; અને ભીમહારી કંપનીએ નિસ્તેજી હેસ્ટિંગ્સને બોધ્યું કે અમને તૃપ્ત કરવા દ્રવ્યનો ભોગ આપ. અને પછી હેસ્ટિંગ્સ શું ન કરે ? કોઈ કાળે ન સાંભળેલો ને કદી પણ ન સાંભળી શકાય એવો જુલમ જારી કીધો. તારા વીર વૉરન હેસ્ટિંગ્સે દેશમાં જે મોટા મોટા જાગીરદારો હતા, તે દુઃખી જાગીરદારનાં આંગળાંની આસપાસ દોરડાં વિંટ-ળાવ્યાં, એટલે સૂધી કે આંગળાંઓ ઐક્ય કરી અરસપરસ ગંઠાઈ ગયાં, અને કચડાઈ એક જ દેખાયાં. પછી તે આંગળાંઓની વચ્ચે લોહફાચર લોહડાના હથોડાવતી ઠોકી બેસાડી. આ દુઃખી માણસની બુમ પેલા જુલ-મગાર, નરકના અધિરાજ વૉરન હેસ્ટિંગ્સના દૂત દેવીસિંગે ન ગણકારતાં આંગળાંના કકડેકકડા કરી નાંખ્યા. જે ગરીબ, પ્રામાણિક, નિરપરાધી અને ઉદ્યોગી હાથ, માત્ર પોતાની સ્વમહેનતનાં ફળ પોતાના મ્હોડાં આગળ લઈ જતા નહોતા, અને પોતાનાં છોકરાંઓને પણ તેની ઉત્પત્તિનાં અમૂલ્ય ફળ તંગીને વખતે આપવા પણ નારાજ હતા, અને તે હાથનાં ફળ પંદર કરતાં વધારે વર્ષ તુલીક ચીન તારા લાભાર્થે મોકલાવ્યા, અને તે વળી કોઈ પણ પ્રકારના બદલા વગર. અને જે ફળના ફળથી તે કાળના તારા પુત્રો વિલાસ કરતા હતા અને અંતર ચુંમીને આનંદ ભોગવતા હતા તે ઉદ્યોગી હાથને એ દુઃખ ભોગવાવ્યું. તેના બદલામાં તો તારા જુલમગારનાં દોરડાં, લોહફાચર અને બિનજરૂરિયાતની મેહેનત વિના તમે બીજું ખોયું નથી. પણ એ શોકમય વાત સાંભળતાં ને વિચારતાં કોણ પથ્થરછાતીનો નહિ કમ્પે ? ઘણા વક્કર-વાળા, માનમરતબાવાળા ને આગેવાન દેશાઈ, ઉદ્યોગી ખેડુત, માજીસ્ટ્રેટ અને ગામડાંઓના પટેલો વિગેરેની જોડ કરી બબ્બે બબ્બેને પગેથી એકઠા બાંધ્યા, અને પછી તેઓને તારા યમદૂતોએ લોહગજપર ઉંધે મસ્તકે લટ-કાવ્યા અને પછી નેતરે પગના આંગળાંના નખ ખરી પડ્યા ત્યાં સુધી માર મારવો જારી રાખ્યો. વળી તેમના ઊંધા જ મસ્તકપર, ભયંકર લાકડીના ઝપાટા અને યમશસ્ત્રથી માથું, નેત્ર ને નાકમાંથી લોહી વહ્યાં ત્યાં સુધી સેતાનિયત રીતે માર્યા. પણ આ દુઃખની રીતિ તો યમદૂતોને ઓછી પડી

---

without parallel in language. It is said that several ladies fainted at this part of Burke's oration."

BURKE'S SPEECHES, Dublin Edition.

હશે તેથી તેમણે નવી કળા શોધી કહાડી. વાંસને અને નેતરને ઊંચાં મૂકયાં અને 'બેલ–ટ્રી'* ઝાડની ડાળી જેના અણિયાળા ને તીક્ષ્ણ કાંટા જે ચામડીને ભયંકર રીતિએ ચીરી નાંખે છે અને માંસને ખેંચી કાહાડી તેનો ખીમો કરે છે તેના ચાબકાવતે હેરાન કીધા અને જે કેટલાક શરીરે મજબૂત અને મનના દૃઢ, ધૈર્યવાન ને ગમે તેવો જુલમ થાય પણ અસત્ય કર્મ ન જ કરવું, એવા હતા, તેમના પર શોધક વૈરથી ઉશ્કેરાઈને અતૃપ્ત લૂંટાલૂંટથી પ્રબળ થઈ જેમ વધારે હેરાન થાય એવા અનેક પ્રકારનાં યમાસ્ત્ર શોધી કાહડ્યાં; જેમાં 'બેચેટા'† નામનાં માંસદહનકારક ને ઝેરમય છોડવાની ડાંગો મુખ્ય હતી, તેણેવતી તેમનાં શરીર ચીરી નાંખ્યાં ! ! ! જે ક્રૂરમાં ક્રૂર કર્મ તે એ હતું. એ મારથી કેટલાકના ઘા રૂઝાયા વગર સડબડ્યા કર્યા અને સદા કોહ્યા કર્યા, પણ કદી રૂઝ આણી નહિં, અને શરીરપર કોહોડના ડામ પડી રેહે તેવાં ચાઠાં પડી શરીરને બેબિયલ બનાવી મુકયું; ને કેટલાકની જીંદગીનો અંત પણ આવી ગયો. રે આ દુઃખ પણ થોડું હતું. એ કરતાં વધારે દીલ ધડકાવે તેવું દુઃખ તેમને માટે બાકી હતું. આવા રાક્ષસી દુઃખથી તૃપ્ત ન થતાં રાત્રે આ બિચારા નિરપરાધી પ્રાણીઓને, લોભ જુલમનો અધિરાજ હોમશાંતિનાં બલિદાનને કારાગૃહમાં મોકલતો હતો, અને જ્યારે ચિન્તા વગર સર્વ કોઈ આરામ લેતાં હતાં, તેવે વખતે પણ સેતાનના પુત્રો તેમને ત્રણ ત્રણ વાર બાંધી મારતા અને કકડતી ઠંડીમાં ઉઘાડે શરીરે, બકરાંકુકડાંને નાંખી મેલે તેમ મેદાનમાં નાંખી મેલતા હતા. સૂર્યોદય થવા પહેલાં હેસ્ટિંગ્સના આ ભોગને બહાર કાહાડતા, અને રાતના યમદૂતના મારના ઘાથી શરીર સુજી ગયેલું ને ચીરાડાથી અકડાઈ ગયેલું, તેમને ઠરી ગયલાં ઠંડા પાણીમાં ઝબકોળતા અને એક કાંકરો પણ ખમવાને અશક્ત એવાં આળાં શરીરપર પાછો માર જારી થતો. ચાલવાને અશક્ત, ઉભા રહેવાને નાતવાન, ભૂખે પેટમાં કોયલી પડેલી ને ભારથી શરીર સુજી આવેલું તેવાઓને પૈસાને માટે તેમનાં ગામ ખેતરમાં જેવા મોકલતા, કે 'જો કંઈ આપશો તો ઉગરશો.' પણ આ બાપડા પાસે હોયજ શું ? આવે સમયે પણ કેટલાક ધર્માત્માઓ આશ્રય આપવા તત્પર હતા, પણ તેમને ખુલ્લેખુલ્લું જણાવવામાં આવતું હતું કે, એ આશ્રય તમારી પાસે દોલત છે તેની સાબિતીમાં ગણાઈ તમારા પણ એવા જ

---

* Bale–tree એ જાતના ઝાડની ડાળી કે જેના અણિયાલાં કાંટા ચામડી ચીરી નાખે છે. † Bechetta આ ઝાડની ડાંગોનો માર શરીરપર પડે તો માંસને બાળી નાંખે છે અને ચામડીપર ડામ પડી રહે છે.

હાલ થશે! આથી આ બિચારા લોગો જેમના તેમ પાછા ફરતા, અને વળી તેમના પર પૂર્વ પ્રમાણે જુલમ જારી થતો. તેઓના વિલાપ અને દુ:ખથી પડતી કીકીયારી સાંભળી તારી તરફના દુષ્ટો હાર ખાઈ પાછા હઠયા નહિં. દિવસ અને રાત્રિ દુ:ખ અને જુલમ સાથે જુદ્ધ કરવાને જ હતી. શારીરિક દુ:ખના ઉપાયો અર્થે લોહફ્રાચર, ભૂગળા, બેડી, યમદંડના સપાટા તેમને અર્થે જ હતા, અને સૃષ્ટિમાં જેટલાં જેટલાં દુ:ખનો સંગ્રહ છે તે તે સઘળાં દુ:ખો વિણીવિણીને વારાફરતી એક જ રાત્રિમાં તેનાપર એકેસામટાં અજમાવવામાં આવતાં હતાં. આ દુ:ખથી કેટલાકો યમપૂરીએ પોહોંચી ગયા; પણ એવાં પણ કેટલાંક હતા કે તેમની હિમ્મત તેમનાં દુ:ખો સાથે બાથ ભીડે. એવા પણ કેટલાંક માણસો છે જે પોતાપર પડતાં દુ:ખથી રીઢા થઈ જાય ને કશું ગણકારે નહિં; અને જેમ જેમ જુલમ પડે તેમ તેમ સાવધ મનના, પ્રબળ, જોસ્સાવાળા અને જુલમગાર સામા નિશં:કપણે દ્રઢતાથી જબરદસ્ત ટક્કર ઝીલી ઉભાં રહી શકે. આવો જુલમ માત્ર પુરૂષોપર જ નહિં પણ બાળકો અને સ્ત્રીઓપર પણ ગુજાર્યો, ને બાપની સામા છોકરાંને બાંધી તેમનાપર ફટકા મારવા જારી કીધા, જેથી જો બાપપરનો ફટકો ચૂકે તો છોકરો ઘવાય ને છોકરાપરનો ચૂકે તો બાપની તેજ અવસ્થા થાય! તેવા જ પ્રકારે ને તેવા જ ઉદ્દેશે સદ્‌ગુણી કુમારિકાઓ જેઓને સૂર્ય પણ નિરખી શક્યો નહોતો તેઓને મંદિરના પવિત્ર સ્થળપરથી ઘસડી લાવ્યા, તેમને પતિઓના હસ્તકમળમાંથી વિખુટી પાડી અસહ્ય દુ:ખના સાગરમાં ડૂબાડી દીધી! એઓની કારાગૃહના કાળા પાતાળમાં દુર્દશા કીધી! તેઓનાંપર જે સખ્ત હુમલા થયા તેનું વર્ણન કોણ કરી શકે એવું છે? તેમની આબરૂ અને સ્વતંત્રતા અને મર્યાદશીલતા સર્વે એકેસામટી, તે કારાગૃહના કાળા પાતાળમાં જ દટાયલી રહે તે ભલી. તેઓનું માનગૌરવ સર્વનો સામટો નાશ થયો, અને તેઓ ધર્મભ્રષ્ટ અને નીતિભ્રષ્ટ થઈ ગઈ, અને રઝળીરખડી યમપૂરીએ સિધાવી. જેરબંધના મારથી આખો પ્રાન્ત નારાજ થઈ તારાજ થઈ ગયો. ખેતીકાર અને દેશાઇઓ લણ્યાવિનાનાં ખેતરો મૂકી ચાલી નિકળ્યા. ઘણા દેશો અરણ્ય થાત, પણ તેમના શેહેરના કોટની આસપાસ બેયોનેટવાળા સિપાહીઓ ફરી વળ્યા, અને તેઓને ઘેરી લીધા. જેઓ દેશપાર થવામાં રાજી હતા તેમને સ્વભૂમિના કારાગૃહમાં જેરબંધ અને રાજદંડનો માર સહેવા ગોંધી રાખ્યા. અફસોસ! બ્રિટાનિયા, વારન હેસ્ટિંગ્સના રાક્ષસી જુલમથી બચવા માટે તેઓને વાઘવરૂની ગુફાનો આશ્રય લેવો યોગ્ય લાગ્યો.

તે વાઘના મ્હોડાંમાં જવા પ્રસન્ન હતા, પણ વારન હેસ્ટિંગ્સનો જુલમ ખમી શક્યા નહિ. એવા જુલમ આગળ કોણ ટકી શકે? મરાઠાનો ઘોર સંહાર અને મુસલમાનનો ભયંકર જુલમ એ કરતાં અધિક હતો, એમ કોણ કહી શકે? અને નાના સાહેબના અઘોર અધમ પાપિષ્ઠ કર્મો કરતાં એને કોણ ઉતરતાં કહેશે? અનુકૂળતાએ નાના સાહેબે તે વેરથી ઉશ્કેરાઈ પ્રપંચ વાપરી, પોતાના સ્વાર્થ અંગે તારો સમૂળગો ખોડો કહાડવાનો ઈરાદો રાખ્યો હોય તો તેમાં તેણે ખોટું શું કીધું? એ સઘળાંનો વિચાર થાય છે, ત્યારે તારાં અતિ પ્રવૃત્ત સ્વાર્થી કર્મો અતિ અધમ ને પાપિષ્ઠ લાગ્યા વિના રહેતાં નથી. પણ એ સઘળાંને વિસારી દઈ તને અસાધારણ માન આપે તે શા માટે? એટલા માટે કે તું તારૂં વેણ પાળશે; અને એઓને સ્વપરાક્રમ ને સ્વસામર્થ્ય દર્શાવતાં અટકાવ્યાં છે તેમાંથી મુક્ત કરી આગળ વધવા દેશે. પણ માણસના લોભનો થોભ નથી. તે તો જેમ જેમ અધિક પ્રાપ્ત થતું જાય છે તેમ તેમ અધિક અધિક પ્રવૃત્ત થઈ સદ્‌ગુણને દાબી દઈ અધમ કર્મ સ્પષ્ટ દેખડાવે છે; પરંતુ એમ ન જ થવું જોઈએ. એ વડે રાજસત્તા માન્ય, ઉમંગ સહિત માન્ય ન થાય. વાત સત્ય છે કે સમ્પીલા થઈ ઐક્યનું પ્રદર્શન પ્રત્યક્ષ દર્શાવે તો ધરતી કમ્પાવે. પણ એવા અનુપમ કર્મજય સહજ શ્રમથી દર્શન દે નહિ. તારી રાજસત્તા સ્થપાયા પછી મહાભારત દુઃખમાંથી કેટલુંક ઓછું થયું ને વિચાર કરતાં શિખ્યા એ જ સત્ય છે. પણ મદાંધ થઈ તું એમ બોલે છે કે મારા રાજ્યમાં 'વાઘ ને બકરી એક ઓવારે પાણી પિયે છે,' તેને કશો ભય નથી, એ યુક્તિવાળું ડાહ્યું બોલવું સર્વમાન્ય સકળ પ્રજામાં આજે નથી. અને એવું બોલનારા કોણ છે? પેલા શ્રીમંત? એઓએ પોતાના જ લાભનો વિચાર કરી ડોઝરાં ભરવાનો જ સ્વાર્થી હેતુ રાખી તને એ સર્વોત્તમ ઉપમા આપી; અને તે કદાપિ સત્ય પણ હશે. વાઘ ને બકરૂં એક ઓવારે કયમ ન પાણી પીયે? જ્યારે તેમના દાંત તૂટી ગયા, ને પંજા, ઝેરી ને વેરીલા પંજા કપાઈ ગયા ત્યારે બકરૂં તેની સાથે સ્પર્ધા કરે જ. જ્યારે એક મુડદાલ કુતરો વાઘના મ્હોંડાં પર થુંકે તેવા વાઘના સમયમાં બકરૂં પણ પોતીકું પરાક્રમ દેખડાવે! બ્હેન બ્રિટાનિયા, વાઘ તો ક્યારના જતા રહ્યા. હવે માત્ર બકરાં જ રહ્યા છે, તેવા સમયમાં એક આરે સર્વ પાણી પીયે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? જ્યારે વાઘ હૈયાત હતા ત્યારે તારૂં સ્વપરાક્રમ દર્શાવવું હતું. કોઈ રહ્યું નથી ત્યારે તું સર્વમાન્ય મહારાજ્યપદને યોગ્ય થઈ પ્રબળ સર્વોપરી રાજ્યરક્ષકનું પદ ધારણ કરી બેઠી! પણ પૂર્વના વાઘો સજી-

વન હોય તો મહારાજપદ ધારણ કરવાનું ટાણું દુર્લભ હતું. રહેલા સહેલા વાઘ નબળા પડ્યા. નખ, પંજા ને દાંત વગર શરીરે નિર્ગત બન્યા ને કમજોર થયા, અને તેથી તું સ્વચ્છંદે યથેચ્છ નિરંકુશિત વરતી શકે છે."

હિન્દરાણી બોલતી બંધ પડી. તુરત વાઘે ભ્રષ્ટ બુદ્ધિએ પોતાનો વિજય સમજી, ઘુરકીને ઉન્માદ ભરી અતિશય લાંબી ગર્જના કીધી. બ્રિટાનિયાના વાહન સિંહે સરખા જોમ અને વૈરથી ઉશ્કેરાઈ તેનો પ્રત્યુત્તર વાળ્યો, જેથી પર્વત ને વન ચોમેરથી ગાજી રહ્યું.

"વિચારની આ તારી ઘેલછા છે હિન્દ," બ્રિટાનિયા કોઈ પણ સમય કરતાં ઘણી નમ્રતાથી, ડાહાપણથી અને દલીલ સાથ, જેવી દલીલ તેણે અદ્યાપિ સૂધીમાં કોઇપણ પ્રસંગે બતાવી નોહતી તેવી દલીલ સાથ, ઠરેલ માણસને પણ જેબવંતી કરે એવી સંભવિત દલીલ સાથ બોલી; "તારા બોલવામાં સત્યાંશ અતિશય છે, એ હું સ્વીકારૂં છું; પણ એજ તમામ વિચારથી અને મનસ્વી નહિ, પરંતુ સાચા મનથી, તું તારી પોતાની પાયમાલી ઘણી સત્વર કરશે. તને ઘણા કારી જખમો ખવાડ્યા છે તે પણ એ જ વિચારે. તારા સુંદર મુખડાંપર કરચલી વળી ને દુ:ખમય ફાટ પડી તે પણ એ જ વિચારે. એ જ વિચારથી છાકી જઇ અન્યોઅન્યની લડાઈમાં તારા હજારો પુત્રોનાં લોહી વહ્યાં, પાયમાલ થયા અને રઝળી મૂવા. નજીવાં કારણસર મહાન્ યોદ્ધાઓ ને સુભટરાજોના પ્રાણ ગયા, પીડિત થયા ને અતિ અનર્થકારક હાનિ થઈ. તારી અસાધારણ કર્મશક્તિ અને અદ્ભુત વિચિત્ર પ્રતાપી મનશક્તિ સતેજ દિવ્ય છતાં તું પદભ્રષ્ટ થઈ અધમ હાલતે પહોંચી એ સ્પષ્ટ જણાયું છે; અને જ્યારે મેં મારી અદ્ભુત કાંતિ તને બતાવી સર્વને આંજી નાંખ્યા અને મારા વિજયી અલૌકિક પરાક્રમી યોદ્ધાઓ ઘૂમ્યા અને તને તાબે કરવા જ્યારે હું મચી, ત્યારે દિવ્ય પરાક્રમી છતાં તું મારા સામા જોવાને લગાર પણ શક્તિમંત થઈ નહી, એ તારા આવા જ વિચારથી. યુદ્ધકળા અને રાજ્યનીતિની પૂર્ણ કુશળતાથી અનેક પ્રકારની ઉથલપાથલ કરી નાંખી, ઉંધું વળેલાં, અવ્યવસ્થિત હાલતમાં આવી પડેલાં એવાં રાજ્યનો નાશ થતો અટકાવી, રૂડા પાયાપર રૂડી રાજ્યવ્યવસ્થા સ્થાપી, જગતમાં મારી સમૃદ્ધિમાન્ અને બળવાન્ શક્તિ દર્શાવી; ભારતભૂમિમાટે નવી આણ વર્તાવી, એ તારા એ જ વિચારને લીધે. તારા ધીટ મનની કર્મ શક્તિનું નીતિવાકય એ જ હતું અને તેવા જ પ્રકારની તારા સુભટ્ટો ને તરવારીયાઓને તું તરબીયત આપતી હતી કે, "ટૂંકું જીવતર પણ યશસ્વી કર્મો કરવાં,'

અથવા "માનભંગથી મરવું સારૂં," એ તું પ્રફુલ્લિત અને ઉંચા મનથી જ્યાં ત્યાં બોલતી હતી. એ નિરર્થકના જયથી તું રાજી થઈ ને તારો પોતાનો નાશ થયો, સંકટમાં આવી, લશ્કરી મહાન્ પ્રતાપી યોદ્ધાઓનો સંહાર કરાવ્યો. રાજ્યખટપટ અને સલાહશાંતિ કેમ રાખવી, તેમાં જેવી તું બોલવે વાચાળ ને ચપળ છે તેવી કર્મે દર્શાવવે નથી. કેવી યુક્તિપ્રયુક્તિથી જયિત થવું એમાં તારા રાજ્યનીતિવેત્તાઓ એક્કા થયા છે, માત્ર પુસ્તકદ્વારે દર્શાવવા; પણ કર્મજયથી કયમ અચલિત અક્ષય રાજ્યસત્તા ને સ્વતંત્રતા ભોગવવી તેને માટે તેઓ કંઇ કરી શકયા નથી. સોળમા–સત્તરમા સૈકામાં મારા વિચાર પણ તારા જેવા જ હતા. જાણે મેં 'પણ' લીધું હોય કે તરવારની શક્તિ જણાવી મનમાન્યા કર્મો આદરવાં અને અન્યોઅન્ય યુદ્ધનાદ ગજાવી મુકવો, તેમ જ્યાં ત્યાં હું કુદતી નાચતી ફરતી હરતી ને આ બાળખેલ કરી બહુ ફૂલાતી હતી. પણ **માર્સ્ટન મૂર*** અને **નેસબી†** અથવા **પ્રેસ્ટન પેન્સ‡** અને **કેલીડોન**ની§ "સીવિલ વોર"ના સમયથી હું ઘણી ડાહાપણ પકડી બેઠી છું. જો મારા પૂર્વના વિચાર જ અમલમાં લાવવાને મચી હોત તો કાળાંતરે પણ જે સ્થિતિમાં મને હાલ જગત્ નિહાળે છે, તેવી સ્થિતિમાં કદી નિહાળત નહિ. અનેક પ્રકારે જ્યારે હું પાયમાલ થઇને પરાભવ પામી ત્યારે મારા તે કાળના અનર્થકારક વિચાર બદલાયા અને ત્યાર પછી નિયમસર અને જુગ્તિસર પ્રાચીન પ્રસિદ્ધ પંડિત રાજનીતિવેત્તાઓના (philosopher-statesmen) નીતિના વિચારથી વર્તવાનો નિશ્ચય કીધો; જેથી જ હાલ ઘણી મજબૂત રાજવ્યવસ્થા રાખી સર્વનાપર સરદારી ભોગવું છું. જો તેમ થયું નહોત તો જે કીર્તિના સર્વોપરી શિખરની ટોંચપર હાલ હું પોહોંચી છું ત્યાં કયમે પોહોંચી શકત નહિં. તારા ને મારા યુદ્ધરંગનાં કર્મો એક સરખાં છે; અને મારાં કર્મે હવડાં તું વર્તે છે અને હું

---

* **માર્સ્ટન મૂરની** લડાઇમાં શાહનશાહી પક્ષ તરફથી **પ્રિન્સ રૂપર્ટ** તથા **મારકિવસ ઓફ ન્યુ કાસ્ટલ** અને પાર્લામેંટરી સેના તરફથી **અર્લ ઓફ લીવન** ને **ક્રોમવેલ** હતા. એમાં **ચાર્લ્સ** પહેલાની હાર થઈ. ૧૬૪૪ની જુલાઇ ૨૭.

† **નેસબીનું** યુદ્ધ **ચાર્લ્સ પેહેલો** ને **ક્રોમવેલ**, **ફેરફેક્ષ** ને **આયરીન** વચ્ચે થયું હતું, તેમાં **ચાર્લ્સ** પડ્યો ને એ સીવીલ વોરનો અંત આવ્યો. ૧૬૪૫, જુન ૧૪ મી.

‡ **જેકોબેન** ટોલીવાળાઓએ ઝઘડો ઉઠાવી યુદ્ધ શરૂ કીધું ને પેહેલી લડાઈ **પ્રેસ્ટન પેન્સ** આગળ ૧૭૪૫ ના સપ્ટેમ્બરની ૨૧ મીએ થઈ.

§ **કેલીડોન**ના યુદ્ધ પછી ઇંગ્લંડમાં સીવીલ વોર થઈ નથી. એમાં રાજ્યપક્ષ જીત્યો હતો, ૧૭૪૬ના એપ્રિલની ૧૬ મીએ.

તારા વિચારે વર્તતી હતી, પણ મારાં પ્રાચીન પ્રસિદ્ધ કર્મો પ્રમાણે વર્તવાથી ભવિષ્યકાળમાં તું વિશેષ કશું દેખવાની નથી, ઓર જે મેળવેલું છે તે ગુમાવી આત્મહત્યારી બનશે. તું કાળાંતરથી જ તારો હેતુ શામાં છે તેનો વિચાર કર્યા વગર અવ્યસ્થિત હાલતમાં વર્તી છું. જ્યારે તારે પોતાની આબાદીને માટે ખરેખરા લાભની જરૂર હતી, ત્યારે મનસ્વી તરંગમાં તું મગ્ન રહી; જ્યારે દ્રવ્ય સંપત્તિના સંગ્રહની આવશ્યકતા હતી ત્યારે કીર્તિની કલગી પહેરી આનંદમાં નાચી, જે કીર્તિથી તને શું પ્રાપ્ત થયું? માત્ર પુરાણપ્રસિદ્ધ વાતોથી મનમાં બળવાનો વખત આવ્યો; જ્યારે સમયોપયોગી વસ્તુ જરૂરની હતી, ત્યારે તાત્કાલિક ફળદાયક વસ્તુ મેળવવાપર તેં લક્ષ આપ્યું. પરદેશી, પરધર્મી, ઝનુની, ક્રૂર, નિર્દય, બળિયા સામા ખરા ભાવથી, ખરા શૌર્યથી, ને સ્વદેશના ખરા લાભને માટે વજ્રના કોટની માફક અચળતાથી ઉભા રહેવાની જરૂર હતી ત્યારે પ્રાન્તપ્રાન્તના નિરર્થક સુખ અને માન અને મોટપ સાચવવા અને સ્વરૂપવાન કાન્તાઓને વરવા માટે વીરો પરસ્પર લડી મૂવા. તારાપર જ્યારે શાહાબુદ્દીન ઘોરી ગાજી રહ્યો, ત્યારે જે સંપની, ઐક્યની જરૂર હતી તે તેં કેમ ન કરાવ્યો તારી પ્રજામાં? અને એકલા ક્ષત્રિયોને જ યુદ્ધમાં મોકલવાને તત્પર રહી, પણ દેશની પાયમાલીને અંતે પણ બીજા શૂરાઓને યુદ્ધમાં જવાને કેમ ન ઉશ્કેર્યા? પણ માંહોમાંહેના કુસંપથી તારા માથાપર હાલનાં દુઃખ પડે છે. તેં જો તે સમયે એકના સુખ કરતાં અનેકના સુખને ઈચ્છયું હોત તો હાલની અવદશા થાત નહિ. તેં તારે પોતાને હાથે પોતાનો નાશ કીધો, યુદ્ધના વિજયના ગર્વમાં મિથ્યા મદોન્મત્ત થઈ ગાજી, બીજી પ્રજા તરફથી જે માનનો વરસાદ વરસ્યો તે તારાથી સેહેવાયો નહિ, તેમાં છાકી છાકી ફરી, દેશનાં કળાકૌશલ્યપર ફીદાફીદા થઈ ગઈ; પણ યુદ્ધના સમય કેવા પ્રબળ આવવાના છે ને કેવા શૂરવીરો, પ્રચંડ ભવ્ય મૂર્તિઓ સામા ટક્કર ઝીલવી છે, તેનો વિચાર તને આવ્યો નહિં; માનના મદમાં વખતસર ચેતી નહિ; કેવાં કળાકૌશલ્યની આવશ્યકતા પડશે તેનો વિચાર કીધો નહિ. માત્ર નવનવા તરંગ, રામાયણ મહાભારતની ઐતિહાસિક વાર્તાઓ અને બીજી કલ્પિત કહાણીઓના રંગમાં, તારૂં ખરેખરૂં "સામર્થ્ય" શેમાં છે, જેનો વિચાર કરવો હતો તે તું વીસરી ગઈ. લશ્કરી સામર્થ્ય ખરેખરૂં શેમાં છે તેનો જો તેં પ્રથમ વિચાર કીધો હોત તો તારી કીર્તિહીન ભુંડી અવદશા ન જ થાત. તારૂં લશ્કરી 'બળ' કલ્પિત હતું. જેની સામા, મારા ખરેખરા 'બળ' સામા તારાથી કેમ ટકાય?

મારૂં લશ્કરી 'બળ' વિદ્યાવર્ધનમાં, કળાકૌશલ્ય શોધનમાં, વેપારના વધારામાં, નિયમ, નિશ્ચય અને નીતિમાં, સમય અને શક્તિમાં અને રાજ્યના બંધારણમાં સમાયલું છે; જેની સામા તારૂં મનસ્વી 'બળ' કોઈ સમયે પણ ટક્કર લેવા સામર્થ્યવાન ન જ થાય એ તું ખરા દિલથી સ્વીકારશે. યુદ્ધનીતિ-રીતિ, વ્યૂહરચના ને તરવારિયાપણું તારામાં કંઈક જુદા જ પ્રકારનું હતું. અને તારી રણસંગ્રામની નીતિનું વલણ ને યુક્તિ એવાં હતાં કે પશ્ચિમના નવા સુધરેલા શસ્ત્ર સામા ટકી શકે નહી. તેં, કંઇક લાખો વરસપર ઘડાયલી યુદ્ધકર્મનીતિ જેનાં સત્ય માટે તો વર્ષોનાં વર્ષો સુધી તકરાર જ ચાલ્યાં કરશે, તેવી સાચવવાનો ટેક રાખ્યો. પણ પશ્ચિમના ગુણકર્મ કંઈ પૂર્વનાં નથી, એ તારે પેહેલેથી જાણવું હતું. એ તેં જાણ્યું હોત તો અગ્ન્યસ્ત્રનો મારો કેમ સહન કરવો અને કેમ વરૂણાસ્ત્ર વાપરવું તેનો ખ્યાલ આવત. પણ મહાભારત રામાયણની કાલ્પનિક યુદ્ધનીતિ–જો કે કદાચિત્ તે ખરી હશે, તોપણ આ કાળમાં તે નિરૂપયોગી થઈ પડી છે એ તો તારાથી ના પડાશે નહી–તેના ઉડતા રંગમાં જ તેં તારૂં ખરૂં તત્ત્વબળ ને શૌર્યબળ માન્યું, પણ કાલ્પનિક વસ્તુ સત્ય કેમ હોય? અથવા ગતકાળમાં જે યુદ્ધનીતિ પૂર્ણ તેજસ્વી જણાઈ હોય તે સાંપ્રતકાળમાં પણ તેવી જ નીવડે એનું પ્રમાણ શું છે? એવા વિચારે પેલો નેપોલિયન (આ નામ દેતાં બ્રિટાનિયાનું અંગ કાંપ્યું.) ઘૂમ્યો હોત તો આજે સાધારણ મનુષ્ય પુત્રથી વધારે તે ગણાત નહી. પણ એ વિચાર તેણે કહાડી નાંખ્યા, ને રોજરોજ નવીનવી વ્યૂહરચના સાંભળી, જાણી, શિખી, અનુભવી, ને યશને પામ્યો. તારી મોટીમોટી અસ્ત્રશસ્ત્રવિદ્યા, જે માટે તું ગર્વિષ્ઠ છે તે ક્યાં ગઈ હતી, જ્યારે સોમનાથનો નાશ કરનાર ક્રોધના આવેશમાં, ગાંડો ધર્માંધ મહમદ ગીઝની અચળ કોટ તોડી પેઠો ત્યારે? પેલાં સર્પાસ્ત્ર, ગરૂડાસ્ત્ર, મોહાસ્ત્ર ને પાશુપતાસ્ત્ર તે વેળાએ ક્યાં ગયાં હતાં? એ બધાં ખાલી નામો જ માત્ર થઈ પડ્યાં હતાં, ને તેથી જ તું આવી ને આવી રહી છે. જ્યારે મેં પ્રવેશ કીધો ત્યારે પણ આવા જ કારણસર તું ભયમાં બાવરી થઈ ગાંડા માફક ઉડી ગઈ; નવું કંઈ જ કીધું નહી. તારા બાંકેરાવો અને તરવારીયાઓનું જથરપથર વિખરાયલું સૈન્ય, ઝગઝગી રહેલા પોશાક અને શિરપેચ પેહેરી અને શરીરપર કડિયાળ બખતર ધારણ કરી, હાથમાં જડાવ મૂઠવાળી તરવારો ઝાલી, પાણીદાર, ખોખારતા, થણથણ કરતાં ઘોડાપર સ્વાર થઈ, મારી પાયદળ ટુકડી (Infantry) જેઓએ માત્ર ખાખી જેવો કાળો પોશાક જ સજેલો અને

શણગાર રહિત, પણ પ્રાણઘાતક "સ્નાઈડર રાઈફલ" ઝાલેલી તેવાની સામા આવ્યા ત્યારે, રણક્ષેત્રમાં સો વાર અગાડી ધસે નહિં તે પહેલાં તો તેમને ધૂળ ચાટતા કરી દીધા, તે શાથી? લશ્કરી 'બળ' તારૂં "ખરૂં," પણ તે "ખરૂં" તો નહિ જ! જે નિયમ ને યુક્તિની જરૂર ને કવાયદની નવી રૂઢિ જાણવી જોઈએ તેથી જ તેઓ અણજાણ. તેઓ મારા હુમલા કેમ ખમી શકે? ઘણી વેળાએ આપણે બંનેએ ખરેખરી સરતમાં ઘોડા દોડાવ્યા હતા, જેમાં એકનો નિયમિત, પાણીદાર અને બીજીનો અનિયમિત બળવાન. તેથી જ તું સરતમાં હારી ને મેં જીત મેળવી, તેં ખોયું અને મેં મેળવ્યું. જે સમય સામ, દામ ભેદની યુક્તિથી તારે ચાલવાની જરૂર હતી તે સમયે અવિચારથી તું દંડનો માર્ગ ઝાલીને બેઠી, જે ગાંડપણથી તારો નાશ થયો ને પાંચ હજાર મૈલ દૂરના પરદેશી પરધર્મીની તું તાબેદાર થઈ પડી."

"તારૂં બોલવું સત્ય છે," મહાદેવી શોકમય સાદે બોલી; અને તુરત પોતાની ઢાલના ઓથામાં પોતાનું મુખારવિન્દ ઢાંક્યું. નેત્રમાંથી બાષ્પબિંદુનો ધોધ વહ્યો જેણે મહાદેવીના ચરણારવિંદનું પ્રક્ષાલન કીધું.

સર્વ જણ અબોલ રહ્યા. ચોબાજૂએ ક્ષણભર શાંતિ વ્યાપી રહી બ્રિટાનિયાને પોતાના પ્રતિસ્પર્ધીની દિલગિરી માટે અતિશય લાગ્યું. પોતાની સમોવડિયણને છેક નાસિપાસ થયલી જોઈ તેના મનમાં લાગી આવ્યું. આ સમય તે હિન્દપર વિજય મેળવી શકત, પણ તે કેવો? પડ્યાપર પાટુ માર્યા બરાબર ગણાત. પણ એ તેની સ્વભાવવૃત્તિ બહાર હતું કે એક વખતની જગતની જનુની, જેના નેત્રમાંથી હમણાં આંસુનો ધોધ વહે છે અને જેનું ઉષ્ણ રક્ત શોકની ઠંડકથી ઠરી ગયું છે, એવી સ્વરૂપ સૌંદર્યવાન એક જ મોહિની, જેને દુનિયાના દરેક મહારાજ્યો ઇચ્છે છે, તેના દુઃખમાં તેનાપર વિજય મેળવી પોતે તેનો લાભ ચાખવો. હિન્દ દેવીની આ અવસ્થા નિરખી બ્રિટાનિયા મગ્ન થઇ નહિ, પણ જેમ કોઇ ધર્મચુસ્ત મુસલમાન એક હિંદુને પોતાના સમક્ષ મરતો જોય અથવા એક રોમન કેથોલિક ધર્મનો ધર્માંધ એક "રીફોરમર" ને લીલાં ઝાડ સાથે બળતો જોય ને તેને જેવી દિલગિરી થાય તેવી અથવા એક નદી તટપર ઉભેલો માણસ બીજાને ડૂબતો જૂવે પણ તેને બચાવવાને શ્રમ ન લે, પણ માત્ર દિલગિર જ થાય તેવી તેની દિલગીરી હતી. કદાચિત્ બ્રિટાનિયાના દિલમાં એમ આવ્યું હશે કે, અરે રખેને મારી આવી સ્થિતિ કોઇ કાળે કેમ ન થાય? અને તેથી જ તેના નેત્રમાં મીઠાશ રહી હતી.

બ્રિટાનિયાના છેલ્લા શબ્દોએ હિન્દના મનમાં બહુ ગભરાટ ઉત્પન્ન કીધો. પોતાનું અતુલ્ય સામર્થ્ય ક્ષણમાં ક્ષીણ થયું, દેશોન્નતિની અમૂલ્ય તક વ્યર્થ જતી રહી, થોડાના સુખ અને સ્વાર્થી કર્મો આદરી ખરૂં બળ જવા દીધું, માંહોમાંહેનો કુસંપ થતો અટકાવ્યો નહિ, ધર્મના અનેક મતભેદથી પ્રજાને શૌર્યહીન બનવા દીધી, એ બધાં ચિત્રનાં દર્શન સાથે પોતે કોણ હતી અને કોણ છે, તેના વિચારથી તેના મનમાં અતિશય ઘોળમ્ઘોળ થઈ રહી, ને તેથી તેની સર્વ ઇંદ્રિયો બેહેર મારી ગઈ અને તે તટસ્થ જડભરત માફક ચૂપકી પકડી ઉભી રહી.

પણ આખરે એ બોલી. ચોબાજૂએ દૃષ્ટિ ફેરવી, ઘાડા ધૈર્યથી અને કંઈક નવીન આશાથી, પણ અશ્રાંત વૈરની ખૂમારીમાં પોતાના મોહક પણ બેઠેલા ડાચાંના ચેહેરાથી, જેમ ગાંડીવધરનાં ધનુષમાંથી તીર છૂટતું ન હોય એવા જોસથી બોલી:

"ઘણું થયું, બસ કર બ્રિટાનિયા," એટલું બોલી પોતાના હરીફ સામાની શાંતિ એકદમ ભાંગી નાંખી; "બસ કર, તને તારા લશ્કરી સામર્થ્યના પ્રતાપમાં હું છોડી જાઉં છું. રાજ કર જે ભૂમિ તેં તારા બાહુબળના પ્રતાપે સંપાદન કરી છે એવી પરભૂમિપર, તું જે જે બોલી તે યથાસત્ય ને યથાન્યાય્ય છે. મારી પાયમાલીનાં બીજ મારી છાતીમાંથી કુટ્યાં હતાં, અને તે હું મારી છાતીમાં જ સમાવું છું, પણ મને એક વાર કહેવા દે કે, તારા પુત્રો અને અફ્ઘાન ને તારતારના મોગલમાં કશો તફાવત નથી. તારા ને તેમનાં ગુણકર્મો માટે મેં અગાડી તને જણાવ્યું છે જ. માત્ર તફાવત એટલો છે કે અફ્ઘાન અને મોગલોએ જે દેશ પોતાના બાહુબળે મેળવ્યો તે જ દેશમાં પોતે નિવાસ કર્યો. મારી ભૂમિ, મારા "નાશનાં ફળ" જોઈ, તેઓએ મેળવી; પરંતુ મારી ભૂમિપર વસીને મારા જ કિલ્લાઓને શણગાર્યાં, ને પોતાના જયધ્વજ તેપર ઊરાડ્યા, અને હંમેશના નિવાસી થયા. પણ તને આનંદની વાર્તા છે કે તારા પુત્રો તને વફાદાર રહ્યા છે. તેઓ તને ચાહે છે ને તનેજ પૂછે છે; પણ એ ગર્વિષ્ઠ મુગ્ધા બેદાનમેદાનનો અગ્નિ આ હિન્દના લોહીવર્ણ ઝભામાં ચિરકાળ ધુંધવાતો પ્રજળ્યા કરે છે. તે પ્રજળતો અગ્નિ એક દિવસ, અને તે એક જ દિવસમાં હિન્દની કુમળી પણ ચીરાયલી છાતીમાંથી ધુંધવાઈ ઉઠશે, ત્યારે તું જોશે કે હિન્દના શોક ને દુઃખ અનિવાર્ય ને અવર્ણનીય હતાં. જેમ મનુષ્ય જીંદગીની અવધી હોય છે તેમ શાહનશાતની પણ અવધી હોય છે. તેમ તું તે કયાં ચિરકાળ અહિયાં રહી શકવાની હતી?

તારાં પોતાનાં સંતાનો વખત આવશે ત્યારે ધીમેધીમે આ ભૂમિમાં વસી તેને જન્મભૂમિનું માન આપશે; તેઓની લાગણી મારી તરફ ઉશ્કેરાશે; જેમ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના નવા ઇંગ્લાંડના રહીશોએ તારી સામા પોતાની ભૂમિના સ્વરક્ષણ માટે શસ્ત્ર સજ્યાં તેમ તેઓ શસ્ત્ર સજી મારે માટે યુદ્ધમાં ઘૂમશે; મારા પુત્રોમાં તારા જે નીતિના સુધારા છે ને જે વડે તું મોટપ માને છે તે આવશે, અને તારા પુત્રોની ઉત્કૃષ્ટ સર્વોત્તમ તીક્ષ્ણ બુદ્ધિ પોતામાં લાવી અનુપમ કાર્યો કરશે, અને જ્યારે તેઓમાં દૈહિક સામર્થ્ય આવશે અને પોતાનું રાજબંધન તારા લડાઈખોર, ગર્વિષ્ટ રાજબંધન જેવું કરશે, પશ્ચિમ અને ઉત્તરના ઉદય થતા સેતારાઓ દરિયાના ધણીપણા માટે પરસ્પર વઢશે, ત્યારે હું તારી સામા આવીશ. બ્રિટાનિયા, યાદ રાખ, એવો સમય આવશે, ત્યાં સુધી મારાં ભયંકર શસ્ત્રો, જેને તારાં અનિવાર શસ્ત્રોએ ખંડિત કીધાં છે; અને તારા પ્રાણઘાતક અગ્ન્યસ્ત્ર, મારી ભુશંડીનો નમુનો છે તેવાં શસ્ત્રો ધારણ કરૂં ત્યાં સુધી મારાં એ શસ્ત્રોને મારા પટામાં મ્યાન કરું છું, ને સમય ન આવે ત્યાં સુધી તેનો ઉપયોગ કરીશ નહિ. જ્યારે મારા પૂર્વના મહાન્ ઋષિ રાજનીતિવેત્તાઓ જેવા ઉઠશે, જ્યારે મારા પ્રાચીન પ્રસિદ્ધ યોદ્ધાઓ જેવા ગાજશે, જ્યારે કાળાંતર થયાં ફેર ન પડેલો એવું તત્ત્વજ્ઞાન તપશે, જ્યારે વિદ્યાના ભંડાર ને જ્ઞાનના પિતા પધારશે, જ્યારે યાંત્રિક કળાના નિપુણો દેશોન્નતિ માટે કંઈ કરશે, જ્યારે વેપારનાં કારખાનાઓમાં ધમધોકાર કામ ચાલશે, જ્યારે રાજ્યના બંધારણના નિયમમાં પ્રજા પ્રવીણ થશે, અને તારા સદ્દગુણો જેથી તું હાલ મગરૂર છે તે મારા પુત્રોમાં આવશે ત્યારે હું તને સામી આવી આલિંગન કરીશ. ત્યાં સૂધી જયશ્રીરંગ !"

બ્રિટાનિયાને આ કટાક્ષનાં વચન અનુકૂળ પડ્યાં નહિં, તેથી તે ઘણા ખીજવાટ અને કડવાસથી જવાબ આપવા જતી હતી, તેવામાં આકાશમાંથી ગંભીર સુંદર નાદ સંભળાયો. જેથી બંનો વીરાત્મા તકરારી જનનું ધ્યાન તે દિશા તરફ દોરાયું.

*વિજયરંગ ! વિજયરંગ !
વિજયરંગ ! વિજયરંગ ! વિજય, વિજય જાણી;
સાંભળો સ્વતંત્રતાની, સુખદ સરસ વાણી. વિજય.

---

* રાગ પ્રભાત "બાંસુરી બજાઇ આજ રંગસે મોરારી" એ રાગે ગવાશે.

જ્યાં જ્યાં મુજ વાસ ત્યાં, સુખવિલાસ માણે;
પંડિત કવિ, ગ્રંથકાર, મૂજને વખાણે. વિજય.
દેવી દુઃખહરણી એક, ભક્તજન પ્રમાણે;
સેવા શિરસાટે ફળે, મર્મ એ પીછાણે. વિજય.
નીજ પુત્રરક્તપાન, ભૂમિ જનની પીધાં;
મૂજ પ્રાપ્તિ અર્થે પ્રેમ–મમતા તજી દીધાં. વિજય.
તે સ્થળે પ્રસન્ન થઈ, દિવ્ય દેહ ધારી;
સુવરણમય મંદિરે હું, પ્રીતથી પધારી. વિજય.
સંકટ, દુઃખ સર્વ ટાળી, કલેશને નિવારી;
સદ્‍ગુણની વૃદ્ધિ કરી, જનમાં સુખકારી. વિજય.
દાસપણું દેશતણું, સહજમાં મુકાવી;
વૈભવ સમૃદ્ધિ સકળ, થલમાં વરસાવી. વિજય.
અચલ એક ઠામ સદા, હું નથી ઠરવાની;
ધર્મ, ન્યાય, નીતિ જ્યાં, તે પંથ વિચરવાની. વિજય.
સેવે સુવિવેક ધરી, સુફલ સરવ આપું;
જય જય સહુ ઠામ કરી, કષ્ટ વિઘ્ન કાપું.
વિજયરંગ! વિજયરંગ!

તુરત આ ગંભીર આનંદમય નાદ જેથી કોઈ પણ દેશદાઝજ્ઞ, દેશપ્રીતિ અને દેશઅહંકાર રાખનાર વીરપુરૂષની રગેરગમાં આનંદનું લોહી ત્વરાથી દોડે એવો અતિ સુંદર નાદ બંધ પડ્યો; તેની સાથે એક આકૃતિ અતિશય વેગવાળા, અગ્નિ જેવા ધગધગતા, મોટા અને લાંબા ગોળાપર બેઠેલી, નહિ મનાય એવા વેગથી દોડતી આવીને, નિકટના ખડકના કકડાની તલેટીને એકદમ મોટી ગર્જના સાથ અથડાઈ ને ખડકના ચૂરેચૂરા કરી નાંખ્યા. આવતાંની સાથ ખડકની આસપાસ વિજયીના દમામથી બંદુકના ચકચકિત છરા ફેંકતી અને વેરથી સામી આકૃતિની તરફ ધસી. ખડકને ઘણા જોરથી ને જોસથી અથડાવા છતાં આ આકૃતિ પોતાના વાહનપરથી ચલાયમાન થઈ નહિ, તે જરાપણ ડરી નહિ, પણ બેધડક નિડરતાથી ધસી આવી યુવાવસ્થાના નવીન તોરના દમામની સાથ તે ભયંકર વાહનપરથી ઉતરી, આપણા બંનો ચાલુ જમાનાના સરસ સરસી કરનાર, અંતરના મિત્ર છતાં પ્રસિદ્ધપણે જણાતા દુશ્મન સન્મુખ તેમના ઝઘડાનું છેવટ લાવવા ધીમાં પગલાં ઉપાડતી ચાલી.

આ નવા આવનાર સંબંધી મારા વાંચનારને મારે જણાવવું જોઈએ. મારી શક્તિ મુજબ તેનું ચિત્રદર્શન તેમની આંખ સમક્ષ ધરૂ છું.

આ નવી આકૃતિનો પોશાક વિચિત્ર હતો, જેવો આ ભૂમિમાં કોઈ કાળે જણાયલો નહોતો. પ્રાચીન પ્રસિદ્ધ ગ્રીક લોકની ખૂબસુરતીમાંથી જાણે નકલ થયલી હોય તેવી આ સુંદર વર્ણવાળી સુંદરી હતી. તેનો ચહેરો હિન્દને આબેહુબ મળતો હતો, પણ તેના કરતાં વિશેષ દૃઢ યુવાવસ્થાના તોરમાં દીપતો, ખુશાલીથી પ્રફુલ્લિત સુખથી મસ્ત, ઔદાર્ય અને શૌર્યથી તોરમાં આવેલો અને અમીરી લોહી દરેક રગોમાં દોડતું તેથી સદાનો આનંદમય દેખાતો હતો. મોંપરની નસો લોહીને લીધે તગતગતી હતી. જેનો વેગ કોઈ કાળે પણ નરમ ન પડે અને સદાકાળ યુવાવસ્થામાં શોહેલી, ઇચ્છિત ગતિ કરનારી, પ્રમાણુ રહિત બળવાન, આ અનુપમ કાન્તાની છાતી વિજયથી ઊપસેલી હતી. તેના દરેક અવયવો કોમળ પણ મજબૂત ને ચંચળ જે દરેક સમયે લાલનપાલનમાં સુખ આપતા હોય તેવા હતા. તેના શિરપરના અતિશય દિવ્ય કાળા ભૂરા જાંબળી રંગના કેશની રચના; બદલાતા રંગનું ઝગઝગિત લૂગડું, જે અજિત દેવીના શરીર આગળ ધરેલું હતું તેની વ્યવસ્થા; કદી પરાભવ ન પામેલા હાથ પરનાં સુશોભિત અનુપમ સર્પાકૃતિનાં કંકણુ અને તેના પગની ચંપળ; કરમાતા ગુલાબનાં ફુલ જેવો મુખડાનો રંગ; લંકામાં નિપજેલા દાંતની મૂઠવાળી ઝગઝગતા પાનાની અતિશય ધારદાર તીક્ષ્ણુ કાતિલ તલવાર, મસ્તકના એક ભાગપર મુકેલો ફ્રિજિયાનો વિચિત્ર કિરમજી ટોપ જોઈ આપણા દિલમાં રામ કે યુધિષ્ઠિર, ઝર્કસીસ* અને ફિડિયાસ,† હારમોડિયસ‡ અને પ્રૅગઝીટીલસ§ તથા પેરિકલસ|| અને ડિમોસ્થનિસના¶ સમયનું સ્મરણુ થતું હતું, તે કાળની ગ્રીક લોકોની ખુબી ને સ્વતંત્રતાનો તે આબેહૂબ નમૂનો હતી. તેનો પ્રતાપ, સત્તા ગૌરવ જોઈ જોનારનું મન શાંત થતું હતું; અને તેની પ્રભાવશ્રી ને ભવ્યકાંતિનાં દર્શન કરતાં મિનોહી જહાનનું સ્મરણ થતું હતું. ગાફલતાનો

* ઇરાનનો શાહ, ડરાયસ હેસ્ટેસીસનો પુત્ર ૨૬,૫૦,૦૦૦ માણસનું સૈન્ય લઈ ગ્રીસપર ચઢયો હતો. એને લિયોનિદાસે હઠાવ્યો હતો. † એથેન્સનો શિલ્પશાસ્ત્રી. મિનર્વાની દિવ્ય આકૃતિ ઘડવા માટે પ્રસિદ્ધ છે. ‡ એણે એના મિત્ર એરીસ્ટોજીટને અને પ્રીસીસટેટીડી લોકના જુલમથી પોતાના દેશને છોડાવ્યો હતો. § ગ્રીકનો શિલ્પશાસ્ત્રી. || એથેન્સનો પ્રસિદ્ધ વક્તા, રાજપુરૂષ અને સેનાપતિ. ¶ ગ્રીસ લોકોનો સર્વથી મોટો વક્તા. એના જેવો કોઇ થયો નથી ને થશે પણ નહી.

અંશ તેમાં કિન્ચિત્ પણ ન હોતો; તેમ તે બ્રિટાનિયા ને હિન્દ કરતાં કદે અતિ ઊંચી અને વિશેષ કદાવર હતી.

તેનો લશ્કરી પોશાક જૂદો જ હતો. તેનો એક બાજૂનો કમર-પટો રાઈફલ કેનન, રિવોલવર, બેયોનેટ, તીક્ષ્ણ અણિદાર ભાલો, ખડ્ગ, ઓરસીની છીપો, અને નવા પ્રકારની બુલેટપમ્પનો; અને બીજી બાજૂનો તલવાર, ત્રિશૂળ, ફરસી, ગદા, હળમુશળ, પટ્ટિસ, શતઘ્ની અને ભુશંડીનો બનેલો હતો. તે જાણે તીક્ષ્ણ કાંટાની કટિમેખળા પહેરી હોયની તેવો દેખાતો હતો. તારપીડો મેટ્રિલિયર ને નિડલગન પીઠપર હતાં તે અને તેની સાથ વજ્રની બનેલી એક ઢાલ જેની એક (ડાબી) બાજૂનો ભાગ તુટેલો હતો તે હતી. આટલાં બધાં વિજયી અસ્ત્રોમાંથી કોઈ કોઈ, સમયે સમયે પોતાના મિત્રોને આપી તેમને જય અપાવતી હતી, અને તેથી પોતે પોતાનો લહેરી વાવટો મેદાનમાં ઉડાવી નાચતી હતી. વાવટો અતિશય મોટો લોહીવર્ણો રંગનો, ત્રિકોણાકૃતિનો હતો. ખરી રીતે તે જાણે ચાલતું શિલેખાનું હતું! જેનો બોજો એવી દિવ્ય દેવી વિના આ માનસિક સૃષ્ટિનું પ્રાણી તો શું પણ દૈવી ભૂમિનું પ્રાણી પણ ઉપાડવા કોઈ કાળે પણ સામર્થ્યવાન ન જ થાય. વાવટામાં બંદુકની ગોળી અને ગરભછાંટના ગોળાથી મોટાં મોટાં ગાબડાં પડેલાં હતાં; પણ તે વાવટો જાણે નવો હોય તેવો દેખાતો હતો.

વિચિત્ર ઉમદા લિબાસમાં પધારતી આ મહાદેવીને નિરખી ત્રણે જણા ઘણા આશ્ચર્ય પામ્યા. તેની અંગસ્થિતિ, તેના ચહેરાની ગંભીરતા અને તેની આંખની ચપળતા જોઈ એમ સ્પષ્ટ જણાતું હતું કે પાકા અનુભવથી ને પુખ્ત વિચારથી એક મહાભારત કામમાં યાહોમ ઝોકાવવાને તે આવેલી છે. તેના ધીમાધીમા પણ કુદરતી જ જલદી ઊંચકાતાં પગલાં, કુદતાં પગલાં જોઈ એમ ખાત્રીથી કહેવાય કે તે કોઈ થનારી મોટી આશાની ફત્તેહ માટે ખુશાલ દેખાય છે.

સ્વદેશહિત આ લિબાસમાં બિરાજતી રાણી–દેવીને તુરત પિછાની ગયો અને ઉરોઉમંગ લાવી એકદમ તેણીના ચરણ તરફ પોતાનું શિર નમાવ્યું. સ્વતંત્રતાના વિજયી શબ્દો, જે શબ્દોએ આકાશ ગજાવી મુકયું હતું તે શબ્દો પાછો તે બોલી ગયો; અને આનંદથી પોતાનો નાનો વાવટો, સફેદ રંગનો, લાલ છાંટવાળો ઊરાડવા માંડ્યો.

હિન્દ આશ્ચર્ય ને અજાયબીમાં ગરકાવ થઈ રહી. તે આ દેવીને પિછાની શકી નહિ, અને તેથી તેની તરફ માનનાં કશાં પણ ચિહ્ન બતાવ્યા

વગર એકી નજરે ટગરટગર દિગ્મૂઢ થઇ જોવા લાગી. આથી આપણને માનવાને કારણ મળે છે કે આ દેવીનાં દર્શન તેને પ્રથમ જ થયાં હોય અથવા ઘણા કાળની વિસ્મૃતિને લીધે તેના સ્મરણમાંથી ખસી ગઈ હોય. થોડી વાર નિહાળ્યા પછી પોતાની કુળમોટપ જણાવવા ખાતર જ આ કોઈ કુળવતી છે એવું માની, પાયમાલીમાં પણ દમામ રાખી પોતાના દરજ્જા પ્રમાણે આદરસત્કારથી નમન કીધું, જે ઘણા માન અને અતિ પ્રેમ સાથ હસતા મુખડાંએ દેવી "સ્વતંત્રતા"એ સ્વીકાર્યું; અને નેત્રની સાનમાં જણાવ્યું કે, 'તારાં દર્શન અતિ દુર્લભ છે અને મારા પણ તને તેવા જ નમસ્કાર છે.'

બ્રિટાનિયાને આ નવા પ્રવેશક સાથે ઘણી મિત્રાચારી જણાતી હતી, પણ એને જોતાં જ તેના ટાંગા ઢીલા પડી ગયા. તે બાડી નજરે વહેમીલી ને શંકીલી આંખે વિચક્ષણતાથી તેની વર્તણુક તપાસવા લાગી કે, એનું આવવાનું કારણ પૂર્વાપર જેમ શકમંદ હતું તેમ જ છે ને મને કોઇ પ્રકારે ભય ઉપજાવવા આવી છે કે સાધારણ રીતે જ માત્ર આવી છે. સ્વતંત્રતાની ચાલથી બ્રિટાનિયા પૂરેપૂરી અનુભવી હતી અને તેના સમાગમથી તેણીને ઘણી વેળા અતિશય દુઃખ નુકસાન ને ભય ઉત્પન્ન થયાં હતાં; તેથી તેનાં દર્શન થતાં જ પોતાનાં હથિયાર મ્યાનમાંથી કહાડી હવામાં ફેંક્યાં અને હિન્દ પાસે જતાં જેટલી સાવધ રહી હતી તેના કરતાં તે દશગણી ચપળતાથી તૈયાર થઈ અને મુકાબલામાં હાથ મેળવવાને વિલંબ નથી એવું જણાવ્યું. તે એકદમ વેગમાં ને જોમમાં આવી ગઈ, જેથી જો સ્વતંત્રતાએ મુખ મચડયું ન હોત તો તેજ ક્ષણે બંને મેદાનમાં ઉતરી પડત; કેમકે અદ્યાપિ સૂધી તેની પતરાજી, શેખાઈ અને બડાઈ, જે એના અંતરના મિત્ર હતા તે એનો ત્યાગ કરી ગયા ન હોતા.

"કેમ, પ્રિય બ્રિટાનિયા," રતુંમડા ટોપની રાણીએ સ્વચ્છ પીતળ જેવા રણકાના સાદે બુમ મારી કહ્યું, "તું અહિંયાં શું કરે છે? આ ગરીબ બાપડીને વિના પ્રયોજનની સતાવે છે કે, જ્યારે તારે પોતાને ઇંગ્લંડમાં મચવું જોઈએ ત્યારે? જા, જા, નાદાન ત્યાં ઘણી અજાયબ જેવી બાજી ખેલાય છે. સમય આવે તને વાકેફ કરીશ!"

"તું ત્યાં હશે તો પણ હું આશા રાખું છું કે મારી મોટી મોટી વખારો સલામત હશે," અતિશે અધીરાઇથી બ્રિટાનિયા રડતે સાદે બોલી; "હું ધારૂં છું, કે પેલા નાતરસ ઝનુની, તારા દોસ્ત અને મારા પુત્ર, પણ મારા દુશ્મન ગ્લેડસ્ટન કે બ્રાઇટે તને ઉતાવળે દાખલ કરી હશે. પાર્લામેન્ટમાં નવા

ફેરફાર કરાવવાને લીધે ને પ્રધાનમંડળમાં શાહનશાહી વિચારને અંગે ને હાલની અફઘાન લડાઇથી નારાજ થઈ તેઓએ કશું નવું રમખાણ ઉઠાવી તને મીજબાન તરીકે આમંત્રણ કીધું હોય. બાકી, લિબરલ સિવાય સઘળા, તારા પાપિષ્ટ વિચાર વિરૂદ્ધ છે અને તને સલામત રહેવા દે એવા નથી. તેં શું ટાવર-ગઢમાં રમખાણ મચાવ્યું છે, કે વિન્ડસર કેસલમાં બળવો ઉઠાવ્યો છે? કે પવિત્ર ચારટર અને સોગનથી બંધાયા છતાં રાજસત્તાધારીએ તે તોડવાનો યત્ન કીધો ને પાર્લામેન્ટ વિના રાજ્ય ચલાવવાની ઇચ્છા જણાવી ને તેથી પ્રજાએ શસ્ત્ર સજી કાપાકાપી ચલાવી છે? કે રીજન્ટ સ્ત્રીટમાં નાકાબંધી કરી ઉચ્છૃંકળ પિંડારા વ્હિગોએ રાજ્યને હાનિ પહોંચાડી છે? કે વાહિટહૉલના મેહેલ નીચે ઢીમસાં ગોઠવાઇને ચંડાળ ઉભા રહ્યા છે? કે હાઇડપાર્કમાં ગેલોટાઈનના માચડા ઉભા કીધા છે? કે આયર્લાંડમાં મારી સત્તાનો ઈનકાર કીધો છે? કે ભયંકર અવરોધ ચણાઈ ઇંગ્લંડમાં ઠામઠામ ફ્રાન્સની પ્રજા પેઠે તારો આદરસત્કાર થયો છે? કે પાર્લામેન્ટમાં પરસ્પર રાઢ લાગી છે? કે મારી પ્રિય દેવી રાણી શાહનશાહબાનુપર પ્રજાનો ક્રોધ ઉઠ્યો છે, કે મારા રક્ષક સૈન્યે તને પરાભવ પમાડ્યો છે? મને જલદી કહે કે તારા જવાથી ત્યાં શું શું નવું બન્યું છે? સ્વતંત્રતા, તું તારી પ્રાચીન પ્રસિદ્ધ ચાલ મુકી દઈ સર્વને હવે સ્વસ્થતા ધરવા દે, અને મારા માર્ગમાં અંતરાય ન કર.” બ્રિટાનિયાએ પોતાની નાની આર્મસ્ટ્રોંગને હાથમાંથી પર્વતમાં દાબીને ઘણા ગુસ્સા સાથ પ્રશ્નો કીધા.

“હમણાં એ ટાહેલું પડતું મુક!” રતુંમડા ટોપધારી રાણીએ તીણા સાદે કહ્યું; “હું કંઈ હિન્દ જેવી નથી—મને તું કેવી ધારે છે? હું તો ભયંકર તોપના મારા સામું, જેમ તારી ખુલ્લી આંખે તેં લોમ્બર્ડીના મેદાનમાં લોહીના પૂલપરથી પસાર થતો નેપોલિયનને જોયો હતો, તેના કરતાં પણ વિશેષ બળથી ધસી જાઉં એવી છું; અને ઘણી અચળતાથી ટકી શકું છું, હંફાવું છું, હાંકું છું, પણ આખરે તો સામા હરીફને પાયમાલ કરૂં છું. છેલ્લી વેળાએ તેં મારી અજમાયશ વાટરલૂના રણક્ષેત્રમાં કીધી હતી. એ સમયે જેવી હું પૂર તંદુરસ્તીમાં હતી તેવી હું શું કોઈ જ વેળાએ દેખાતી હતી કે? ના. સદા જ જ્યાં હું નિવાસ કરૂં છું ત્યાં એવી તંદુરસ્ત રહું છું; અને મારા શરણાગત પણ તેવીજ તંદુરસ્તી ભોગવે છે. જો યુનાઇટેડ સ્ટેટ્સના મારા દત્તક! મેં તારાં રૂ કાંતવાવણવાનાં કારખાનાંઓનો ભંગ નથી કીધો. ગભરાતી નહિં તેને માટે. તારે માટે રૂ કાંતવું અને વણવું જ છે; અને તેનો કાંટો સદાકાળ તારા હાથમાં જ રાખજે. એ જ કામ માત્ર તારૂં છે. ટાવર-

ગઢમાં કશું રમખાણ નથી થયું, અને વિન્ડસરના મેહેલને નથી ધ્રુજાવ્યો; તેમ રિજન્ટ સ્ટ્રીટમાં નાકાબંધી નથી થઈ, અને રાજસત્તાધારીએ પાર્લામેન્ટ વગર રાજ ચલાવવાની ઈચ્છા પણ નથી જણાવી, ને તેથી કાપાકાપી નથી ચાલી; નથી વ્હાઈટહૉલની નીચે ઢીમસાં ગોઠવાયાં, કે નથી ગેલોટાઈનના માચડા હાઈડપાર્કમાં ઊભા થયા; તેમ નથી તારી શેહેનશાહાજાદીપર કોઈએ હુમલો કીધો કે નથી કોઈ એકલપેટા સ્વાર્થી રાજનીતિવેત્તાઓનો કોઈએ પ્રાણ લીધો; ગ્લાડસ્ટન કે બ્રાઈટ તારા સપૂતો પોતાની વૃદ્ધાવસ્થામાં પણ ગર્જના કરે છે, પણ આ હિન્દને છોડી દેવાનો નિશ્ચય તેઓએ નથી કીધો; આ દેશને સ્વતંત્ર કરવા તેમની ઇચ્છા હશે, પણ તે પ્રગટ પ્રસિદ્ધ જણાવી નથી; પાર્લામેન્ટમાં ખરી રાઢ લાગી નથી અને તારી સત્તામાંથી આયર્લાંડ છટકી ગયું નથી; અને મારો પરાભવ કરનાર કોણ છે હમણાં ? એવાં નાનાં નાનાં રમખાણ મારી ગમત ખાતર થોડાં વર્ષપર કરવા હું ચહાતી હતી; પણ હમણાં એ સર્વ હું મૂકી બેઠી છું; એ સઘળાંને માટે તું નિશ્ચિંત રહે, ગભરાતી નહિં, જ્યાં સૂધી ઘણી અવ્યવસ્થા થાય નહિં ત્યાં સૂધી. જ્યાં ઘણી અવ્યવસ્થા ત્યાં મારૂં પધારવું આમીન ! જ્યાં ઘણું અંધેર ને ઘણો જુલમ થાય ત્યાં હું સર્વમાન્ય છું ને મહાપદવી ધારણ કરવાનો હક્ક ધરાવું છું. પણ જ્યાં અંધાધૂની નહિં, જ્યાં જુલમ નહિ, જ્યાં લોક કંટાળેલા નહિ, જ્યાં અન્યાય નહિ ત્યાં મારો પ્રવેશ થવો અતિ મુશ્કેલ છે.* જ્યાં મારો પ્રવેશ થાય ત્યાં અસ્તવ્યસ્ત હોય તોપણ સ્વસ્થતા પકડી સકળ પ્રજા આનંદમાં કલ્લોલ કરે. મારા અમેરિકાના પરાક્રમીઓનાં દર્શન કર. તેઓ મારા શીતળ છત્ર નીચે રહી કેવા દિવ્ય દીપે છે. જેવી સર્વોપરી સત્તા ઓલિમ્પસ પર્વતપરથી મારા પરિવારની નિરખી હરખાતી હતી, તેવી જ હાલમાં અમેરિકનોને જોઇને હર્ષથી નાચું છું. મારી સેવના જે કરે છે તેને જગતમાં ગવડાવી એકચક્રી સર્વમાન્ય પ્રતિષ્ઠિત અધિપ બનાઉં છઉં."

"ત્યારે કૃપા કરી જણાવ, શી ખબર છે ત્યાંની ?" બ્રિટાનિયાએ અધીરાઈથી પૂછ્યું.

"માત્ર તને એક મેહેરબાની દાખલ કહું છું," હથિયાર ફેરવતી રતુંમડા ટોપની રાણીએ ક્ષણભર વિચાર કરી જવાબ વાળ્યો; "તું આમ બાહાર

* એ જ ખરૂ છે. "સેમ્યુલ ટેલર કોલરીજ" કહે છે કે Revolution રાજદ્રોહ ત્યારે થાય કે જ્યારે જનમંડળમાં 'ભિક્ષાવૃત્તિ, કાયદો એ જ કર, સમાજ રાજ્ય, કાર્યસંપાદિક સભા, સાહચર્ય, ગુણાગુણ વિચાર, અને સમાચાર પત્ર" એ સઘળું ન હોય ત્યાં સુધી ને "જુલમ ! જુલમ ! જુલમ ! સર્વત્ર ન હોય ત્યાં સુધી સ્વતંત્રતા નહી."

રઝળ્યાં કરે છે, અને વિના આમંત્રણે ઘોલામાં જ્યાં ત્યાં ઘુસ્યાં કરે છે તે સમયમાં તારા પુત્રોને મેં અતિશય ઉત્તમ બોધ આપી ચંચળ ને સાવધ બનાવ્યા છે. મેં બોધ દીધો છે કે, 'સ્વતંત્રતા વિના શું પડી રહ્યા છો? ઉઠો, ઘૂમો, તમને પ્રસન્ન થઈ કીર્તિમાન હું કરીશ. કાયર, મોળા પડેલા, બીજી પ્રજાની રાજ્યરૂદ્ધિ ને તેમનો આનંદ અને તેમનાં સુખ જોઈ કંઈ લાગણી થતી નથી? નિરાંતે ઉંઘ્યા કરવામાં અને એકને એક જ ચક્રમાં ફર્યા કરવામાં શો માલ છે? શી શોભા છે? શો લાભ છે? નામર્દ માફક ટગર ટગર જોયાં કરવું કેવું શરમ ભરેલું છે? પૂર્વજોનાં પરાક્રમ કેમ વિસરી ગયા છો? અને હિણા ભાગ્યના ઠરી મનકામના પૂર્ણ ન કરવી એ કેટલું સંતાપજનક છે?' એવી મારી પ્રેરણાથી તેઓ ઉશ્કેરાઈ ચંચળ અને ચપળ થયા છે, અને વિશેષ થશે. મારી ચપળતાથી ઘણા વટલી ગયા છે અને ઘણાકોએ મારો પક્ષ સ્વીકારી મને સન્માન આપ્યું છે. આથી થોડે કાળે વિકરાળ કલહદેવીના સપાટામાંથી તું છટકવા પામવાની નથી, અને તે પ્રસંગે મારૂં અનિવાર બળ તું જોજે. ત્યારે તને સ્પષ્ટ માલમ પડશે, કે સ્વતંત્રતાનો હાથ કેવો ભયંકર પ્રબળ અને અજિત્ય છે. મારી દયાથી જ આ પ્રસંગે તું સલામત રહી છે. બાકી મેં તને મારી યુદ્ધનિપુણતા અને સાહસચાતુરીથી પાયમાલ કરી હોત. જે જે અતિ વિકટ કર્મો મેં માથે લીધાં છે તે પાર પાડ્યાં છે ને પાર પડે છે. તારા દેશમાંથી હુંઈ આવતાં જે જે શૂરાત્મા મળ્યા તેમણે વાણીચાતુરીથી વશ કરી મેં મારી સહાયમાં રાખ્યા છે; અને પછી તને પ્રેરણા કરવાને હુંઈયા આવી છું. હું coup de main ની રીતિએ વર્તું એવી નથી. તેં અત્યાર સૂધીમાં આ રાંકડી હિન્દને અતિશય શ્રમિત કરીને તપ્ત કરી છે, તેને હવે શાન્ત પાડવી જોઈએ. જ્યારે મારી વારી આવશે ત્યારે તારૂં રૂ કાંતવાનું રાજ્ય ક્યાંનું ક્યાં નાસી જશે તે તને માલમ પણ પડશે નહિં. હું તેના ચૂરેચૂરા કરી નાખીશ. તું જોશે સત્વરે કે તારા ટાપુમાં ટુંક સમયમાં માનવીઅનુમતિરાજા રાજ્ય કરશે. હવે થોડા સમયની વાર છે. મારા ગરીબડા ટાપુને અંતે ન્યાય મળશે, અને સકળ પ્રજાના મહાવીર સુભટો મારી સાથે સામેલ થઈ મને મોટું માન આપશે, ત્યારે એક ઉચા દિવ્યાસનપર મારા લોહીવર્ણ વાવટા સાથ બિરાજીશ, ને મારો "સ્વતંત્રતા, સમાનતા, મિત્રતા" વાળો સુવર્ણના અક્ષરથી લખેલો જયધ્વજ આ પ્રમાણે ફડફડ હવામાં ઉરાડી, ઉમંગમાં હું નાચીશ! કયા ફાંકડી બાત!"

આમ બોલવાની સાથે તેણે પોતાનો વિજયધ્વજ હવામાં ખુલ્લો કીધો અને આનંદમાં નાચી. સ્વદેશહિત પણ આ પ્રસંગનો આનંદ નિહાળી વગર સમજવે નાચવા મંડી પડ્યો.

બ્રિટાનિયા તો આ સાંભળતાં વાર મનમાં ને મનમાં બળીને ખાખ થઈ ગઈ. પોતાની આર્મસ્ટ્રોંગને નીચે નાંખી તે ગગળીને બેસી ગઈ, અને ઉંડો નિસાસો નાંખ્યો. તેની બડાઈ વાર્તા સાંભળીને તે સૂનમૂઢ થઈ ગઈ અને પોતાનો આવતો નાશ અટકાવવાના વિચારમાં પડી. થોડી વાર તે અબોલ રહી.

"અને એટલા માટે," બ્રિટાનિયા ઘણા ઝેરીલા શબ્દે દુઃખી મુખડે બોલી; "દુનિયાના દરેક ભાગમાં તારી સાથે હું રહી, સ્વતંત્રતા? એટલા માટે જ્યારે તું મદોન્મત્ત થઈ ફ્રાન્સમાં અમલ ચલાવતી હતી, ત્યારે પણ મેં ઉંડાઉપણે, ધોતાળપણે પચ્ચીસ વર્ષ તુલીક લોહી વેહેવડાવ્યું અને દ્રવ્ય ખર્ચ્યું ને તને બચાવી? એટલા માટે તારા પક્કા દુશ્મન રશિયાની સામા હજી હું ભીડ્યાં કરૂં છું? એટલા માટે એક વારના તારા કટ્ટા દુશ્મન આસ્ટ્રિયાની સામા મેં તને આશ્રય આપ્યો, અને એટલા માટે હંગરી અને પોલાંડથી મેં તારો બચાવ કીધો? એક ક્ષણભરની મારી ગફલતીનો લાભ લઈ તું મારાપર વેર લે, એ શું તને લાઝિમ છે? મેં તારાથી સદાની સાવધતા પકડી તેનું ફળ મને એકદમ આપવા તું તૈયાર થઈ છે? ઠીક, વિચાર કર, મેં તને કેટલો આશ્રય આપ્યો છે? તારા કેવા કેવા શત્રુ સામા હું તને સહાય થઈ છું અને થાઉં છું? 'ઇમ્પિરિયાલિઝમ એટ લીબરટા' એવું બોલનારની સામા હું કેવી ઉપડું છું તે તું ભૂલી જાય છે? તારે માટે મેં અત્યાગ્રહ રાખ્યો તેનું આ ફળ કે? તારે માટે મેં મારા દેશના મહાત્માઓનો વધ નથી કરાવ્યો? તારે માટે મારો વિચાર ઉચ્ચ છે, પણ તું પૂરેપૂરી છૂટથી વર્તે તે મારા લાભને અર્થે તને શરમ ભરેલું છે! સ્વતંત્રતાના રક્ષણ માટે મેં જે જે કીધું છે તે તું ઓછું ન સમજતી! એક રાજ્યકુળ મહાપુરૂષનો શિરચ્છેદ કરાવ્યો; બીજાને પદભ્રષ્ટ કરી દેશવટો દીધો; અનેક પ્રકારના ફેરફાર કીધા; વિદેશીને રાજા સ્થાપી તેને રાજમુગટ ધારણ કરાવ્યો; સરદાર મંડળી અને લોક મંડળીથી ધારા ચલાવવાની રીત રાખી, તે શા માટે? તારૂં માન જાળવવા સિવાય બીજો શો હેતુ છે? નિશ્ચયપૂર્વક કંઈ પણ કર્મ આદરવા પડેલાં બહુ બહુ વિચાર કરવા જોઇએ. છીછાછળાં પગલાં ભરવાનાં ફળ સારાં થતાં નથી. સઘળે મારા ટાપુ જેવો વિજય

મળવો દુર્લભ છે. તું મારા કરતાં અતિ પ્રબળ પ્રતાપી છે ને મારા કરતાં હજારગણી બળવાન્ છે તથાપિ વિના પ્રયોજનનો પ્રયાસ વેઠવો એ ઉચ્ચ સદ્‌ગુણી કર્મ નથી. અને કદાચિત્ તારી સામાની મારી કિંચિત્ ગફલતી માટે મારી સ્વભૂમિમાં મારાં અંગઢાંકણ વસ્ત્રના ચીરા કરવા એ તને ઘટતું નથી."

"હા, હા, હા!" સ્વતંત્રતા ખડખડ હસી પડી; "તને એને માટે એટલી બધી ચિન્તાતુર થવાનું કારણ નથી. બ્રિટાનિયા, તું સારી રીતે જાણે છે કે, હું વહેલી કે મોડી, હમણાં કે પછી વિજયી શોભીશ, અને મારા શીતળ છત્ર નીચે તને રાખી અતિશય હર્ષમાં રાચીશ. હમણાં જે તું મારે માટે હલકો વિચાર રાખે છે તે જ્યારે મારાથી લાભ અને મારો પાકો અનુભવ થશે ત્યારે તું વિસરીશ. બ્રાઈટ ને ગ્લાડસ્ટન એ તારા એવા સદ્‌ગુણી ને ડાહ્યા પુત્રો છે કે તેના વિચાર તારો નાશ કરવાના નથી, પણ તને સર્વોપરી પદે સ્થાપવાના છે. જેમ હાથીના પગલામાં બીજાનાં પગલાં ઢંકાઈ જાય તેમ એના વિચાર આગળ બીજા સર્વના વિચાર તુચ્છ છે. એ જ કોઈ કાળે તારી સ્થિતિમાં અદ્‌ભુત ફેરફાર કરશે, ત્યારે તને પથ્થર ને રત્ન વચ્ચેનો તફાવત માલમ પડશે, પણ એ સર્વ કથન અગત્યનું નથી. હાલ તો હિન્દ અને તારા વચ્ચેના ઝઘડાની કેફીયત જાણવા ઇચ્છું છું.

ઊપલી સર્વ હકીકત હિન્દને મન ફારસી હતી. તે એનો ભેદ કશો સમજી શકી નહિ. તેણી એમ જ સમજી કે આ કોઈ વળી મારૂં નવું દુશ્મન છે, અને ખચીત વખતે એ મારી પુરાતન પાયમાલી હશે. જે મારા નાશમાં અગાડી પડી ટેકો આપનાર થઈ પડશે; એટલા માટે તે દીસ્તું કરે એવી એની ઇચ્છા હતી. તે સ્વતંત્રતાને સ્વદ્રોહી સમજતી હતી, પણ એ તેની ભૂલ હતી, કેમકે એને ખબર નહોતી કે એ મને કેવા પ્રકારે સહાય થનારી છે! થોડી વારે સ્વતંત્રતાએ હિન્દ સામું નિર્મળ પ્રેમી દૃષ્ટિ કીધી, જેથી હિન્દની ખાત્રી થઈ કે તે મારા તરફ ઘટતી માયાળુ છે ને અમીરી લોહીની ઉચ્ચ કુળની છે. એથી તે નાહિંમતવાન થઈ નહિ. સ્વતંત્રતાએ સહર્ષ ને માયાળુપણે હિન્દને પોતાનું સ્વાભાવિક અભિમાન બતાવ્યું.

"લોમેશના આયુષ્યવાળી* હિન્દ," કિન્નરના ગાયન સરખો આલાપ ચઢાવી સ્વતંત્રતા બોલી; "મને તું ઓળખતી હશે નહિં; પણ હું તને ઘણી

* લોમેશ એક રૂષિ હતા. એમની જીંદગી એટલી તો લાંબી હતી કે એમના શરીરપર જેટલાં રૂંવાટાં હતાં તેટલા રામકૃષ્ણાદિક અવતાર થયા હતા એમ પુરાણો કહે છે. સ્વતંત્રતા હિંદને પણ તેવી જ આયુષ્યમાન કહે છે.



સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના હસ્તાક્ષરનો નમુનો પૃષ્ઠ ૫૯
(આરંભ) "હિન્દ મને જણાવ તારી શી ઇચ્છા છે" (થી)
(પેન્સીલથી લખેલાં પહેલ વહેલા ટાંચણના પાનાઓ ઉપરથી નમુનો)



હસ્તાક્ષરનો નમુનો. પૃષ્ઠ ૬૦

(છેવટ) "હિન્દ તું હેમક છે." સ્વતંત્રતાએ……આપ્યો (સુધીના શબ્દો)

(પેન્સીલથી લખેલાં પહેલ વહેલા ટાંચણના પાનાઓ ઉપરથી નમુનો)

સારી રીતે પિછાનું છું. દગા કાવતરાથી કોઈને હાનિ પહોંચાડવી એ મારો ધર્મ નથી. તારી સાથે મારો ઘણો નિકટનો સંબંધ હતો; અને ત્યારે હું ઘણા જૂદા પોશાકમાં જણાતી હતી. તારા પ્રતાપી કાળમાં મેં તને ઘણી આબાદીએ ચઢાવી હતી. મારી તુલના, બૂજ કરવાની તારામાં શક્તિ હોય તો તને જણાવું છું કે દુનિયાના કોઈ પણ મહારાજ્યને મહારાજ્યમાં ગણાવનાર હું જ તે દેવી સ્વતંત્રતા છું, જે પોતાના કોઈને આ," એમ બોલી પોતાની કટીમેખળાપર આંખ ફેરવી, "સજેલા શસ્ત્રમાંથી કોઈ શસ્ત્રનો ઉપયોગ કરી સર્વોપરી પદે સ્થાપું છું. મારા પર જો તને વિશ્વાસ આવતો હોય તો હું તને મારા શસ્ત્રથી દિવ્યાસને બેસાડીશ. વચન-ભરૂસો તોડી છળકપટ કરી બીજાને આંજવા એને હું ધિક્કારૂં છું."

દેવી હિન્દે દેશહિત તરફ જોયું, જેણે આંખના પલકારામાં પોતાની મરજી "હા"ની જણાવી.

"કુળમોટપને પિછાણનાર દેવી," હિન્દ ઘણા સંતોષ સાથ વિચારીને બોલી; "જેનો જશ જગતની સર્વ પ્રજા જાણે છે એવી મહાદેવીની સદ્બુદ્ધિની પ્રશંસાને બદલે ઉદ્ધતપણું લાવી હલકાં વેણ ઉચ્ચારવાં એનાથી વિશેષ કનિષ્ટ કર્મ કયું હશે? જેની જનદયા અને ઉદાર બુદ્ધિ દેવલોક સુધી પણ જણાઈ છે, એવી દેવરૂપ મનાયલી મહાદેવી મારા શિર સાટે છે. તું રણોત્સાહી છે, પરંતુ મારો સંહાર કરાવવા કરતાં સત્યાસત્યનું શોધન કરી સત્યને ન્યાય આપશે?"

"જણાવ હિન્દદેવી, મને તું, તારી શી ઈચ્છા છે?" સ્વતંત્રતાએ ઘણા આનંદથી તીણો સાદ કહાડ્યો.

"છળકપટ અને જુલમથી જે ભૂમિની એ (બ્રિટાનિયા) માલીક થઈ બેઠી છે તે ભૂમિનો એને ત્યાગ કરીને જવા કહે;" હિન્દ ઘણા જોસ્સાથી બોલી, કેમકે પોતાનાં અજિત વિરોધી સમક્ષ જગતના એક અપરાજિત મિત્રના હોવાથી તે ઉશકેરાઈ ગઈ હતી ને તેનાથી પોતાને ઉત્તેજન મળ્યું હતું; "જે ભૂમિ દગાફટકાથી, છચોક બેહાઇથી એણે સંપાદન કરી છે તે ભૂમિ છોડી દેવા કહે. મારી સંતતિ પાસેથી જે છૂટાપણું ઝુટવી લીધું છે તેમાંથી મુક્ત કરી પૂર્વપદે સ્થાપ. મારા પુત્રોના હાથમાંથી બલાત્કારે જે શસ્ત્રો ખુંચવી લઈ અપ્રતિષ્ઠિત કીધા છે તેથી તેમનું રક્ષણ કર. જે અનરગળ દ્રવ્ય એ હરણ કરી ગઈ છે; જે રક્ત પી એ તૃપ્ત થઈ છે; હજારો ઘરો એણે વેરાન હાલતમાં લાવી મુક્યાં છે; મારા અંતઃકરણના ચૂરેચુરા કરી નાખ્યા છે; સ્વતંત્ર શૌર્યનો નાશ કીધો છે, જેમાંથી એ કદી ફદી પણ

સારૂં, રૂડું કરી શકી નથી,-પણ રે એ તો ઘણું કહેવાનું છે; તથાપિ ટુંકમાં એટલું જ કે એ એના ધુમસિયા ટાપુમાં એની પુષ્ટ થતી મુફલેસી, જે એના શરીરને ચીરી નાંખે છે અને જે મુફલેસી માટે એ પરદેશ નિવાસી થઈ છે, તેની સાથે કુસ્તમબાજી રમવાનું કહે. પછી જે રાજ્યો એણે પોતાની સત્તાના દોરથી વિખેરી નાંખ્યાં છે તે સ્થાપી આબાદ કરીશ; જે નગરો વેરાન બિયાબાન કીધાં છે તેને પુનઃ સજીવન કરીશ; જે શૌર્ય, ઉત્સાહ ગૌરૂપ નિર્માલ્ય બન્યા છે તેને પૌષ્ટિક કરીશ, અને પછી હું ખરા બાહારમાં દીપી નીકળીશ."

"તું બેવકુફ છે, હિન્દ!" સ્વતંત્રતાએ ઘણી કુશળતા અને સમય ચાતુરીથી ઉત્તર વાળ્યો; "પંદરમી સોળમી સદીની માફક અને નિયમિત હાલતમાં તારે હજી આ ઓગણીસમી સદીનો પાછલો કાળ ગાળવો જોઇએ; આ સદીનો બાકીનો કાળ તારે શરણાગત સ્થિતિમાં જ ગુજારવો જોઇએ; તે વગર તારી બધી મિથ્યા લવારી છે. તું પણ બ્રિટાનિયા જેવી મમતી ને હઠીલી છે; અગરજો તમારા બંનેના માર્ગ તદ્દન નિરાળા છે, તોપણ તારો મમત તદ્દન ખોટો છે. જે ઇચ્છા સંપાદન કરવા અર્થે તું રાખે છે, તે વિચિત્રતા પ્રકટ કરનારી છે, દુરદર્શી નથી. આ સત્ય છે કે તારા વિચાર તારી સંતતિને સાંપ્રત સ્થિતિને અનુકૂળ છે. તેઓના વિચાર, તેઓનું ધર્મબંધન, તેઓનું સંસારી બંધન, તેઓનું રાજ્યવ્યવસ્થાબંધન ચારસો વરસ પૂર્વે યુરોપની પ્રજામાં હતાં તેવાં જ છે, અને તેવી જ સ્થિતિમાં હમણાં તું છે, તથાપિ તેઓ-તારા પુત્રો-નું તેમની પેઠે કશું ઊકાળનાર નથી. સૃષ્ટિ દશ હજાર ઘોડાના બળવાળા વરાળયંત્ર માફક ધસારાબંધ અગાડી દોડી જાય છે. તે સૃષ્ટિનાં દરેક રાજ્યો વિદ્યા, કળા અને બળમાં પોતાનું રૂપાંતર કરે છે, ત્યારે તારી સ્થિતિ ચૈતન્યહીન જડરૂપ છે. જો તું સપાટાબંધ દોડ કરે તો તેમના કરતાં અગાડી દોડી જાય; પણ તારામાં તે શક્તિ ક્યાં છે? જ્યારે સર્વ કોઇ પોતાનું તત્વસામર્થ્ય જગતમાં જણાવી, સર્વોત્તમ દર્શન દે, ત્યારે તું તટસ્થ જડભરત મૂર્તિસમ નિહાળ્યાં કરે, તો કેમ કીર્તિમય કર્મ આદરી રાજસત્તામાં મહાપદ ધારણ કરી શકે? ધાર કે, તું તારા હાલના વિચારને વળગી રહે અને તેથી બ્રિટાનિયા ભરતખંડ છોડી સ્વદેશગમન કરી સ્વેચ્છાથી સ્વદેશનિવાસ કરે, તો તારી સ્થિતિ કેવી થાય? અને કેવાં કેવાં વિપરીત ભયંકર પરિણામો આંખ સમક્ષ રમતાં નજરે દેખાય? ત્રણ માસમાં મહા મોટું રમખાણ મચી રહે અને ઘમસાણ

વળી જાય. દરેક હિંદુ, દરેક પારસી, દરેક મુસલમાન અને દરેક અન્યવર્ણી, જે તને માતુશ્રી પ્રમાણે ગણે છે તેઓ અન્યોઅન્ય પરસ્પર કંઠનો રોધ કરી, અઘોર, ત્રાસદાયક સંહાર કરી મુકે. રાજ્યાસનના દાવા માટે સઘળાં એક લોહીના છતાં જુદે જુદે પ્રકારે, સામાન્ય રીતે લોહીનો વરસાદ વરસાવી તેમાં ડુબી મરે. યોદ્ધાઓ ગુણકર્મમાં એવો મોટો ભેદ–અંતરાય બતાવે કે સ્વહસ્તે દેશ, રાજ, મનુષ્ય અને પોતાનો નાશ કરી અવ્યવસ્થ હાલતે પોહોંચી છૂટાપણા વગર, અનાચાર વિધિએ વંશપરંપરાના હક્ક ખોઈ બેસી, ચાલતી સત્તાનો પરિત્યાગ અને અભ્રચનાનાં ઘણાં–રે અતિશય ભુંડાં ફળ ભોગવે! શૌર્ય સદ્ગુણ વિના શોભે નહીં, અને દેશાભિમાન પ્રેમ ઐકયવિના કોઈ કાળે ઉદય થાય નહીં! પણ હું ઘણી સારી રીતે જાણું છું કે તને મનુષ્ય પ્રાણીના પ્રાણ માટે ઘણી થોડી દરકાર છે, અને તું જેવો ભયંકર સંહાર કરાવી શકી છે, તેના કરતાં હું વધારે કરી શકતી નથી. એ બાબતમાં તું મારાથી જાય એમ નથી જ. જે પાઠશાળામાં આપણે બન્નો જણ ઉછર્યા છિયે તેના કરતાં આપણી આ સખી બ્રિટાનિયા જુદા જ પ્રકારે કેળવાયલી છે. 'એકઝીટર હોલ'ની કેળવણી એવી છે કે દ્વંદ્વ યુદ્ધમાં થોડાક પિસ્તોલના અવાજે એની સામા જોસબંધ કરવામાં આવે તો એ ગભરાઈ થથરી જાય; અગર શાંતિકાળમાં કોઈ કોઈ સમયે બીજાઓને ફાંસી દેવા, બાળી મુકવા અથવા ચાબુકના ઝપાટા લગાવવામાં એ કશો વાંધો લઇ શકતી નથી, અને તે કામ એ ધીરતા અને નિડરતાથી બજાવે છે. પણ તારે આ સમયે જાણવું અવશ્યનું છે કે, આ કાળમાં પ્રજાની અચળ આબાદી અને પૂર્ણ તેજસ્વી કળા, માત્ર શસ્ત્ર અને યુદ્ધના ઉત્સાહમાં નથી; પણ યુદ્ધમાં ભયંકર યોદ્ધા, તે વળી અજીત, સંખ્યામાં અત્યંત, વિદ્યાકળા અને શરીરબળ, તે પણ વળી સંયુક્ત સંગ્રામબળથી ઉભું થયલું ને સઘળા પ્રકારના ઘાડા ધૈર્યથી ઘડાયલું, પૂર્ણ સ્વદેશાભિમાનથી ઉશ્કેરાયલું અને સ્વદેશપ્રીતની ઝૂમમાં લોહીથી રગો ઉપસેલી હોય અને જેને યુદ્ધનિપુણ, ચતુર, કળાવાન, બુદ્ધિમાન્ અને શક્તિમંત પુરૂષો દોરવતા હોય, તેવાં સૈન્યોમાં છે. પણ તારૂં નસીબ તો ઊંધું છે અને તેનાપર વખતે પોતાનો પંજો દાબેલો છે, જે જ્યાં સુધી ઉઠાવશે નહી, ત્યાંસુધી તારો ઉદય થવાનો નથી. તારા મૂર્તિપૂજકો અર્ધ જંગલી હેવાન જેવા છે. તેઓ ફક્ત જ્ઞાતિબંધનથી અથવા નગરમંડળ રિવાજથી અથવા ધર્માંધપણાની ઘેલછાથી ઉલટે માર્ગે દોરવાય છે. તારા દેશરક્ષક દેશમાન્ય મહાપુરૂષો અથવા રાજાઓ આળસ, વ્યસન,

વેશ્યાવિલાસમાં ચકચૂર અને નિર્દય છે. અને કોઈ કોઈ સાહસ હોરી અદ્ભુત કર્મ આદરે છે તેમાં દેશદાઝ કરતાં સ્વહિત વિશેષ જાળવે છે, અને પ્રજાના હિત કરતાં પોતાના વંશહિતને આધીન, દેશ, રાજ્ય અને પોતાનું સાહસ પરાક્રમ અરપી દે છે. તેઓ જોરાવર થઈ બાહુબળથી લડાઈ ગજાવી દેશને આબાદીએ પોહોંચાડવા કરતાં તેને પાયમાલીએ પોહોંચાડવાના લક્ષ-પર ઘણા તત્પર જણાયલા છે. કેમકે વિચારે પણ રાજવ્યવસ્થાવિધિના નિયમ તેઓ જાણવા શક્તિમંત થયા નથી; તેથી તેઓ દમ બાંધી પ્રજાને દમવામાં મચ્યા રહે છે, ને તેથી સંપીલા વર્ગના અને સ્વદેશાભિમાની પ્રજાના વર્ગમાં અપ્રીતિવાન થાય છે. તેઓ હિત કરતા નથી; પ્રજાહક્ક ને રાજહક્કના રક્ષણ કરતા પણ નથી; ઉલટા સ્વસ્વાર્થની કેફમાં મસ્ત બની શરણાગતો પર જુલમ પાડનારા, છુટાપણાનો ઉચ્છેદ કરનારા અને વિના પ્રયોજનના માંહોમાંહે નિરંતર ઝઘડા મચાવી પ્રાણ આપનારા છે. મારા નાનકડાં* ટાપુમાં જેમ ટાયરંટો પ્રજાને પજવતા, તેવા જ એ જડ ટાયરંટો છે. પણ એ અળખામણા ટાયરંટોને સુધારવાને માટે જે અતિશ્રમ મેં વેઠ્યો ને તેમનો ઉચ્છેદ વગસત્તા શક્તિથી કહાડ્યો, તેમ તારામાંથી કોણ વીર પુરૂષે મેદાન પડી, દયામણી સ્થિતિના લોકના કલ્યાણ માટે રૂડા જોગ સાધી તેમનો ભોગ લીધો છે? તારા તત્ત્વવેત્તાઓ, જે સર્વ માન્ય મહાપુરૂષના શબ્દો તારા પુત્રો ઘણા ઉલ્લાસ અને ઘણાં ગર્વટેકથી વારંવાર ઉચ્ચારે છે;, અને કાળાંતર થયા તો પણ તે જ માનથી તે મહા-ત્માઓ પૂજ્ય ગણાય છે, અને કેટલાકનાં વિજયી કર્મો, જગતના પ્રત્યેક ભાગમાં સતેજ પ્રતાપી દર્શનીય છે તેઓ ભ્રમિતકાળમાં ફાંફાં માર્યા કરે એવા શ્યામશોધક છે. અથવા તારા યોદ્ધાઓ—જો તેઓને યોદ્ધા કહીએ તો, બાકી તે નામને યોગ્ય નથી—મિથ્યાગર્વી, પતરાજબાજ અને તુંડાઈ ખોર છે; અને જેમનો મુખ્ય આનંદ રાજાઓના દરબારમાં બેસી, હુક્કા ગગડાવી, કસુમ્બા પાણી પી, ઝગઝગાટ મારતો ખોટો પોશાક પહેરી તડાકા મારવામાં છે; અને તેઓ મહાન્ યોદ્ધામાં ખપવા છતાં પાયદલસૈન્ય-(Infantry)ની વ્યૂહરચના કેમ કરવી અને "બેટરી" (Battery) અગન્યસ્ત્ર તોપોને મોરચાપર કેમ ધસાવવી તે વચ્ચેના ભેદનો વિચાર પણ જાણતા નથી. સૈન્યમાં "ઇન્ફન્ત્રી," "કેવલરી" અને "આરટીલરી"ને

* ગ્રીસદેશ માટે સુચના છે. પુરાણપ્રસિદ્ધ ગ્રીસ ને રોમ પરતંત્ર થયા હતા; પણ આ ચાલુ સૈકામાં એ બંને રાજ્યોમાં પેહેલું તુરકીથી ને બીજું આસ્ટ્રિયાથી સ્વતંત્ર થયું છે.

કેમ ઉપયોગમાં આણવી અને કેવા પ્રસંગમાં કેવી વ્યૂહરચના કરવી, તેને માટે તેમના સ્વપ્નામાં પણ વિચાર નથી. તારા ભાટ ને કવિ, ગર્વના આવેશમાં મહાભારત રામાયણની પુરાણી કલ્પનામિશ્રિત સત્યાસત્ય કથાઓને કવિઓના મનતરંગી તર્કબાજ ગપ્પાંઓને સત્ય માની મસ્ત રહેનારા; તારા સામ્પ્રતકાળના વિદ્વાનો મનસ્વી, લેભાગુ, દહોડ ચતુર અને તર્કશાસ્ત્રને આધારે મિથ્યા વાદવિવાદ કરી કાળગમન કરનારા અથવા નકામાં બિનજરૂરિયાતનાં પુસ્તકો પ્રકટ કરી કચરો વધારનારા; તારા સ્વદેશાભિમાનીઓ અક્કલશૂન્ય, રાજધારાનું બિનહાંસલે ઉલ્લંઘન કરી અકારા થઈ, દેશને હાનિ પહોંચાડનારા; દેશનો ઉદય કેમ થાય તે વિષે અજ્ઞાન, તે છતાં પૂર્વ પરંપરાનું ગુણગાન ગાઈ—જે બોલવાથી કશું વિશેષ હાંસલ કાળાંતરે પણ થાય નહિં—રાજકાજમાં તેવા વિચારથી આગળ વધતાં અટકાવનારા, કળાકુશળતાની વૃદ્ધિનું નિકંદન કરનારા, પાકા વિચાર અને પાકા પાયા વગર ઉઠાવેલા કામમાં રડી ઉઠનારા અથવા "અમારા બાપદાદા આટલા આટલા પ્રબળ પ્રતાપી હતા અને તેમના જેવા શસ્ત્રધર કોઈ થયા નથી ને થશે પણ નહિં," એવા મદમાં આનંદ માની ગૌરવ રાખનારા છે. કાળાંતરે સ્થિતિ બદલાઈ; રાજકાજમાં ખોયા છતાં પરતંત્રપણામાં પણ પૂર્વનું વખાણી વખાણી સુખ માની રહ્યા છે; દેશકાળ જનસ્થિતિ બદલાયા છતાં આગલી શેખી ગઈ નથી, ને મદમાં છાકી ફાટેલપણે વરતે, એ શું બતાવે છે? અને એ સર્વે સાથે તારા ગર્વિષ્ઠ ધર્મપ્રવર્તકો અદ્યાપિ સુધી કેટલાંક અતિશ્રેષ્ઠ સામાન્ય કર્મો અથવા સામ્પ્રતકાળની યૂરોપિયન વિદ્યાના પ્રકાશથી ઘણી શકમંદ ગણાયલી જે વાતો, કેટલેક દરજ્જે જગતમાં હસી કાહડવામાં આવી છે અને જેપર તારી મોટી કીર્તિનો ઘણોખરો પાયો હજી સુધી ટકી રહ્યો છે, તેને માટે નકામો બકબકાટ કરવા જારી રાખનારા છે અને મૂળ પુરૂષ વગર બીજા સઘળા "ધર્મ શું" અને સત્ય ધર્મ શામાં છે, તે વિશે અજ્ઞાન જણાયા છે. ધર્માધિકારી આચાર્યો, સાધુ અને વિરાગીઓ ધર્મકર્મના ભેદ સમજવાને અશક્તિમંત છે; પૂર્વકાળ અને ઉત્તરકાળમાં કેમ વર્તવું તેથી બિન અનુભવી છે અને ધર્મ સમજાવવામાં કેટલાં અને કેવાં ધર્મજ્ઞાનની આવશ્યકતા છે તેથી અજ્ઞાન છે. બલિષ્ટ ધર્માધિકારીની સન્મુખ કેવા સભર જ્ઞાનથી વિજય મેળવી, પોતાના ધર્મને સતેજ પ્રકાશમાં લાવવામાં શાંતિકાળ પેઠે આળસુ અને નિસ્તેજ, "માત્ર આપણે જ્ઞાનીને વિવાદ ન જોઇએ," એમ બોલી બેસી રહેનારા છે; જો કે તેમના કોઇમાં ભાગ્યે જ

ધર્મસંબંધી ક્રિયા કરવાના ઉત્સાહ, આગ્રહ, મૌન, મર્યાદશીળતા, આહારમાં મિતપણું, પરસ્પર સ્નેહ, બંધુભાવ, વ્યાપક–અવ્યાપક, આત્માઅનાત્માનો ભેદ, અને પંચતત્ત્વનું ખરૂં જ્ઞાન હશે, તેમ ભક્તિબોધ નિમિત્તે સદા પ્રપંચવૃત્તિમાં અને મોહપાશમાં બંધાયલા રહે છે, તોપણ બતાવ મને ઓ હિન્દ, કે બ્રિટાનિયા આ દેશ છોડી જાય પછી તેનું આસન પૂરનાર કોણ છે? કયાં છે તારા બુદ્ધિમંત અને શક્તિમંત દેશાભિમાની શૂરવીર પુરૂષો? ક્યાં છે રાજનીતિવેત્તાઓ જેઓ આ ભૂમિને સ્વતંત્ર પ્રતાપી રાજનીતિથી સંભાળે? કયાં છે રાજ્યવ્યવસ્થાવિધિ રાખનારાઓ જેઓ મહેસુલ સંબંધી યથાસ્થિત વ્યવસ્થા રાખે? ક્યાં છે મહાન્ યોદ્ધાઓ, જેઓ યુદ્ધકાળે સૈન્યને રણસંગ્રામના મેદાનમાં દોરવી જાય? કયાં છે પ્રતાપી વીર પુરૂષો, જેઓ સામ્પ્રતકાળને યોગ્ય સૈનિક વ્યૂહરચના રચી પરદેશીના હુમલાથી દેશનું રક્ષણ કરવા શક્તિમંત હોય? કયાં છે દેશરક્ષક, જનસમૂહની સરદારી કરનારા યોગ્ય પુરૂષો? અને કયાં છે તેવા શાંતિ પ્રવર્તાવનારાઓ, જેઓ દેશસૈન્ય સંગ્રામમાં ચઢે ત્યારે દેશમાં અવ્યવસ્થા થતી અટકાવે?”

સ્વતંત્રતા દેવી જ્યારે પોતાના પૂર્ણ ગર્વથી હિન્દને ધમકાવતી ને તેના પ્રબળ વિચારને તોડતી હતી, ત્યારે હિન્દની આંખમાં ઘણા ગુસ્સાનો અગ્નિ સળગી ઉઠ્યો હતો. તે બહુ બળી ઉઠી, પણ પોતા સમીપ સર્વથી શ્રેષ્ઠ અપરાજિત મહાદેવી છે, ને તેની સામા થવાથી કોઈ ફાવ્યું નથી ને ફાવનાર પણ નથી, તે સમજી રાંકડી હિન્દ કશીપણ ટેંટેં કર્યા વગર મનનો તાપ મનમાં સમાવી ગઈ. તેનો રોષ તો હતો, ને આગમાં તેલ હોમે તેવું સ્વતંત્રતાએ કીધું, ને તેના ગુસ્સામાં પોતાના હાથમાં બરછી હતી તે પર્વતમાં ઘોંચી તે સોંસરી નીકળે તેટલા જોરમાં પેસી ગઈ.

સ્વદેશહિતને પણ ઘણો ગુસ્સો ચઢ્યો હતો ને તેપણ બોલું બોલું એવા તોરમાં આવી ગયો હતો, પણ વખતે નવનું સાડી તેર વેતરાય એવા વિચારથી તે મુંગો મુંગો મનમાં વિમાસણ કરવા લાગ્યો. હિન્દને બોલતાં અટકાવવા ધાર્યું ને એમ જ માન્યું કે, આ દેવી બ્રિટાનિયાની મુખ્ય સહાયક સખી છે, તે આપણું દલદર શી રીતે ફેડશે? અને તેવા વિચારથી એમ કરવા ધાર્યું કે આ જગ્યાએથી ચાલ્યા જવું, ને તે માટે મોં મચડ્યું. હિન્દે આ થતો ફેરફાર જોયો, પણ તેણી એક ઉત્તમ શક્તિની મહાત્મા હતી, ને ભૂત, ભવિષ્ય ને વર્તમાન સારી રીતે પારખી જાણતી હતી, તેથી સ્વદેશહિતને ભૂલ કરતો ધાર્યો.

એથી હિન્દે બોલવાનું મન કરી ઘણાં જોરમાં પાસે પડેલો ભાલો ઊંચકી ફેરવ્યો ને પોતાનો જ જય છે એમ દર્શાવ્યું. પછી બહુ જ તેજ બતાવતી તે બોલી ઉઠી.

“દેવી, એ સર્વ મહારાજ્યને સાનુકૂળ, પણ મારાપર કોપિત થયેલી અને મારા શત્રુઓને શ્રેષ્ઠ આસને વિરાજમાન કરનારી ઓ મહાદેવી, તું શું એમ જણાવે છે કે મારી ભૂમિમાં રાજનીતિવેત્તા, સૈન્યાધિપ, ચક્રવર્તી મહારાજા, કોશાધ્યક્ષ ને દેશ સંગ્રામ કાળે ઐક્યે વરતી સમાન બુદ્ધિએ વરતનારા નથી? રે! કાળ મહાપુરૂષોને પ્રકાશમાં લાવશે. સમય પોતાનો સમય કદી ચુકશે નહિ, ને કદી ચુક્યો પણ નથી. જે વખતે પોતાની ખરી ઉપાડી અનેક વીરમહાત્મા અને રાજનીતિકુશળ અમૂલ્ય અમર પ્રતાપી પુરૂષોને પ્રકટ કીધા છે, તે વખત શું મારી સામા હંમેશ રોષે ભરાશે? પૂર્વના ગયેલા કાળમાં જેઓના દૃષ્ટાંતો આપણને વારસામાં મળ્યા છે, અને જે ગુણકર્મથી સકળ પ્રજાવર્ગ જાણીતો છે તે શું તું જોતી નથી દેવી? કયી પ્રજાને પોતાનું છૂટાપણું મેળવતી વખતે મહાપુરૂષોની તંગી પડી હતી? ભુખ્યાં માટે ભોજન ને તરસ્યાં માટે પાણીની ખોટ પડી નથી; હાથ જો તૈયાર છે તો તરવાર દૂર નથી; તરવાર હાજર છે તો હાથની તંગી નથી. વખત આવે ત્યારે બખતરને સજનાર મળી આવેલા છે જ. સ્પેનિસ પ્રજાએ પોતાનો અનિવાર જુલમ પ્રકટ કીધો ત્યારે મેકસિકોમાં સૈમન અને બોલીવરને કંઈ તૈયાર રાખેલા હતા? વખત આવ્યો ને તેઓ નીકળી આવ્યા. ચાર્લ્સનો મદાભિમાન ઘણો વધી જવાથી, તેની સામા થવાને કોણ તૈયાર હતું? કોણ એટલી મોટી સત્તાથી બ્રિટાનિયાનું રાજ ચલાવવા શક્તિમંત હતું? પણ આપોઆપ ક્રોમવેલ ને હેમ્પડન નિકળી આવ્યા, ને પાયમાલ થતું રાજ્ય બચાવ્યું. જયારે નવા નવા કરોથી જયોર્જના પ્રધાનોએ પોતાની જીદ ન છોડી અને દેશ છોડી પરદેશનિવાસી થયેલા નિર્મળ અંતઃકરણના લોકોપર જુલમગાર ધારા ને જુલમગાર કરો મુકવામાં આવ્યા, તે વખતે વોશિંગટનને કંઈ ઈશ્વરે ગેબી આપ્યો નહોતો! ને જેને તું ખરેખરી ધિક્કારે છે તે પેલા જંગલી ઝનુનીને તોડવા કુશિઉસ્કો પોલંડમાં છે એમ ક્યારે તેં ધાર્યું હતું? જ્યારે એસેમ્બ્લી મળી ને રાજાનો ઠરાવ ધિક્કારવાનો સમય હતો, ત્યારે ફ્રાન્સની રાજસભામાં મીરાબો છે, ને તે જ ધીટતાથી સામો થશે એમ કોઇએ ધાર્યું હતું કે? અને લોકોના ઉઠતાં ટોળેટોળાંને દાબી નાંખવા, એકચક્રે રાજ કરવા અને આખા યૂરોપને ધ્રુજાવવા, આ બ્રિટા-

નિયાનો ગર્વ નમ્ર કરવા નેપોલિયન છે; તેમ તેનું જ તેજ હરણ કરનારો વેલીંગ્ટનનો ઠાકોર થશે એવું કોણે ધાર્યું હતું, ને તે ક્યાં આગળથી તૈયાર હતા? હેપ્સબર્ગના ઠગારા કુટુંબ સામા થવાને ગારીબાલ્ડીની ધારણા થોડા-ઓએ રાખી હતી? એમ જ જ્યારે સમય આવશે ત્યારે, મને જરૂર પડશે, ત્યારે, રાજનીતિવેત્તા, સૈન્યાધિપો, કોશાધિકારી, ચક્રવર્તી રાજ કરનારા, વ્યૂહરચના કરનારા ને દેશરક્ષકો આપોઆપ નીકળી આવશે. જે પ્રભુએ આટઆટલી પ્રજાને છૂટાપણું મેળવવામાં મદદ કીધી છે, ને જે પ્રભુએ અનેક પ્રજાને સ્વચ્છ હવામાં માહાલવાને સર્જેલી છે તે પ્રભુ કાળને અનુકૂળ સમયે મને સાનકૂળ ન થશે? સમય આવે કંઈ ઓછું રહેતું જ નથી. ઈશ્વર સરખો દાતાર છે."

"લબાડી!" રાતા ટોપની રાણીએ શાંત શબ્દથી ટુંકાણમાં રસ્તો કાપવામાટે શબ્દોચ્ચાર કીધો, ને પછી થોડો સમય પોતાને શું બોલવું છે તેનું મનન કરી ગઈ, ને કટાક્ષમાં પોતાનું બોલવું અગાડી લંબાવ્યું ને ખૂબ મેહેણા મારી ડામડા દીધા: "એ બધી તારી મિથ્યા લવારી છે, ને તારી લબાડ વાતો હવે કોણ સાંભળશે? કાળ ક્યાંથી મહાપુરૂષોને ઉત્પન્ન કરશે? તેના કંઈ ચિન્હ પણ દેખાડશે કે આકાશમાંથી ગેબી આપશે? તારી અસાધારણ બુદ્ધિને ધન્ય છે કે તારી મોટી મોટી ઉત્કંઠિત ઇચ્છાઓને વેગમાં બહાર પાડે છે, પણ કંઈ સ્વભાવવૃત્તિનો વિચાર કીધો? પ્રાચીન અને અર્વાચીન કાળમાં બહુ મોટા મોટા બનાવો બનેલા છે, ને ઘણા બારીક પ્રસંગો આવ્યા છે, તોપણ તારા બોલવાનું કંઈ જ સાર્થક તેં કીધું નથી, તો હવે તું બોલવાનું સાર્થક કરશે એની મને લેશમાત્ર પણ આશા નથી. બીજી પ્રજામાં કાળે કાળે મહાપુરૂષો ઉત્પન્ન થયા છે, ને કાળે કાળે ઘણો મોટો અદ્ભૂત ફેરફાર થયો છે, પણ એક સહસ્ર વર્ષમાં હું તો તને જેવી ને તેવી ચૈતન્ય-રહિત જડ નિહાળું છું. જ્યારે તું કહે છે કે કાળ મહાપુરૂષોને ઉત્પન્ન કરશે, ને એ પ્રમાણે બને છે, ત્યારે તારા મહાપુરૂષો, મહાત્માઓ, શૂરવીર સૈનાધિપો અને સર્વોપરી રાજાધિરાજો '૫૭ ના બળવા વખતે ક્યાં ઊંઘી ગયા હતા? તે વખતે કેમ મેદાન પડ્યા નહી? તે વખતે જેણે આગેવાની કરી હોત તેને હું કીર્તિનો મુગટ પેહેરાવી અમર કરત અને ઇતિહાસમાં તે દેવસ્વરૂપે પૂજ્ય ગણાત. એ વખત, એ કાળ નો' તો? એ સમયના જેવો સારો સમય બીજી કયી પ્રજાને હાથ લાગ્યો હતો? પણ બીજી પ્રજા કરતાં તારી પ્રજામાં કંઈ અદ્ભૂત વિચિત્રતા હું તો

હંમેશ જ જોઊં છું, કે જ્યારે પુરાણપ્રસિદ્ધ નગરોમાં ઉથલપાથલમાં આગેવાની કરનારા ઓચ્છવો થાય છે ત્યારે તારા પુત્રો પોતે પોતાને જ નિંદે છે. '૫૭ ના બળવામાં જેઓએ આગેવાની કરી મોટી ઉથલપાથલનાં ચિન્હ દર્શાવ્યાં તેમને આજે સઘળા જ એકે અવાજે નિંદે છે; અને તેનાં કારણો જોતાં તેઓ તેને પાત્ર પણ છે. જે ફેરફાર કરનારા હતા, તેઓએ વિજયમાળા પેહેરવાને બદલે અને દેશમાં કંઈક સંગીન ફેરફાર કરવાની ઈચ્છાને બદલે, પોતાની વર્તણુંક એવી તો દર્શાવી કે તેમના ભવ્ય પ્રતાપી ને પ્રૌઢ કાંતિમાન્ કર્મ છતાં, તે અપયશયુક્ત નામોશી ને કેહેણી રૂપ થઇ પડ્યા છે. તેઓનાં નામો તો તને શાપરૂપ છે. ક્યાં ગયું હતું તારૂં સ્વદેશાભિમાન કે જ્યારે પ્રત્યેક સુબેદાર લશ્કરનો સરદાર હતો, ને પ્રત્યેક સૈન્યાધિપ મહારથી હતો ને પ્રત્યેક શીલેદાર તોપખાનાંનો કર્નલ હતો, ને જે સઘળા પોતાની આસપાસના મુલકમાં ત્રાસ ને જુલમ જુલમની બૂમો પડાવતાં હતાં ત્યારે ? જનદયા ને સત્ય પ્રમાણિકપણું ક્યાં સંતાયું હતું કે જ્યારે કાનપોરના મેદાનમાં ને લખનૌની નદીમાં પાણી સાથે લોહીને મેળવી દઈ રક્તનો પ્રવાહ વેહેવા દીધો ત્યારે ? જ્યારે પુરભૈયા, બાંકેરાવ ને તુરકમીરઝાંઓએ બાહાદુરશાહ (કમબખ્ત) જેને તેઓ દિલ્લીનો બાદશાહ કેહેતા હતા તેની છાતીપર તરવાર મૂકી કહ્યું કે, 'સસૂર, કૂચ નહી સમજતા, જાનકી કસમ, જીસકા શિરપર જુતા રહેગા વો બાદશાહ બનેગા. અમેરા હુકમ સુન, અબ અમેરી સાથ ઉઠ, નહી તો શિર સલામત ન રેહેગા,' ત્યારે તારા વ્યવસ્થાનિયમ ક્યાં ઊંઘાઈ ગયાં હતાં ? બ્રિટિશ તોપના મારા સામા, બહુબહુ મુશકેલિયતે માત્ર એક જ લડાઈ લડી શકયા, ને તેમાં પણ જોઈએ તે કરતાં વધારે પાયમાલ થઈ શરમ ભરેલી હારે પાછા પગલાં ભર્યાં, ત્યારે તારૂં લશ્કરી સામર્થ્ય કયાં ગયું હતું ? મેદાનમાં પડીને જે સમયે દેશનું રક્ષણ કરવાનો સમય હતો, ને લોકોને રાજી રાખીને પોતાનો બચાવ કરી રક્ષણ કરવાનું હતું, અને પરદેશીઓને હાંકી કાઢવાની સંધિ હતી ત્યારે તારા રાજનીતિજ્ઞ પુરૂષો કયાં હતા ? લશ્કરી બળ ઘણું વધી પડયું હતું, ને જેને નિયમમાં રાખવાની સૌથી મોટી જરૂર હતી, ત્યારે તારા કેહેવાતા મહારથી ને ભટરાજો કયાં ગયા હતા ? અને પેલી મોટી મોટી વ્યૂહરચના કરનારા કેમ મેદાન ન પડ્યા ? શિખ અને બંગાળાના તારા શૂરા પુત્રો, પોતાના જ દેશના શત્રુને, ને પોતાના બાંધવોને કતલ કરનારાઓના વિજયધ્વજને શરણે જઈ પોતાના સ્વબાંધવોને પરાભવ પમાડવા, મોટો વિજય મેળવવા ગંગાનદી

ઉતરી દોડી ગયા, કે જે વખત પોતાના દેશને પરદેશીના હાથમાંથી છોડવી માટે સ્વાધીન કરવાનો હતો, ત્યારે તારા કીર્તિવંત અને વિજયવંત પુત્રો પાંચ હજાર માઇલ દૂરના પરદેશી મ્લેચ્છ જે તારી દેશોન્નતિનો ભંગ કરનાર છે, ને બ્રિટાનિયાના પુત્રો ખરેખરી બાદશાહી કરતા હતા, તેમને શરણે જઇ તારી સામા સમશેર ઘુમાવી, તારા દિલમાં બેયોનેટ ઘોંચી, આ તારાને ગોળીથી ઘાયલ કરી લોહીથી તરબોળ કીધો, અને તારા જ સામર્થ્યથી બ્રિટાનિયાને કીર્તિવંત કીધી, ત્યારે તારૂં કેહેવાતું ઐક્ય, વિશ્વાસ ને દેશદાઝ ક્યાં જતાં રહ્યાં હતાં ? ક્યાં જતું રહ્યું હતું તારૂં સ્વાત્માર્પણ ભોગભક્તિ, જ્યારે માત્ર એક અમીરી ગુણથી સંપન્ન સ્ત્રી, "એમેઝોન"નું સ્વરૂપ ધારણ કરી સૈન્યને મોખરે ઉભી રહી, ને મોટું નામ રાખનારા ને ગર્વથી મૂછપર તાવ દેનારા સરદાર, ઠાકોરઠકરાઓ નાસભાગ કરી રહ્યા હતા; અને જે સમય ગૌબ્રાહ્મણપ્રતિપાલન કરવાનો હતો, કે જેને માટે આજે સેંકડો વર્ષ થયાં તું બોલ્યાં કરે છે, તે બોલ પાળવાનો સમય હતો ત્યારે ? એક સુંદરીને ભોગમાટે હોમતી વખતે તેઓ શરમાયા નહી, ને તેઓના પરંપરાના ધર્મને ઝાંખ લાગી નહી ? હિન્દ, તું જે બોલે છે તેનો સહજ પણ વિચાર કીધો છે ખરો ? આજે જો તારી પ્રજામાં "દેશોદ્ભવતા" (Nationality) હોત અને તારી પ્રજા, જે મહાન્ ગુણ તું કેહે છે તે ધરાવતી હોત તો, યાદ રાખ હિન્દ, કે આજે તારી આંખમાંથી અશ્રુપાત થાત નહી અને તારા ને બ્રિટાનિયા વચ્ચેનો ઝઘડો જાણી હું આવત પણ નહી. તારી પ્રજા ને તારા પુત્રોએ એવા ઉચ્ચ પ્રકૃતિના ગુણ ધારણ કીધા હોત તો મે ને તેં કયારનો સહીપણાનો દાવો બાંધ્યો હોત; કેમકે જ્યાં તારી આવી ઇચ્છા થાત ત્યાં મારા વગર ચાલત જ નહી અને આ બ્રિટાનિયા કયારની પોતાના દેશમાં નીરાંત જીવે ઊંઘ કહાડવા ગઈ હોત; એ તારૂં સ્વપ્ને પણ નામ દેવાને અચકાત, એટલા જ માટે કે એને કાહાડવા માટે તારા લાખો ને કરોડો પુત્રો જમીનદોસ્ત થાત અને એને પણ તેટલો જ બદલો સામો આપવો પડત, જેના લોહીમાં ખરડાયલા એના હાથ એ સદાકાળ યાદ રાખી, તારી તરફ કદીપણ નજર કરવાનો વિચાર કરત નહી. પણ એવી બાબતો માટે તારામાં શક્તિ જ નથી, અને તું ગમે તેવી કર્મભૂમિમાં વસનારી ગણાય છે, તોપણ એ ઊંચા પ્રકારના કર્મના જયનું સુખ લેવાને તું યોગ્ય થઈ નથી. જ્યારે બીજી પ્રજાની ચઢતી ને ફેરફારના દૃષ્ટાંત આપવાના આવેશમાં તું આવી જાય છે ત્યારે તને તારૂં પોતાનું ખરૂં સ્વરૂપ બરાબર સુઝતું નથી, તું એકદમ અંધત્વને

પામે છે. જે જે અન્ય પ્રજાના મહાપુરૂષોનું નામ તું હમણાં દઇ ગઈ તેમાંનો કોઈ, કોઇ કાળે પણ તારામાં હતો? આસ્ટ્રિયાની વાત જાણે છે કે તેની શી અવસ્થા હતી તે? એ હેપ્સબર્ગ, લુટારાનો સરદાર ને યમપતિથી શ્રેષ્ઠ, ૬૦૦૦૦૦ બેયોનેટવાળા સીપાહીઓને રાખવા છતાં કેટલીવાર મેક્ષીકોને રાખી શક્યો? અને પોતાનો આશ્રય નજીકમાં હતો, ૨૦૦૦૦૦ સૈન્ય તો હ્યાંથી ત્યાં ને ત્યાંથી હ્યાં ઘૂમતું હતું, મદદમાટે માત્ર આલ્પ્સ ઓળંઘવાનો હતો તે છતાં આસ્ટ્રિયા ઈટલીને કેમ સાચવી શકયું નહી? તું કેહે છે તેવી સ્થિતિ તારી નથી, તે છતાં માનીએ છિયે કે તારૂં કેહેવું સાચું છે; તો પણ કોઇ અસાધારણ તીક્ષ્ણ તીવ્ર મહાન્ બુદ્ધિનો મહાપુરૂષ કોઇ સીઝર, નેપોલિયન, ક્રામવેલ કે શિવાજી બાહાર નિકળી પડે, ને રણસ્થંભ રોપીને મેદાન પડે, પોતાનો વિજયધ્વજ ઉડાડીને સૌને આકર્ષે, તોપણ કયી રાજ્યશક્તિ તેને આશ્રય આપે, તેના વિચાર પ્રમાણે દોરાય અને આ બ્રિટાનિયા જે તારા કેહેવા પ્રમાણે ભરતખંડની પ્રકટ શત્રુ છે, તેની સામા લડવા તૈયાર થાય? અને તારા પુત્રો, તું આશા રાખે છે કે તે મહાપુરૂષને પીછાની, તેની ઈચ્છા પ્રમાણે વર્તે અને તેનો વિશ્વાસ રાખી તેની પૂઠે દોરાય? રામરામ કર, એ બને જ કેમ? સાંપ્રતકાળનું તારૂં રાજ્યબંધન એવું તો છે કે ગમે તેવી કોઈ રાજવીર પુરૂષ માટે ખાત્રી છતાં પણ તેને આશ્રય આપી શકે જ નહી, ને કોઇથી લેવાની હિમ્મત પણ થાય નહી; કેમકે તારા બહુ વિચારશીલ, નિપુણ ને તત્વશાસ્ત્રથી પ્રવીણ રાજનીતિવેત્તાઓએ તો એક મોટા દુર્ગુણથી બ્રિટાનિયાને ગુલામી ખત લખી આપેલું છે; જે દુર્ગુણ જ્યાંસુધી ચાલુ રહ્યો ત્યાં સુધી કોઈ કાળે પણ તારૂં ઓલ્યું બનવાનું નથી. બ્રિટાનિયાના રાજબંધનનાં મૂળતત્વો એવાં તો સુદૃઢ છે કે તેથી ગમે તેવો તારો વીરપુરૂષાર્થી હોય તોપણ તે અંધકારમાં જ પડી રેહે, ને કદી બહાર પડવાનો વિચાર કરે, પણ આંખ સમક્ષ હજારો અડચણનો દુર્ઘટ કોટ આવીને ઉભો રેહે, જેથી તે ચેં કે ચું કરી શકે જ નહી; અને સ્પર્ધાસ્પર્ધાનો, શ્રેષ્ઠતાનો આગ્રહ એવાં તો સજડ મૂળની પેઠે બાઝેલો છે કે જેનાં મૂળ આગળ કબીરવડનું મૂળ લેખામાં જ નથી. તેવા પક્ષકારો અલ્પ સ્વાર્થને માટે સામા થઈ પડે, તેથી કવચિત્ જ કોઈ વિરલો બુદ્ધિબળથી સમજુતી કરી પરાક્રમ દર્શાવી દિવ્યાસન પામે, પણ એથી ઉલટું સહજમાં બને. શંકીલાં રાજ્યો ને માનના લોભીઓ મહારાજ્ય આગળ જઇને માન મેળવવા માટે, પોતાનાં પેટમાં કંઈ દુઃખતું હોય તોપણ કંઈ બતાવી, કાંતો પેલા સમર્થના પોતે કકડા

કરી નાંખે અથવા મહારાજ્યને રાજદ્રોહી ગણી સોંપી દેતાં વિલંબ ન કરે! કદાચિત્ ઈશ્વરેચ્છા તને સાનુકૂળ હોય–પ્રભુની ઇચ્છા ન્યારી જ છે–અને કોઈ પરાક્રમી વીર ક્રોમવેલ, ઔરંગજેબ, શિવાજી કે વોશિંગ્ટન નીકળી આવે અને મહાદ્ભુત કર્મ કરી દેશના સર્વે શત્રુઓને પરાભવ પમાડી, આર્ય-ધ્વજથી હસ્તિનાપુર કે ઉજ્જયિની શોભાવે, તો તારી ઐતિહાસિક રેહેણી-પરથી એટલું તો હું સ્પષ્ટ માનું છું કે, તે પોતાની જીંદગી સુધી જ કંઇ એવું સુદૃઢ રાજ્યબંધન સ્થાપી તારા પુત્રોને યુનાઈટેડ સ્ટેટ્સ, જેવા સ્વતંત્ર રાજ-વીર કરે નહી, અને તેના મૂવા પછી તેનું રાજ્ય અને તારા પુત્રો, તરવાર અને બેયોનેટમાં રોળાઈ જાય ને પ્રાચીન કાળના જેવી અંધાધુની આવી પડે. એવું તો બનવું અશકય જ છે કે બીજા દેશો પેઠે તે મહા પરાક્રમ કરી દેશમાં સ્વસ્થતા સ્થાપે. શિવાજી તારો મહાપુરૂષ નિકળી આવ્યો હતો ને તેણે ઔરંગજેબને ત્રાહે ત્રાહે પોકરાવી હતી, તેટલું છતાં તેના પછી તેના વંશજોએ શું ઉકાળ્યું? તેઓ કેમ પોતાનું મેળવેલું સાચવી શકયા નહી? હોમેશના આયુષ્યવાળી હિન્દ, હું તને સત્ય કહું છું કે બ્રિટાનિયાને સ્વદેશ મોકલવા વિષેનો તારો અવાજ, ખરી રીતે તને આત્મઘાતી, સ્વઘાતક બના-વવાનો અવાજ છે. કોઈ માઇનો પૂત વોશિંગ્ટન જેવો પરાક્રમી નિકળે અને પોતાના સ્વદેશ માટે નિઃસ્વાર્થે લડી, મોટું પરાક્રમ દર્શાવી, અજિત પરદેશી શત્રુઓને ખડેદી કાઢી, દેશને મુક્ત કરી, પછી નિર્લોભતા દર્શાવી, ખરો રાગી છતે વિરાગવૃત્તિ ધારણ કરી, જીવનમુક્ત સમાધિનિષ્ઠ થઈ દેશનું કલ્યાણ કરે એવો સમય અતિ દુર્લભ, રે માન કે દુર્ઘટ છે. તારે માનવું કે જ્યાંસુધી તેવો વીર ઉત્પન્ન થાય નહી અથવા તારા પુત્રો 'હું ને મારો હક્ક'એ સમજતા થાય નહી ત્યાં સુધી બ્રિટાનિયા દેશ છોડી જશે નહી. તારી પ્રજા બરોબર સમજતી થાય નહી ત્યાં સુધી કદી પણ મહાસુભટ્રાજ નિકળવાનો નથી. કોઈ નીકળે તો ઝલકી પાદો હંમેશને માટે હોલવાઈ જશે, ને ત્યારે જે દુઃખો હમણાં તારાથી દૂર થયાં છે તે દુઃખો પાછાં જારી થશે; જ્યાં ત્યાં લડાઈ, લૂંટાલૂંટ, ચોર પિંડારાનો ભો અને રાતદિવસ અશાંતતા ચાલુ થશે; તારા સીંગ અને ખાન, રાવ અને ઉમરાવ સર્વ પરસ્પર અન્યોઅન્ય સત્તા મેળવવાની ઉત્કંઠામાં, કંઈ સાધન સમયને લીધે લશ્કરને સ્વાધીન લઈ અતિલોભે અતિસ્વાર્થી કર્મ કરતાં રણજંગ મચાવી પોતાનો ને સાથેલાગો તારો નાશ કરશે. એ સિવાય બીજું તું શું ધારે છે?"

"ઉભી રહે,' જેનો કદી પણ ઉત્તર ન અપાય એવી સુંદર વાણી

સ્વતંત્રતાની સાંભળી, પોતાથી ખામોશ ન થયાથી એકદમ વચ્ચે હિન્દ મર્યાદા વેગળી મૂકી બોલી ઉઠી; "તારૂં કહેવાનું હવે પૂર્ણ થયું કે નહીં? તેં જે બ્રિટાનિયા તરફથી 'બ્રીફ' લઈ મારી તકરારને છેદનભેદન કરી નાંખી છે, એપરથી મને સ્પષ્ટ સમજાય છે કે, તું આ ચાલતા કજિયાનો નિવેડો આણવા આવી નથી; પણ તારી સહીનો બચાવ કરવા આવી છે. પણ તું એમ ગર્વથી ફુલાઈશ મા કે તારૂં બોલવું મેં માન્ય કીધું છે. કાળકાળની ગતિ અતિ વિલક્ષણ હોય છે; અને તેથી એક કાળમાં એક વર્તમાન ઉલટા જણાય તે બીજા કાળમાં વળી સુલટા પણ બનેલા તારા જાણવામાં કાં નથી? હાલમાં હું સ્થિતિભ્રષ્ટ, બુદ્ધિભ્રષ્ટ, નીતિભ્રષ્ટ, અને રાજ્યભ્રષ્ટ છું, તેવા વખતમાં તું જે વસ્તુ માંગે છે તે ક્યાંથી મળે તે તું જ વિચાર. નેપોલિયન વરસેલીસના મેહેલમાં સ્વિયારાજ્ય સ્થપાયું ત્યારે નહોતો એમ કોઇથી કહેવાશે નહી, પણ સમય સાનુકૂળ નહોતો એ તો માન્ય કરવું જ પડશે. એના હાથમાં લશ્કરી સત્તા આવી ને એ ફાવ્યો ને પછી બુદ્ધિબળ અજમાવવા માંડયું ને અંતે સર્વોપરી સત્તા સ્થાપી યૂરોપને ધુજાવી મુકયું. પણ એટલો સમય આવ્યો નહોત, તો પછી એ ગમે તેવો પરાક્રમી છતાં પણ શું કરત? તું કેહે છે તે ખરૂં છે કે તેવાં ચિહ્ન દેખાતાં નથી કે મહાપુરૂષ હોય, પણ તું કેમ ભુલ કરે છે? યુનાઇટેડ સ્ટેટ્સવાસીઓ ઘણા જુલમથી ઘણા ગભરાતા હતા ને તેઓના હાથમાં કશી પણ સત્તા નહોતી, નહી કર મુકવાનો અખત્યાર, નહી લશ્કરી સામગ્રી, નહી અનુભવી સેનાધિપતિઓ, નહી કેળવાયલું લશ્કર, અને સામ. શત્રુઓ તો સર્વ વાતે શ્રેષ્ઠ હતા, તે છતાં પણ તેઓ સ્વતંત્ર થયા, તો વખત આવે આ મારા પુત્રો કેમ ન થાય? '૫૭ ના બળવા વખતે જે ઉગ્ર શક્તિના ગુણભેદ તેં બતાવ્યા ને તે માન્ય ન થયા ને તેથી જ પરાજય થયો એમ નહોતું, પણ લોકોની લાગણી બળવાખોર તરફ નહોતી ને બળવાખોરોએ ક્રોધના આવેશમાં રૂડી સંધીનો ભુંડો ઉપયોગ કીધો. બાકી તે વખત જો આજે હોત તો યાદ રાખવું કે આજના હાલ ભુંડા બનત, તે વેળાએ પીળું એટલું સોનું બતાવવામાં આવ્યું હતું. લોકોનો મોહ ઘણો વધી પડ્યો હતો ને ખરા લાભની વસ્તુનો પરિત્યાગ કરી મોહક વસ્તુથી લોભાઈ ગયા હતા, એટલે તેઓએ ઈશ્વરોપાસના કરી બ્રિટનનો જય ઈચ્છયો, તેમ જ જે બળવાખોર હતા તેઓએ પણ બહુ બહુ વિપરીત કર્મ આદર્યાં. પણ હવેની પ્રજાના વિચાર તો તદ્દન જુદા જ છે. તેઓ પોતાનો લાભ શામાં છે તે સારી સારી રીતે જાણી ગયા છે ને

બ્રિટાનિયા કેવી કેવી યુક્તિપ્રયુક્તિથી કામ કાઢી લે છે, કેવી ગોળાલડાઈ કરાવે છે ને કેવા કેવા પ્રપંચોથી છેતરી જાય છે તે પણ નાનામાં નાનાં બાલકથી તે મોટામાં મોટા રાજસુજ્ઞ સુદ્ધાં સર્વે પામી ગયાં છે. લોકોમાં જરા પણ વિશ્વાસ રહ્યો નથી ને તેથી ખરા શૂરવીર નરોના દિલમાં બહુ લાગે છે, પણ તેઓ શું કરે? ઓથ ન હોવાથી બળીજળીને બેસી રહે છે, પણ સમય આવે ત્યારે આટલી ૨૫ કોટી પ્રજામાંથી શું એક પણ વીરપુરૂષ નીકળશે નહી? દેશમાં જો તું જોશે તો રણોત્સાહી પુરૂષો ઠામ ઠામ નજરે પડે છે, તો તેવામાંથી કોઈપણ રત્ન નિકળીને સર્વથી અદ્ભુત કર્મ દર્શાવી તને ને મને સાનંદાશ્ચર્ય પમાડશે. કંઈ એવો નિયમ જ નથી કે ખાણમાંથી જ રત્ન નિકળવાં જોઈએ, તે તો કોઈ તેવી અવાવરી જગ્યામાંથી પણ મળી આવે છે. એમ જ દેશને દોરવનાર ગમે તે એક સ્થળમાંથી સમય આવ્યો તો નિકળી આવશે જ. સંધિ જોઈએ છે. હમણાં આવા વિચાર બતાવી કોઈ મોટા પુરૂષ મેદાન પડે તો તેના ટુકડેટુકડા કરી નાંખે અને મહારાજ્યને સ્વાધીન કરે ને તેનો શિરચ્છેદ થાય, પણ જો એમ જણાવવામાં આવે કે આજે પૃથ્વીરાજનો વિજય ભીમદેવપર નક્કી થવાનો છે તો તત્ક્ષણ ભીમદેવનો ત્યાગ કરી પૃથ્વીરાજના પક્ષમાં સઘળાં રાજ્ય ભરાઈ જાય. પણ તેવી ખાત્રી ન હોવાથી જ તેવા વીરનો અનાદર કરે છે. જેને હું સુવર્ણયુગ કહું છું તે તે કાળમાં શું નહોતા સૈન્યાધિપતિઓ ને કોશાધિકારીઓ ને દેશરક્ષક અને રાજનીતિજ્ઞો? ચીન અને ઈરાન સામા યુદ્ધ કરવા જે પ્રજા ગઈ હતી અને સેમીરામીસ રાણીને હંફાવી હતી ત્યારે દેશમાં શી અવ્યવસ્થા થઈ હતી? આ તો માત્ર કહેવાની વાતો છે, કે એકની જગ્યા બીજાથી પૂરાય નહી; પણ કયા રાજ્યનું ગાડું તેના સર્વથી શ્રેષ્ઠ રાજનીતિવેત્તા કે શાહનશાહના જવાથી અટકી પડયું છે? એકાદ દાખલો આપી શકશે? નહી જ. તું ગમે તેવી કાબેલ અને સર્વમાન્ય મહાદેવી છે, તોપણ તારાથી એ તો નાકબુલ કરાશે જ નહિ કે ઓશિયાળા અવતારમાં કંઈ પણ તરંગી કે ઉમંગી કામ કરાય જ નહી, અને તરંગી કામ આરંભ્યા વગર યશ પ્રાપ્ત થાય નહીં. મહત્ કાર્ય કરવા માટે આવેશમાં ગાંડાં થવું જ જોઈયે, ને ગાંડાઈમાં જય મળ્યો તો પુરૂષાર્થ માન્ય થાય, નહિ તો અપમાનને પામે. પણ ગાંડપણનો જોસ્સો મનમાં લાવ્યા વગર મનના વિચાર મનમાં જ રાખવા પડે; કેમકે ઉત્તરોત્તર હવણાંનું બંધન એવું છે કે જે તારાથી પણ નાકબુલ કરાય તેમ પણ નથી, જો કે તું તારી સખીની વાહરે આવી છે તથાપિ નવા વિચાર બહાર

પડતા જ તેને ચગદી નાખવામાં આવે છે, તો પછી તેનો પ્રયોગ કરવાની તો વાર્તા જ ફોકટ. માંગી વસ્તુ મળતી નથી, ને વસ્તુ મળે નહી ત્યાં સુધી થોભવું એ વળી મૂર્ખ માણસનું લક્ષણ છે. જો ઇટાલીએ ગારીબાલ્ડીને શોધવા અને ગ્રીકે પેલા ચમારના પુત્રને શોધવાને માટે વિલંબ કીધો હોત તો શું આજે તેઓ સ્વતંત્ર થઈ તને અઘત ? અને એમ જ, જ્યાં સુધી વોશિંગ્ટન હોય નહિ ત્યાં સુધી આપણાથી યુદ્ધ થાય જ કેમ, સામા શત્રુ પ્રબળ છે, તેઓ સર્વ વાતે પૂરા છે, ઘડીમાં કચડી નાખશે, તે પછી ગમે તેવા સુધરેલા છતાં પણ તોબાતોબા પોકરાવશે, એમ વિચાર કરીને સૂનમૂઢ માફક અમેરીકનો બેસી રહ્યા હોત તો કાળાંતરે પણ તેઓ પ્રજારૂપે સોહત ખરા ? ફ્રેડરિક* જ્યારે મેદાને પડ્યો ત્યારે તેને કોની સહાયતા હતી ? પણ એક વાર મેદાને પડ્યો તો સમર્થ શત્રુઓને પણ નમાવ્યા ને જર્મનીને મહારાજ્યમાં ગણાવ્યું. બુદ્ધિ તથા ચાતુર્ય, અનુકૂળતા તથા અનુભવ એ જો વીરમર્દને હાથ આવ્યા તો સંધિસમયે ગમે તેવો સમર્થ શત્રુ હોય તોપણ તેઓનો પરાજય એવો કરે કે તે અસાધારણ બુદ્ધિના પુરૂષના ગૌરવ પ્રકાશે ને મહાન્ પુરૂષ પણ પોતાનું મોહોડું તેના સમક્ષ બતાવી શકે નહીં.

"છટ ! છટ !" અતિશય ખીજવાયલા વિચિત્ર ચેહેરેથી સ્વતંત્રતા ધીર વીરમાનદ સર્વથી શ્રેષ્ઠ એવી જે હિન્દ તેના પ્રત્યે બહુ જ તિરસ્કારથી બોલી; "એ ભીરૂ, તને તારી સ્થિતિની જરા પણ ખબર નથી એટલે આમ મન મૂકીને બકી જાય છે, પણ યાદ રાખજે કે તારા બોલવામાં રતિભાર પણ વજન મૂકવાનું મને કારણ મળતું નથી. તું દેવ જેવું માન આ પૃથ્વીપર પામી છે, તેમાં જ તારાથી મોટો દેવ આજે પૃથ્વીપર જન્મ્યો છે તેને જોઈ શકાતો નથી, ને તેના તેજથી જે અંધત્વ તને પ્રાપ્ત થયું છે તે અંધત્વવડે તને કોઈ પણ વસ્તુની ખરી પીછાન નથી, હવે તું શું કહે છે ? બીજી બધી પ્રજાના પ્રતાપ પ્રભાવશ્રી ને ગુણશ્રીનાં તને હવણાં જ દર્શન થયાં છે, તેટલામાં જ આમ વહી જઈને બોલી જાય છે, તો સાંભળ, હે સખી, એમ બકવામાં તારૂં જરાપણ તત્ત્વબળ જણાતું નથી, પણ તું જાડી બુદ્ધિની સૌને જણાય છે. પ્રાચીનકાળથી જ તારૂં રાજ્યબંધન જે પ્રકારનું છે, તેમાં તેં જરા પણ વધારો કીધો નથી. તેં એમ જ માન્યું કે જે છે તે જ સંપૂર્ણ છે, પણ એમ સંપૂર્ણતા આવે કેમ ? જ્યારથી તારૂં રામરાજ્ય થયું ત્યારથી જ તને

* જર્મનીને મહારાજ્યમાં આણનાર. એના શૌર્ય પરાક્રમ, જયવિજય લક્ષ આપવા યોગ્ય અભ્યાસ કરવા યોગ્ય છે.

તેજ પ્રિય જણાયું છે, ને તારા મોં આગળ બીજો નમુનો નહોતો તેથી તેમ માનવાને તને કારણ પણ હતું, અને ખરેખરી રીતે એ સામ્રાજ્ય સર્વથી શ્રેષ્ઠ કોઇપણ કાળમાં ગણાય જ; કેમકે તારા રામની નીતિ સર્વોપરી અભિવંદન કરવા યોગ્ય છે. પણ તે કાળ કયો, આ કાળ કયો, તેનો કંઇપણ વિચાર છે? આ કાળ કંઈ અજબ રીતનો જ છે. તે કાળમાં સંહાર થવો એ રાજાની મરજીપર હતો, પણ હવે પ્રજાજ પોતે રાજપદ ધારણ કરીને બેઠી છે, તો તેઓને માટે નવી વ્યવસ્થા ને નવું રાજ્યબંધન ધર્મબંધન જોઇએ જ. તેમાંનું તેં કશું કીધું નથી. અને એ પણ રહ્યું; પણ તેં એક જ વસ્તુમાં તારૂં હિત માન્યું કે "યુદ્ધ જ કરવું." પણ તે માટે કોઈ પણ જાતના નિયમ સ્થાપ્યા નહી. તારા મહાભારતના યુદ્ધને માટે જ વિચાર કરની, કે ભીષ્મ બલવંતે જ્યારે પ્રતિજ્ઞા, પિતાની ઇચ્છાને અનુસરવા લીધી ત્યારે જે તારૂં પ્રાચીન બંધારણ હતું તે તૂટી ગયું હતું, ને તેજ વેળાથી તારે જાણવું હતું કે હવે આર્યસત્વ ગયું! પણ રીતિ રાખી પ્રાચીન, ભીતિને આવતી તપાસી નહી ને નીતિનો વિચાર કીધો નહી. એ મહાભારતના યુદ્ધ વખતથી જ તું પડતીમાં છે, ને તારાં દાચાં બેઠેલાં હું જોઉં છું. લાંબો કાળ વીત્યો ને લાંબા કાળમાં તું ઘણાનો માર ખાતી આવી, ને તેમાં તારૂં સઘળું શૌર્ય નાશ પામ્યું. ઇરાની, દુરાની ને મોગલોએ ચઢાઇઓ કીધી તે વેળાએ કોઈ પણ રીતે તેં બચાવ કરવો ધાર્યો જ નહી. શાહબુદ્દીન ઘોરી, બાબર, ને છેલ્લે છેલ્લે અફઘાન દુરાની ને નાદિરશાહ આવ્યા ત્યારે પણ તને વખત મળ્યો નહી, કેમ? એ વેળાએ તારે માટે સમય સાનુકૂળ નહોતો, કે જ્યારે તારાં જ રાજ્યો હતાં, તારો અંકુશ તારા પુત્રોપર વિશેષ હતો, તને પૂજ્ય ગણતા હતા, સૈન્યાધિપો ને કોશાધિકારીઓ પણ હતા ને થોડા કે ઘણા ગામનો ધણી પણ સરદારી લેવાને સામર્થ્યવાન હતો ત્યારે? તને શું એ સમય અનુકૂળ ન આવ્યો, વખતે યારી ન દીધી, તો હવે જ્યારે નથી તારૂં રાજ્ય, નથી સૈન્યાધિપો, નથી વ્યવસ્થાધિકારી ને તારા પ્રત્યેની પ્રીતિનું છેદનભેદન થઇ ગયું છે, કેટલાક તારા જ પુત્રો આ તારી કેહેવાતી શત્રુને માનથી મુકુટ પેહેરાવે છે, તેની આપેલી દાનદક્ષણાથી પોતાને મહા મોટું માન ગણે છે, જે લુખ્ખાં માનથી તેઓનો કશો પણ મકર રંધાય નહી ને જેથી માન લેનારના છોકરા સુખી પણ થાય નહી, તેવા ઠાલા માનથી કુલાઇને તને નિંદે છે; શૂદ્રત્વ પ્રાપ્ત થયું છે, ને સેવા કરવી જારી કીધી છે; મોટાં મોટાં કામ ઉપાડવામાં બીકણપણું, દીનતા ને ભયને અગ્રે ધરે છે; માતૃદ્રોહી, દેશદ્રોહી,

ધર્મદ્રોહી ને આત્મદ્રોહી બની પરદેશી રાજ્યનો આદર કરી તેના તરફ ભક્તિભાવ બતાવી રાજી થાય છે. સૈન્યાધિપ તો રહ્યા, પણ સાધારણ તરવારિયાના કામને પણ લાયક રાજકુળમાં કોઇ નથી, અને કેળવણીના પ્રતાપથી પેલા કેળવાયલા તારા "સેન્ટીનલો" સ્વાર્થી ને આપમતલબીયા બન્યા છે, જે એક કૂતરાના ભસવાથી ત્રણ કોશ દૂર નાસે તેવા છે, તો કયો સમય આવે તું ઉકાળવાની છે? પણ જ્યારે સર્વ જાય છે, ધનધાન્ય પુરૂષાર્થ જાય છે, શરીરની શક્તિ જાય છે, મનનો ઉમંગ જાય છે, રાજ્યમાંથી સત્વ જાય છે, દીનહીન હાલત થાય છે, ત્યારે તેની સાથે બુદ્ધિ પણ જાય છે, તેની અક્કલનું પણ ઠેકાણું રેહેતું નથી, તેમ તું શોકાકુળ થવાથી ખરેખરૂં તારૂં શું છે તે પણ તને માલમ પડતું નથી. હવણાંની તારી સ્થિતિ જ કેવી અધમ હાલતની છે, કે આખા દેશમાંથી એકપણ પુરૂષ જણાતો નથી, એથી વધારે તે શી અધમતા હોય? ગ્રીક પડયું પણ તેનું સત્વ ગયું નો'તું. રોમનોમાં પણ પુરૂષો હતા. હજી પણ બીજા પરતંત્ર નગરોમાં, ત્યાંના હાકેમોના જુલમ છતાં સ્ત્રિયારાજ્ય થયું નથી, પણ તારી કુખે જન્મેલાઓ તો સાધનબળે પણ પુરૂષપણું તજી બેઠા છે, ને તેટલું છતાં પણ લજ્જા પામતા નથી એ પણ બલિહારી તારી ગાઉં છું. રે હિન્દ, તારામાં આટલી બધી પોકળ પતરાજી આવી છે એ અતિશય ખેદ પામવા યોગ્ય છે. વોશિંગ્ટન જે પ્રજામાં ઉત્પન્ન થયો ને નેપોલિયનને જે ત્રાસ વર્તાવ્યો તે પ્રજા જૂદી જ છે ને સૈમન ઓલીવર* પણ જૂદા જ હતા. ક્રામવેલ ગમે તેવો હતો પણ આખી પ્રજા જો તેના પક્ષમાં નહોત તો પછી તેને ચઢવાનો દહાડો ક્યમ આવતે તે જણાતે. પણ તારી પ્રજામાં તો મૂળમાં જ મીઠું નથી. જનમંડળમાં હજી પણ તારી તરફ પ્રીતિ નથી જોઇયે તેટલી. તેમ ઘણો ભાગ તો મિથ્યા માનને માટે તલ્પે છે; બે ભાગ પ્રજામતમાં પડેલા છે, એક તો તને તદ્દન ધિક્કારે છે ને બીજો કંઇક સહજ ચાહે છે, પણ તારા છત્ર નીચે રેહેવાને નારાજ છે. જ્યાં આવી ભિન્નતા હોય ત્યાં સારી રીતે રાજ્યવ્યવસ્થા રેહે જ નહી. લોકોમાં જ આજે એમ બોલાય છે કે બ્રિટાનિયા સ્વદેશગમન કરે તો કોઇ પણ બંગાળી, સીખ, ગુરખા, નેપાલી, પુરભૈયો, રાજપૂત, ગુજરાતી, મરેઠો

---

* બોલિવિયામાં સ્પેનિશ લૂટારાઓએ જે લૂટ ચલાવી હતી તેઓની સામા થવામાં આ પુરૂષ બહાર નીકળી પડ્યો હતો. એણે પોતાના દેશીઓને ઇશ્કેરી ૧૮૨૧ માં સ્પેનની પ્રજાથી દેશીઓનો છૂટકો કીધો; પીરૂ કોલમ્બિયાને પણ સ્વતંત્ર કીધા હતા. એ ૧૮૩૦ માં મરણ પામ્યો હતો.

કે મદ્રાસી કોઈપણ દેશ સંભાળવાને માટે લાયક નથી. આ ધ્વનિ સાધારણ રીતે હિમાલયથી તે કન્યાકુમારી સુધી સંભળાય છે, તો પછી સમય આવે તોપણ શા ઉજેસ્કાર થશે? પેહેલે ઘરથી જ લોકો એમ બોલ્યાં કરે કે "દેશીઓ રાજકાજ માટે નાલાયક છે" તો પછી પછાડીથી કેવું કરશે તેનું અનુમાન કરવું ખોટું નથી. કદાપિ હમણા તું જેવી હઠીલી થઈ છે તેવી હઠીલી થઈને બેસે, ને તારાથી આ બ્રિટાનિયા ને એના પુત્રો કાયર થાય ને એકવાર વેગમાં આવી તારો ત્યાગ કરે, તો તુરત જ તારા સીંગ, ખાન ને રાવબાહાદૂરો મ્યાનમાંથી તરવાર કાઢે. નિઝામ સામા મૈસોર, મૈસોર સામા ગાયકવાડ, ગાયકવાડ સામા રાજપૂત, રાજપૂત સામા હોલ્કર, હોલ્કર સામા સિંધિયા ને સિંધિયા સામા કોઈ નેપાલિશ, નાગા કે ગુરખા તૈયાર થઈને ઊભા રેહે, ને એ બધાની સામા થવા દૂરાનીના પુત્રોને હિંદુકુશથી અટકાવ મળ્યો નથી; અને આમ સુંઠનો સ્વાદ જ્યાં ચાખ્યો, કાપાકાપી, મારામારી, તોપના ગોળા, ને તરવારના ઝબૂકા ઝબૂકયા કે ઘ્યાં પરદેશી યૂરોપી જીતનારા તને જવા ન દે. મહાસાગરના ઉછળતા મોજાં તોફાની થયાં કે રૂશ, ફ્રેંચ કે ઇરાની દૂરાની ચાંચિયા વહાણપર તૂટી પડી, લૂટી લઈ, ઠેઠ તલિયામાં વહાણને બેસાડે; ને થોડી પણ છૂટ હમણાં તું ભોગવે છે તે ભોગવતી બંધ પાડી સૈબીરિયાના ખાણ ખોદનારાને જેટલી છૂટ મળે છે તેવી હાલતે પોંહાચે. માટે, રે સખી, તારા હિત માટે જ હું તને કહું છું કે બ્રિટાનિયાના જવાની તો વાત જ છોડી દે, જ્યાં સુધી તારા સર્વ પુત્રના મનમાં બ્રિટાનિયાનો અભાવ ન આવે ત્યાં સુધી અથવા દેશ રક્ષક પ્રપંચવીર પુરૂષ ન ઉત્પન્ન થાય: જેવો કે, કોઈ સહસ્રાર્જુનને મારી નક્ષત્રિય કરનારો પરશુરામ, રાવણ મહાભિમાનીને મારનારો રામ કે કંસાદિક બળવીરોને મારનાર પ્રપંચવીર પ્રેમી ક્ષત્રિય કૃષ્ણ, ત્યાં સુધી. તારે કંઈ બીજું માંગવું હોય તો માંગ, હું તેની વ્યવસ્થા કરી શકીશ. બાકી રૂશ, ઈરાની કે ફ્રેંચોની ઝુસરી નીચે જવાના હવતિયાં છોડી દે."

"ભલું કીધું પ્રિય સખી, તેં ઘણું રૂડું કીધું, અને આ ઘેલાં કાઢતી હિન્દને તેં સજ્જડ સપાટો લગાવ્યો," બ્રિટાનિયા ગર્વથી ફુલાઈને પોતાની સહાયે આ એક મહાન્ શક્તિની અજિત મોટી દેવીને આવેલી જોઈ બોલી; "દેવી, મારૂં કહેવાનું પણ એ જ છે, અને આટલો સમય થયો હું પણ એ જ તકરાર એની સાથે ચલાવતી, પણ એ મમતી, જીદ્દી, ગર્વના આવેશમાં આવેલી ઘેલી છોકરી, પોતાના સામર્થ્યનો કશો પણ વિચાર કર્યા

વગર બકી જતી હતી તેને કોણ રોકી શકે ? પણ પ્રિય ભગિની સ્વતંત્રતા, તું મારા વિચાર સાથે એકમત થઈ તેથી હું અત્યાનંદ પામી સહર્ષ તારો બહુ બહુ આભાર માનું છું. આ તોબરો ચઢાવેલી હિન્દને મનાવવા હું હંમેશ અતિશય આતુર રહું છું, કે એ ને એના પુત્રો કંઈ શાંતિ ઇચ્છી, નકામી રાઢથી પાછા વળે તો ઠીક. કેમકે તું જોય છે તેમ એ એવી તો દીવાની, જંગલી, ધર્માવેશી, અંધ, રાજ્ય કરવે અશક્ત, કાયર, બેપરવાહ, સહાયતા વિનાની અને મોળી પડેલી છે કે એ પોતાના પુત્ર સમેત વિચાર કરતાં શિખે અથવા બંનો શિખવાના દ્વાર નજીક વાસ કરે તો એની સ્થિતિ કેવી ઉત્કૃષ્ટતાને પાત્ર શિક્ષણીય થાય તેનો વિચાર હું હમણાં બતાવી શકતી નથી. એ હંમેશ અંધેર રાજ્ય અને લોહીલોહીઆણવાળી સ્થિતિ, ખૂનરેજી અને લૂટફાટ, કાયરતા અને શક્તિહીનત્વ દાસત્વપણામાં રાજી, પશ્ચાત્તાપ-રહિત* અને પરતંત્રતામાં મોજીલી છતાં, તે સઘળું સામટું વિસરી જઈ કૃતજ્ઞ થવાને બદલે કૃતઘ્ન થાય છે. ભલાની આ દુનિયા નથી. દુઃખથી મોકળી થઇ સુખસાગરમાં રહી છે તે એને ગમતું નથી. એના મનમાં રાજ્યલાભ મળ્યા કાંઇક રાસેલાસના જેવી તરંગી ભરાઈ છે, ને જ્યારે સમય હતો ત્યારે તો કાંઈ સુઝ્યું જ નહી. એને એવું રાજ્ય કરવાનું મન છે કે, યુદ્ધ મચાવી રક્તોત્સવ કરી હોમ કરવા, દંગો ઉઠાવી સ્વહસ્તે ઘોર સંહાર કરાવવો, સુખવિલાસ સામગ્રી મેળવી તે નિમિત્તે અનાચાર વિધિયે અધર્મિષ્ટ કૃત્ય આચરવા. ખરે, સ્વતંત્ર થઈ દેશમાં ભવાનીને સંતોખવાનું બી, સદાકાળ એના મળમય મનના ઊંડાણમાં રોપાયું છે તે બળી પણ જતું નથી. એથી શા લાભ મેળવ્યા છે ને શા મેળવશે તે તો પ્રભુ જાણે, પણ કોણ જાણે એના મગજમાં કેટલો કચરો ભરેલો છે કે જેથી રૂસણાં લઈ વારંવાર કરેલા કોલકરાર તોડવા તત્પર થાય છે. વિચારની નીશામાં એ એટલી તો મસ્ત રહે છે કે એટલો તો પેલો ભંગીચંગીનો ઉસ્તાદ શિવજી પણ પોતાની પત્ની પાર્વતી સહિત નહી રહેતો હોય; ને એ ભાંગની લહર એટલી તો મદોન્મત્ત મસ્ત છે કે મારા સાંપીન ને બ્રાંડી એના મોં આગળ પાણી ભરે છે, ને એ કેફમાં ચકચૂર થયેલાઓ પોતે પોતાને જ ભૂલી જઈ, નવ ખરેખરાને આઠ ગણી ગભરાય છે, ને કોણ

---

* "ધી ટાઇમ્સ"ના ૧૮૫૭-૫૮ ના બળવા સંબધી પત્રોમાં આ સઘળી બાબતોપર બહુ લખવામાં આવ્યું છે. એક અંગ્રેજ ગ્રંથકાર, કે જેને દેવીઓનો ઘણો તિરસ્કાર હતોઃ તે લખે છે કે "અપ્રામાણિક, કાયર, પાવે, ને પ્રપંચી દેવીઓ છે."

હતાં ને કોણુ છે તે જ ઉતાવળમાં બાવરા બની ભૂલી જાય છે; એ શું શોકાતુર થઈ વિચાર કરવા યોગ્ય નથી? પ્રભુ જાણે કે એ સૌ અડિયલ થવામાં જ કયમ બાહાદૂરી સમજે છે? જુઠાણું, નપુંસકપણું, દગલબાજી, રક્તતરસ્યાં, ક્રોધભર્યાવચની, ધનલોભી, મનલોભી, ક્ષણિક કીર્તિલોભી, મૂર્ત્તિપૂજક, ધર્મનીતિરહિત, મનના મેલા, હૈયાના પોચા, કામ કરવે કાયર, અપ્રામાણિક ને અવિશ્વાસી, આબરૂરહિત ને અક્કલશૂન્યતા એનામાં હું એટલી બધી જોઉં છું કે, એમાં એ મોટાઈ માને છે તે જાણીને મારૂં મન ખાખ થઈ જાય છે. એ બધાં કારણુસર મને એનો વિશ્વાસ નથી ને તેટલાં માટે જ મને ૬૦,૦૦૦ માણસનું ગોરૂં સૈન્ય ને ૧,૨૦,૦૦૦ માણસનું કાળું સૈન્ય રાખવું પડયું છે.* આખા મુલકને હથિયાર રહિત કરવો પડ્યો છે, પોલીસથી સૌને સેહે આપવી પડે છે; લશ્કરી કાંપ રાખવી પડે છે, સ્વસ્થાનિક ને સાર્વજનિક કાયદાને ધારાથી સૌને અંકુશમાં રાખવા પડ્યા છે, ને છૂપા દૂતો ને હેરકોથી સૌને ચમકાવવા પડે છે. સાચે, એ સિવાય મને ઘણું વેઠવું પડે છે ને કેટલું વેઠીશ તે તો ઈશ્વર જાણે! પણ તું નથી જાણુતી બ્હેન, કે મને એનાથી કંઇ પણ [illegible] થી? દેવી, મેં ઘણી ખામોશી ધરી એના હિતાર્થે આટલું સંકટ વેઠવાનું [illegible] છે. એ એના રક્ષણાર્થે અને લાભાર્થે જ છે એમ કોણ નહી કહે? હવણાં જ તું કહી ગઈ તેમ આ ઘુમરાયલી ને બડબડીયણુપરથી મારૂં શીતળ છત્ર કાઢી લઉં, એને સ્વૈચ્છિક વર્તવા દઉં; એના મનમાં ઉઠતી નવીન નવીન સ્વપ્નવત્ આશાઓની લહરોમાં રમવા દઉં અને જે લાભ મેળવવા એ દૃઢીભૂત ઇચ્છા દર્શાવે છે તે મેળવવા એક બાળક પેઠે એને સ્વચ્છંદી બનાવું, તો એ "પાયમાલી" સિવાય બીજું કશુંએ મેળવે નહી, એ તો જગતજાણીતી વાર્તા છે. મારા મુલકથી દૂર રહી આ મુલકમાં રાજ્ય કરવાથી મને શો લાભ છે,† તે જરા તો બતાવ? એની હવા એવી તો દુ:ખકર છે કે મારા પુત્રપુત્રી નિરંતર માંદગીની ફરીઆદ ઉઠાવતાં પરવારતાં નથી, ને

* "બોમ્બે ગેઝીટ"નો એક ચર્ચાપત્રી લખે છે કે:—"હિંદુસ્થાનની પ્રજાની વ્યવસ્થા રાખવા માટે જેટલું સૈન્ય બ્રિટીશ સરકારે રાખ્યું છે તેટલા બકરાને એટલા ભરવાડ પણ ન સાચવી શકે, તો બ્રિટનનો જય કેટલો મોટો છે, ને હિંદુઓ કેવા કાયર ને હિજડા જેવા થયા છે તે એ જ સ્પષ્ટ કહી શકશે *** શા માટે મરાઠાઓ રાજ્ય કરવે લાયક ગણે છે પોતાને?"

† "હિંદુસ્થાનમાં રાજ્ય કરવાથી બ્રિટિશ પ્રજાને કશો લાભ નથી, પણ ઉલટું નુકસાન છે." ધી 'ટાઇમ્સ'—લંડન ૧૮૮૦

એક ક્ષણમાં "બ્રેન ફીવર" આવે છે કે બીજે ક્ષણે સાફ થઈ જાય છે. એના પુત્રો એવા તો કૃતઘ્ની અને નિરૂપકારી છે કે મને સકળ સ્થળમાં નિંદી "હીંગતોળુ, હીંગતોળુ," પેલા નેપોલિયન પેઠે બકે છે! એ એના મર્મવાક્યથી જ યૂરોપમાં મારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચે તો પહોંચે. આખા યૂરોપમાં એને લીધે જ એમ મનાયું છે કે હું યુદ્ધમાં ખરેખરી આસક્ત નથી પણ અશક્ત છું; હું રણસંગ્રામમાં ઝઝુમનારી નથી, પણ ધ્રુજનારી છું. આ મારી કેટલી ને કેવી અપકીર્તિ? કોણ એ ખમે? થોડું અપમાન? થોડી અપ્રતિષ્ઠા? એને માટે તો મારા વેલીંગ્ટન ને નેલ્સન જેવા પરાક્રમી પુત્રોના પ્રાણ ગયા, ઘણાક આ દેશમાં મરાયા, ને ઘણો કાળ શ્રમ વેઠ્યો, એ કંઈ થોડું કીધું છે? બેહેન, તું પણ કહીશ કે એ તો હું જ ખમું, બીજાથી ન ખમાય. મારી જગ્યાએ કોઈ બીજી હત તો તેણે કયારનીએ એને છોડી દીધી હત, પણ માત્ર એક દયાને ખાતર મે એને મારા શીતળ છત્ર નીચે રાખી છે; અને તે એ ખરા ભક્તરૂપે ને વગર આનાકાનીએ પવિત્ર પ્રભુ સમક્ષ પણ સ્વીકારવા ના પાડતી નથી. જે જે પ્રગટ મનપતિજ ખાત્રીઓ એની તરફથી જ મને મળી છે તે સઘળાથી ભાસે છે કે સચરાચર પ્રભુની ઇચ્છા પણ, આ એચમ ખારમાં પડેલી રાણીને મારા છત્ર નીચે લાવવાની હતી ને તેણે ઘણા ડહાપણથી મારાં ચરણ નીચે એને મૂકી છે. એ કર્મ અતિ ઉત્તમ તો શું પણ અનુપમ છે, ને તે સત્યકર્મ સ્તુત્ય વિજયવંત છે."

આ છળભેદની પ્રપંચવાણી સાંભળી દેવી સ્વતંત્રતાએ ઘણા ગુસ્સાથી ઉછળી, પગ પછાડી બ્રિટાનિયાની સામા ખૂબ ડોળા ઘૂરકાવ્યા. તેણે પોતાના હોઠપર દાંત દાબેલા હતા તે ખસેડતાં, હોઠમાંથી રક્તસ્રાવ થયો. એથી જ માલમ પડે છે કે તે કેટલા ગુસ્સામાં હતી!

"એ તારો માર્મિક છળભેદ મારી સાથે ન ચલાવ," દેવી દાંત કચકચાવીને બોલી; "ભલી છોકરી, કેમ ઘણી ફાટી ગઈ છે કે? હું તને ઘણી સારી રીતે પીછાનું છું કે તું કેવા બુનિયાત કુળની છે? અને દુનિયા પણ તને સારી પેઠે પીછાનેછ, સમજી કે? તું તો એમ જાણે છે કે આ તારા ફરેબની જાળ કોઈ પારખી શકતું નથી, પણ એમ મા જાણ. તારા પ્રપંચ, તારાં કાવત્રાં, તારા કાવાદાવા, સોદાઈ, લુચ્ચાઈ, કળાકુશળતા એ સઘળી સૃષ્ટિના પ્રાણીમાત્ર બહુ સારી રીતે જાણે છે. શિકાર કરનાર શિકારી એમ જાણે છે કે હું જ માત્ર શિકાર કરવામાં બહાદૂર એકકો છું, અને તાકેલો તીર સચોટ મારી શબ્દવેધી શિકાર કરૂં છું, તે

કોઇના જોવા કે જાણવામાં આવતું નથી, પણ એ તેની ભૂલભૂલામણી છે. તેના જેવા સાંકેતિક પુરૂષો તેની શિકારબાજી સારી રીતે પારખી શકે છે; માટે સર્વ ગુમાન તજી, છેતરપિંડી વેગળી મુકી, ગર્વ તજી નિરમાની થા. તારી સાથે ઘણા સમય થયાં બે પાંચડા વાત કરવાનું મને મન હતું, ને પ્રસંગ શોધતી હતી, પણ તે મળ્યો નહી ને મેં તને મારી ઇચ્છાશક્તિ દર્શાવી પણ નથી. આજે તેં જ જાણીજોઇને પ્રસંગ ખોળ્યો ને મારો ઉભરો કાઢવાનો સમય આવ્યો એ કંઇ સારા માટે જ હશે. તારી આ સમયની સઘળી કુશળ સોદાઇ ને સ્વૈચ્છિક સાહસકર્મોનો દોષ કાઢવા મને પૂરતાં કારણ તેં આપ્યાં છે, પણ મારા કોમળ પ્રેમાલ હૃદયને લીધે માત્ર તારી ગયેલી સુધસાન ઠેકાણે આણવા જ તને મારો ચમત્કાર બતાવીશ. તેં ઊછળતા લોહીથી સાધારણ તનમનસામર્થ્ય વાપરીઉરના ઉત્સાહના આવેશમાં, બીજી* પ્રજાએ બીજા સ્થળોમાં વિજયકર્મરૂપ કૃત્યો કીધાં, ત્યારે તારે પણ નામના તો કરવી જ જોઇયે, તેથી આ બાપડી કંઇ વર્ષો થતાં પીડાતી હિન્દ તરફ તું આવી, વિપત્તિ પાડી જે રીતે વિતાડચું છે તે મને સર્વ રીતે ખબર છેજ, તો તારો બચાવ તું મારી આગળ શી રીતે કરી શકશે? મારી સાથે તારી લેબાસી પરેઝગારી, ક્રિસ્તાઇ-ધાર્મિકનિષ્ઠા અથવા આ ચાલુ જમાનાની "પુરાણપ્રસિદ્ધ ઓગણીસમી સદીની ફીલસૂફી," વેપારનાં કાળાંધોળાં, તારા અન્યાય અને ક્રૂરતાના બચાવ માટેની અસાધારણ કૃત્રિમ દલીલો લાવવાની કશી અગત્ય રેહેવાની નથી.† તારી રાજધર્મનીતિ એવી તો નામોશી લગાડનારી છે કે જેવું હીરામાં તેજ, ધ્રુવમાં અચળતા ને સૂર્યમાં પ્રકાશ, તેથી આ વેળા ગમે તેમ હશે તોપણ તારૂં ખરૂં શૌર્ય પરાક્રમ છુપાડી, ને આ તાલ પડેલા માથાપર ઢાંકણ ઢાંકી, મને ખુબસૂરતીમાં તું

* "સોળમા સત્તરમા સૈકડામાં યૂરોપમા દરેક રાજ્યને બીજા પ્રદેશમાં ઘુમવાનો પવન ભરાયો હતો. સ્પેનિશ પ્રજા અમેરિકામાં, ડચ લોકો જાવા મલાયામાં, પોર્ટુગીઝો અમેરિકા ને હિન્દમા ગયા ત્યારે અંગ્રેજોને પણ પરદેશમાં જવાનું મન થયું."

† મી૰ ફોસેટ, ભારતખંડના હિત માટે મથન કરનારો હતો, તે નીચલું વાક્ય લખે છે. એનું તાત્પર્ય એટલુંજ કે જો આમ નહિ હોય તો આમ કરો, પણ આમ છે તો એમ કેમ થાય? "If our empire is not to be founded on simple terror and brute force, some plan must be found of giving share in the administration of qualified natives and enlisting their goodwill by providing them with a career"-Life of Fawcett p. 346.

એક્કો છું એમ બતાવવાની જરૂર રહેશે નહી. મને સર્વ ગુણ માલમ છે. તું નાની બાળકી હતી ત્યારથી હું તને પીછાનું છું. કાળાંતર, યુગાંતર થયાં તું બ્રિટન રાણીનાં સર્વ કર્મ મારી દૃષ્ટિ સમીપ બને છે, બનેલાં છે ને બનશે તો પછી રૂપ પાલટી તું મને શી રીતે છેતરી શકશે? હવે કૃપા કરીને મને જણાવશે કે તને આ આર્યવંશની ભારતભૂમિમાં આવવાનું કોણે નિમંત્રણ કીધું હતું? અથવા તું કેહેવા શક્તિમાન્ છે કે ૧૬૧૨ પેહેલાં ને તે પછી એક સૈકા સુધી તને કોઇ આ દેશમાં ચાહતું પણ હતું? અથવા ભરતખંડના એક પણ ભાગપર ઉભા રેહેવાનો તને કશો હક્ક પણ હતો? અથવા આ ભૂમિપર તને કોઈ પણ પ્રકારની સત્તા આપવામાં આવી હતી? તું ઘોલામાં ઘુસી, ને તકલીદી વસ્તુઓથી સૌને મોહ ઉપજાવ્યો; એ સિવાય પેહેલ પ્રથમ તેં કંઇ પણ કીધું છે? ઉદારબુદ્ધિ ને જનદયા ને રણોત્સાહી ને વિવેકમર્યાદાનાં કશાંપણ કર્મ તેં પ્રથમ કાળમાં કીધાં છે ખરાં? તું સ્વચ્છ અંત:કરણથી સંકટ વેઠી ક્રૂર ક્રોધને વશ ન થતાં, જેમ તું હમણાં શાંતિની વાર્ત્તા કેહે છે તેમ વર્ત્તી, સાવધપણું સાચવી એશિયાની ભૂમિને લાલ રંગથી રંગી સંહાર કર્યો નથી? અને તે કર્મ તુજની ભૂલ, અસાવધતા અથવા સમયોચિત ન હતું એમ જો તેં પછી માન્યું હોય તો રે, તેં કદિયે પશ્ચાત્તાપ કીધો છે ખરો? કાર્ય પરત્વે તેં જે જે અધર્મનાં કર્મ કીધાં છે અને અપમાન આપી સખત ધારાનીતિ સ્થાપી હિન્દ ભૂમિ મેળવી છે, એ અતીશે ખિન્ન કરનારૂં, વીરત્વનું નાશ કરનારૂં અને ઇતિહાસના પૃષ્ઠોપર એબલગામણું (નહિ, સર્વથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ!) કર્મ તારૂં છે એમાં જરાપણ સંશય રાખવાનું કારણ નથી. સ્વચ્છ, પણ ખોટા, કૃત્રિમ, વેપાર ઉત્તેજન નિમિત્તે તેં પ્રવેશ કીધો, જ્યારે આ ભરતખંડ, તારી "સીવીલ વોર" અને "વોર આફ રોઝીસ" ના જેવા સમયમાં હતું ત્યારે, જ્યારે હિમાલયથી કન્યાકુમારી સુધીની પ્રજાનું વ્યવસ્થાબંધારણ કઢંગી હાલતમાં હતું ત્યારે, જ્યારે અપ્રમાણિકપણું, સ્પર્ધાસ્પર્ધીની ઝુમમાં દરેકે દરેક રાજ્યો વારંવાર બળ અજમાવી કીર્તિ મેળવવાના શોખથી અન્યોઅન્ય રોકાતાં હતાં ત્યારે, જ્યારે પાયમાલ થતાં રાજ્યોની સમીપ, ભયના ભડકા પસરી ગયા હતા ને પરાભવ પમાડેલા પરદેશી ને સ્વદેશી અથવા વિજયી સરદારો પોતાના સ્વસામર્થ્ય બળને સુઘટ કરી સ્વરાજ્યની સરહદ વધારવામાં મોટાઈ માની ગર્વથી મચેલા હતા ને પરદેશી પરધર્મી રાજ્યોને હાંકી મૂકી, પોતાના રાજ્યની વૃદ્ધિ કરવા મંડેલા હતા ત્યારે, તેવા કવખતમાં તારૂં પગલું આ દેશમાં પડ્યું. જો એ બારીક

રણુસંગ્રામનો સમય ન હોત તો આ ભૂમિ, કે જે સર્વ પાસથી સુરક્ષિત થઇ છે તેમાં તારાથી અવાત એ તો દુર્લભજ. દેશાભિમાન વેહેંચાઈ ગયું હતું, દેશજનતા હતી નહી, તારો હેતુ તેં જૂદો જ બતાવ્યો અને તું એવી તો રાંકડી તે કાળમાં દેખાઇ કે તને કોઇએ લેખામાં લીધી નહીં, ને વરૂ કદી ઘેટાના લેબાસમાં આવી ઘેટાંને છેતરે તેમાં કંઈ વરૂની મોટાઈ મનાતી હશે? એ ખરા શૂરવીરનું કર્મ નથીજ. પણ તને કંઈ શૂરવીર, રાજબીજ કે અંશાવતારી થયાનું કોડ હતુંજ નહી.* માત્ર ગમે તે નિમિત્તે સ્વાર્થ સાચવી ધન મેળવવું તાકયું, કેમકે તેં એજ નિશ્ચય કીધો હતો કે ધનથી સૈન્ય, ને સૈન્યથી વિજય, ને વિજયથી દેશ, ને દેશથી કીર્તિ મળે છે. સદાચાર, સત્ય, પ્રામાણિકપણું, ધર્માસ્થા તો તારામાં પ્રથમથીજ નહોતાં, એટલે એ વેગાની વાર્ત્તા શી કરવી? સુરતમાં મુકામ નાખ્યા પછી ધીમે ધીમે બીજે સ્થળે પ્રવેશ કીધો. સ્વાર્થી કુભાંડ રચવા માંડ્યાં ને અધર્મકર્મ કરવાથી તું જરાયે બીની નહી; અને મને નથી માલમ કે તેં કદી પણ રાજ્યપ્રાપ્તિ અર્થે ઊજળા પ્રપંચ ખેલ્યા હોય. ઉંચ કુળને અને ઉંચ ગુણને ન ઘટે તેવાં કર્મો કરવાં જારી કીધાં. તેં આ દેશમાં જે નવીન નવીન પ્રકારના ફેરફાર કીધા તે તારે સ્વાર્થ સાધવા ને લાભ સાચવવા, નહી કે દેશી પ્રજાની આહાર કરવા. એ તો તારો હેતુ કોઈ પણ કાળે હતોજ નહી ને હવે થશે એમ પણ હું માનતી નથી. પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ તારાપર થાય, અને તેઓ સારા તો તને પણ સારૂં એ માટે તેં મોહ ઉપજાવી નવા નવા ધતિંગોથી વશ કીધા. યૂરોપમાં ચાલતો ઉત્કૃષ્ટ સુધારો દાખલ કીધો. તેનું કારણ કે તને પોતાના વિશ્વાસમાં આર્યો આણે, ઐકયભાવે વર્તે. અતિશય દીર્ઘદૃષ્ટિવાળો ને તીવ્રબુદ્ધિનો હેતુ બહુશ્રુત રાજનીતિવેત્તા જાણતા ને જાણે છે, અને તું કેમ બાજી ખેલે છે તે સમજતા હતા, પણ તેઓ આડા ફાટે નહી ને તને વશ રેહે, તેટલાજ માટે સામ દામ ભેદની યુક્તિપ્રયુક્તિ લડાવી સૌને આંજ્યાં, જેથી તારો વધારો બેધડક કરી શકી. કેટલાક રાજકુમારોને સનદ આપી, જાણે એ સઘળાં તારા ચાકરો હોયની તેવા પ્રકારની. જ્યાં સૂધી તું સમ્પૂર્ણ બળવાન્ થઈ અને આ દેશના કુળદીપકોને સપડા-

* જગતપ્રસિદ્ધ ડ્યૂક ઑફ વેલિંગટનના ભરતખંડના યુદ્ધ માટે કૉબડન કહે છે કે, "Were a page in those bloody annals for which God will assuredly exact a retribution from us or our children." મોરલી લાઇફ ઑફ કૉબડન, પુસ્તક ૨ જું, પા. ૧૩૩.

વવા, હરાવવા ને શિક્ષા કરવા જેવી સ્થિતિમાં આવી ત્યાં સૂધી સૌને રાજી રાજી રાખી વિલાયતી વસ્તુઓ ભેટ આપી ને નમ્ર રહી, પણ તેં જોયું કે હવે તો ગમે તેની સાથે લડવાને શક્તિમાન્ છું ત્યારે ધીમે ધીમે સપડાવવા લાગી. કોઇને "નાલાયક," કોઇને "મૂર્ખ," કોઇને "રાજ્ય ચલાવવે અશક્ત," કોઇને "ગેરવર્ત્તણુંકવાળા" વિગેરે વિશેષણો–જેનો તોટો તારી પાસે નથી તે–આપી પદભ્રષ્ટ કીધા. ને જે તને પૂજ્ય સ્વર્ગની દેવી તરીકે નીરખવા તત્પર થયા ને તેહેનાતમાં ખડા રહ્યા તેમની તું શાહાન·શાહબાનુ થઈ, પણ પેલા બિચારાઓને નામના રાજા રેહેવા દીધા. પેહેલો દાવ તેં ખેલ્યો એ જ કે "હું પુરૂષાર્થી છું" એ બતાવવા કેટલાંક રાજ્યોને લાંચ આપી વશ કીધા, તેમના શત્રુઓ સાથે લડાવ્યા અને આ દેશના લશ્કરને, આ દેશના જ ધનવડે સંતોષી, (તેરા ધરમ તેરાહી દ્વાર) તેઓના શત્રુ રાજાઓને નમાવ્યા ને તેમને શરણે લાવી આપ્યા. અથવા જેણે તને પત્ત ન કરી ત્યાં સામી થઈ માર્યા કે માર ખાધો, પણ પેલાને તો બતાવ્યું કે હું ભલી છું. આ સઘળામાં તેં તો તારૂં ભક્ષ પકાવ્યું. જ્યારે જીતેલા રાજ્યના કકડા થઈ વેહેંચણીનો વારો આવ્યો ત્યારે "નરદમ શલું,"* જેમાં તત્વ હોય તેવો ચૂડામણી માલ તેં પડાવ્યો–પેલા નિર્લોભ આશ્રય, અતિ ઉત્તમ આશ્રયના પેટામાં, અને રાંક થયેલા ઉપકાર·થી દબાયલા નવાબે (કરનાટકના) બદલો વાળવા તેં જે માગ્યું તે આપ્યું પણ મૂર્ખે આર્યે એમ ન જાણ્યું કે જે અધર્મનીતિ રાખે છે તેની સાથે ધર્મ·નીતિનું યુદ્ધ શા કામનું? કારણ કે જે આશ્રય તેં આપ્યો છે તેમાં "ધણીને કેહેશે કે ધા, ચોરને કેહેશે કે નાહાસ." પેહેલો તારી પાસે આવ્યો તો તું કેહેશે કે આટલી મદદ મળશે પણ આટલો બદલો મળે તો, ને બીજાને

* મહીસુર જીત્યા પછી વેહેંચણી થઈ તે બાબત એક ઇતિહાસ રચનાર લખે છે કે.—"The tripartite treaty had provided that the territories conquered by the joint exertions of the allies should be equally divided among them. . . . . Lord Cornwallis was determined to adhere to the orignal compact with scrupulous fidelity, and made over a third of the indemnity (=£1,500,000) as well as territory to each af the confederates, annexing another third of the value of 40 lacs of rupees a year, to the dominions of the Company."–MARSHMAN'S "History of India." vol. ii. p. 25.

લપન્નછપન્નની રીત બતાવી આંજી નાંખે ને રોષમાં અંધ થયેલાને સુઝે પણ કયાંથી? ઢીલાઓ તારી માગણી કબૂલ રાખે ને આખરે તે ઢૌવા રાજા ને ઠાકોરો રોઇને રૈહેતા હતા. તેમાં કામ માત્ર તારૂં થયું, બીજાઓ તો ફોકટમાં કપાઇ મૂવા. વેહેંચણીમાં સારો માલ પડાવી લાછણુલુછણુ તેઓને આપ્યું, તે પણ વળી સરતથી, કે 'અમને વખત આવે ત્યારે આશ્રય આપવો, સામા શત્રુને મળવું નહી.' આમ સ્વતંત્ર રાજાઓને પરતંત્ર ઢૌવા કીધા; પણ તેઓ ભપકામાં અંજાયલા તેથી કેટલોક કાળ સમજી પણ શક્યા નહી, ને સમજ્યા ત્યારે નો'તી અવસ્થા એવી કે સ્વતંત્ર થવાનો દાવો ઉઠાવે. આ કરારથી તાબે થયેલા રાજાઓને ત્યાં સલાહ આપવાને નિર્મળ નિમિત્તે રેસીડંટો મોકલ્યા. ખરૂં કહું તો હુકમ બજાવવા ને રાજાઓને તાબે રાખવા, અને કદી તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો એકદમ અચાનક સૈન્ય મોકલી તેઓને જેર કરવા અથવા તેમનો સમૂળો ખોડો કાઢવા. દેશી રાજ્યમાં શાંતિ સલાહ રહે તે અર્થે, રાજ્યને જ ખર્ચે લશ્કર રાખ્યાં, ને જગત્‌ને જણાવ્યું કે આ દેશી રાજ્યને આબાદ કરવા મારી કેટલી બધી કાળજી છે. પણ એમાં તારી મૂળ મતલબ એટલી જ કે લાગ આવે તેના જ લશ્કરે તેમના મુલકમાં પ્રવેશ કરી જવું. તેં, બાપડા આશ્રય રહિત થયેલાં બાળક શાહજાદાઓના ટંટામાં વચ્ચે પડવાની માગણી કીધી, અને બળજોરીથી તારી લવાદીના ઈનામ તરીકે ઉત્તમ ફળદ્રુપ દેશો છીનવી લીધા.* જેમ જેમ તું શૌર્ય પરાક્રમમાં હિંદુસ્થાનમાં વધતી ગઈ તેમ તેમ તું છેક જ દાંડાઈ ને નિર્લજ્જપણામાં આગળ વધી, એ જોતાં તારા જેવી વિરલી, પ્રપંચી ને કાવત્રાંખોર કોણ? અને આટલું તેં તુર્તાતુર્ત દર્શાવ્યું તે છતાં તને ઠરીઠામ પડવા દીધી એનાથી વધારે મૂર્ખ રાજા કોણ? તારી પરવાનગી વગર કોઈ પણ મહારાજ્ય બીજા સાથે પત્રવ્યવહાર રાખે નહી એ બીડું તેં ઝડપી લીધું; ને મૈત્રીદાવે આ સંદેશો સંદેશહારક સાથે મોકલ્યો, પણ તે સંદેશપત્રની પછાડી યુદ્ધનાં વાજીંત્ર વગાડતો પાણીના અક્ષરે લખેલો ઢંઢેરો હતો કે "આ હુકમનો ભંગ કરશો તો એકદમ રાજ્ય છીનવી લેવામાં આવશે; ને આ પત્રને અપમાન કરવું તેનો બદલો માત્ર તમારા રાજપાટ ને જીંદગીના સાટાંથી વળશે," તે કોણને માલમ નથી? રાજ્ય

* મી૦ બ્રાઇટ લખે છે કે "વારન હેસ્ટિંગ્સથી તે અયોધ્યા જોડી દીધું ત્યા સુધીમાં ઘણાં ઘણાં બહાનાથી આસરે રૂ. ૩,૨૫,૦૦,૦૦,૦૦૦ કંપનીએ હરણુ કીધા છે." બ્રાઇટના ભાષણનું ૭૦ સું પાનું જોવું.

વૃદ્ધિ થયા પછી દેશી રાજકુંવરોને તેઓની પ્રકૃતિનો, શરીરબાંધાનો વિચાર કર્યા વગર ચચ્ચાર સ્ત્રિયો પરણાવાની પરવાનગી આપી; ને જેમની ઇચ્છા નહી તેઓને ચચ્ચાર સ્ત્રિયો બળાત્કારે પરણાવી* અને જગતને જણાવ્યું કે પ્રાચીન આર્યરિવાજને હું માન આપું છું, ને તેની અવગણના કરતી નથી. પણ તેમ નથી. જનાનામાં રાજકુળ મશગુલ રેહે તો તું શું કરે છે તે તે જાણે પણ નહી, ને "હાજી હાજી" કર્યા કરે, ને તારા હુકમો કેવા ભેદભરેલા છે તે સમજવા અશક્ત જ રેહે. જ્યાં સૂધી સમય ન આવ્યો ત્યાં સૂધી તું સર્વોપરી છે એમ બતાવ્યું નહી, પણ જ્યારે સમય પ્રાપ્ત થયો ત્યારે તારો પટો કીધો. એકદમ બેધડક તું સર્વોપરી ચક્રવર્તી રાજરાજેશ્વરી થઈ બેઠી, જો કે એક પણ સંગ્રામ તેં આ દેશમાં, તારા પોતાના બળથી કીધો નથી કે જેવો નેપોલિયને ઇટલીમાં કીધો હતો. સર્વોપરી રાજરાજેશ્વરી થઈ કે ગુલામ કરતાં તેમને બહેતર ગણ્યા નહી, ખણુખોદ જારી થઈ, ભાયાતો ને સરદારોના કજિયા જેની સાથે તને કશી નિશબત નહી તેમાં તેં હાથ ઘાલ્યો. કોઈ રાજાને ઓછા માનને પાત્ર કે કોઈને ઓછી તોપના અધિકારી ગણી તેઓને નીચા પાડ્યા ને તારે હાથે જ તું સર્વોપરી થઈ પડી. આમ કરી તેઓને તેમની પ્રજા હજૂર જ હલકા પાડ્યા. સર્વોપરી, ચક્રવર્તી† થવામાં શા શા ગુણ જોઈયે છે તે તો તને માલમ જ શાના હોય? પણ જેઓ સર્વોપરી થયા છે તેમનો ઇતિહાસ પણ તું ભુલી ગઈ. ચક્રવર્તીપદ ધારણ કર્યા પેહેલાં પ્રજાને સંતોષ આપવો અવશ્યનો હતો પણ તેની તને દરકાર શી હોય? તેં તો માત્ર તારો કુરુપ બતાવી સૌને થથરાવ્યા. પ્રથમમાં સમાધાન આણવાને નિમિત્તે કેટલાંક રાજ્યોની લગામ તેં હાથમાં રાખી, અને તે દ્વારે તારૂં પેટ પુષ્ટ કીધું, જેથી તને કોઈ વખત અજીરણ પણ થતું, અને જે રાજ્યો તેં હાથમાં રાખ્યાં તેના પાટવી અને યશસ્વી પુત્રો કાર્ય કર્મ કરવે યોગ્ય થયા ત્યારે કંઈ કંઈ બહાને તેઓને અટકાવ્યા. 'હજી તમે વયે યોગ્ય થયા, પણ રાજ્ય કરવે યોગ્ય નથી;' "અંગ્રેજ અધિકારી પાસ તાલીમ લો, પછી વિચાર

* તાજોજ દાખલો છે. ગોંડળ ને ભાવનગરના ઠાકોરોપર તેમ જ થયું છે.

† ચક્રવર્તિપદ માટે "મહાભારત"માં આમ છે.–દેશ દેશના રાજાઓને વિના પ્રપંચે જીતવા, તેઓની સઘળી સત્તા કાયમ રાખી, તેઓ સ્વતંત્ર રીતે પોતાનું રાજ્ય ચલાવે, તેમાં મહારાજ્યે વચ્ચે પડે નહી. તેઓ મહારાજ્યને સર્વ પ્રકારનું સ્વેચ્છાથી માન આપે ને અશ્વમેધ, રાજસુયજ્ઞાદિ ક્રિયા વખતે ચક્રવર્તીને માન આપવા જાય, ત્યાં તેમનું પૂજન થાય, રાજકોશ, રાજરચનામાં સર્વ પ્રકારનો ભાગ આપે. ખંડણી આપ્યા સિવાય બીજી કોઈપણ રીતે ચક્રવર્તી રાજાનો કરો હુકમ માંડલીકપર ચાલે નહી.

થશે;' તમે કાચા છો તેથી વિના અનુભવે પ્રજા કનડશે ને તમે ભયમાં પડશો, માટે અમે આપિયે તે વરસુંદ્ર ખાઈ પડ્યા રહો," એમ જણાવી ઘણાંક રાજ્યો તાબે કીધાં. કોઇના વારસ માટે વાંધા કાઢ્યા, કોઇને બે ગામ આપી પાંચ સારાં પડાવ્યાં, કોઈને કેમ તો કોઇને કેમ, એમ ચપળતા વાપરી દેશમાં તેં જય મેળવ્યો, જે રજવાડી દરોડા કરતાં વિશેષ સારી રીતનો નહી. તું જેટલી ઢોંગી છે તેટલી ઢોંગી કોઈ નથી. અજિત બળવંત અને બેયોનેટપર ઘુમનારી છે, પણ એમાં સમયે તારૂં દાંભિકપણું પણ પ્રત્યક્ષ જણાઈ આવે છે. બે રાજ્ય જો ઐકય કરનાર થાય તો તને ઉડાવતાં વિલંબ નહી, તેથી બન્નેને દૂરના દૂર રાખવાનો ઉદ્યોગ આરંભ્યો. ગમે તે થાય તોપણ તને પૂછયા વગર પાણી ન પિવાય; તો પછી બે જણ શી રીતે સંપીલા થાય? પાણી પીવું કે પાન ખાવું તેમાં પણ તારો અમલ. એમ તેં તારો રોપ જ ઓર બતાવ્યો છે. સ્ત્રી કે સગાં સહોદરને ન મળાય. વિવાહ લગ્ન પણ તને પૂછીને થાય, પુત્રીને રાજ્ય આપવું કે નહી તે પણ તારી મરજીપર અને એમ સઘળી રીતે નાના કે મોટા, હજારની આવકવાળા કે કરોડની, સો માણસના ધણી કે લાખના, તે સઘળા તારા યંત્રમાં સંકડાયલા છે; તેની ચાંપ તારા હાથમાં છે, તું જોર કરે તો તેની કુરચીકુરચી ઉડી જાય. તને તારી નીતિજ પ્રિય છે, અને તું જ સઘળે પોતાની હાંક મનમાને તેમ બોલાવે છે. બાકી ગમે તેટલી ખંડણી આપે પણ તેને રાખવો એ તારી મનમોજી મરજીપર છે. કોઈ રાજા એમ જાણે કે તેનો અમુક (કલ્પેલો) શત્રુ છે ને તેનાથી બચવા તે તારો આશ્રય માગે તો તારી મરજી ચાહે તો જ તું તે આપી શકે; તેનો કશો જોરો નથી; ને કદી તું એમ પણ ચાહે કે આપણે એ રાજ્ય લઈ લેવું છે તો તને અટકાવનાર હજી પણ કોઈ નથી. "નાલાયક" કે "ગેરવર્તણુંકવાળો" ઠરાવી તેના રાજ્યને તું તરત જ તારા રક્ષણ નીચે મુકી દે. પણ કદાપિ કોઈ રાજ્ય બળિયું હોય ને તને પણ તેનો ડર લાગે તો "ઉગતાં ડામવા" નો હુન્નર તને નથી માલમ એમ નથી. પેલા કીલ્લામાંથી ગર્જતો ઢંઢેરો નિકળશે ને તું જણાવશે કે "એ રાજ્ય દિન પ્રતિદિન બળસત્તામાં વધતું જાય છે અને પોતાના પડોસીને વિશેષ ભયંકર છે, તથા હવે પછી દુઃખકારક થઈ પડવાનો સંભવ છે; અને એમ ધારવામાં આવે છે કે તે બ્રિટિશ મહારાજ્યનો કટ્ટો શત્રુ નિવડશે, અને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરશે, માટે પહેલાંથી ચાંપતા ઉપાય લેવા વાજબી ધારવામાં આવે છે. મહારાણીની સરકાર પોતાના નિયમ પ્રમાણે

એ બ્રિટિશ રાજ્યના વેરીને નરમ પાડવા હમણાં તેના સઘળા હુક્ક છીનવી લઈ તેના રાજપરથી ઢોળી પાડવામાં આવે છે.'' આજ તારાં ખરે-ખરાં વાક્યો છે, ને આજ તારી નિરંતરની કરણી, રેહેણી ને તારાં આચરણ છે. એમાં લેશ માત્ર પણ અસત્યતા નથી, દેશીઓના એમાં અલંકાર નથી ને એમ બોલવામાં વૈરભાવ પણ નથી. આવી બારૈયાનું બારેવાટ* કરવાથી નૈષ્ઠિકવૃત્તિવાળી નોધારાના આધારરૂપ પુણ્યશ્લોક તું બની છે. ભરતખંડમાં તું પ્રપંચે ઘુસી હતી, ને પ્રપંચે કામ કીધું છે. જેમ જેમ તું પૂરતી પાવરધી થઈ તેમ તેમ તેં ધારણ કરેલો "બગવેશ" કાઢી નાંખ્યો ને ખરા સ્વરૂપમાં પ્રકાશી. જ્યારે તેં લાંબી, એકાંત, વિકટ ને ઉજડ મહા-સાગરની મુસાફરી ખેડી ત્યારે તારો હેતુ માત્ર એટલો જ કે આ નવા વિશાળ રસાલ પ્રદેશ સાથે તારા સંબંધની સાંકળ જોડવી; ફ્રેંચ, વિલંદા ને પોર્તુગીસ સાથે નવીન નવીન શા શા વર્તમાનો બને છે તે જાણી અનુભવી થવું; અને વેપાર માટે તારા પુત્રો આ દેશમાં આવી વસે ને પોતાનું નસીબ અજમાવી જે દોલત મળે તે લાવી તને શણગારે. લોકોને ને મોગલ શાહ-નશાહોને એ જ વિચાર બતાવ્યા. એ વેળા દેશી રાજ્યો ઘણાં ને શક્તિ-મંત હતાં, તેઓએ નિખાલસ દિલથી તારી પ્રજાને પોતામાં ભેળી ને તેઓના દેખીતા સુંદર વિચાર ગ્રહણ કીધા, અને તેમના બોલવાને માન આપ્યું. તારા દેશમાંથી જે ઉમદા વસ્તુઓ તું લાવી હતી તે બક્ષિસ આપી સૌનાં મન આકર્ષ્યાં. બીજા કરતાં તારૂં બોલવું સ્પષ્ટ, વેહેમરહિત, સુંદરવાણીવાળું ને સત્યતા ભરેલું હતું, પણ જો ફ્રેંચ કે ડચ જેવુંજ તારૂં વચન હોત તો તને

---

* લાર્ડ મનરો લખે છે કે:-The main evil of our system is the degraded state in which we hold the natives......we exclude them from every situation of trust and emolument; we confine them to the lowest offices, with scarcely a bare subsistence, and even these are left in their hands from necessity because Europeans are utterly incapable of filling them. We treat them as an inferior race of beings Men who, undes a native Goverment, might have held the highest office of the state; who, but for us might have been governors of provinces; are regarded as little better then menial servants......We reduce them to this abject state, and then look down upon them with disdain, as men unworthy of high station."

કદી પણ દાખલ થવા દેત? એ આશાજ શી કરવી? પાટુ મારી કે પાખોટું પકડી આકાશમાં ઉરાડી, શબવત્ કરી ભૂમિપર નાંખી તારી આનંદે ઉત્તર-ક્રિયા કરત ને બ્રાહ્મણને સંતોષ પમાડત. પોર્તુગીસની વગસત્તા તેં ઘટાડી ને તારો ઉત્કર્ષ કરવો પેહેલે ધાર્યો. હૈયાકુટેલાઓ સોનું જોઈને મોહી ગયા ને તને મદદ કરી કે એ તો સાધુ છે; પણ 'જર દેખી મુનિવર ચળે' એ બાપ દાદાનું વચન ભુલી ગયા. તું પ્રબળ થઈ દુરાની ને ઈરાનીઓ કરતાં વધારે શ્રેષ્ઠ ગણાઈ. ડાહી વાતો ને વેહેવારીયા વટ દાખવી સર્વોપરી સત્તા શક્તિ સ્થાપી, દીર્ઘદર્શી બની તેં સૌને મોહ પમાડ્યા; ને જ્યાં ગરજપડે ત્યાં હાથ જોડ્યા ને તરણાં મ્હોડે ઉપાડ્યાં, ને સમય જોઈ બાપબેટાનો સંબંધ દાખવ્યો. આ બુદ્ધિચાતુર્ય બહુ ઉજળાં પ્રકાશ્યાં. વખતે નિડર ને વખતે ધીર બની ધીમે ધીમે રાજ્યો સાથે સમોવડિયાપણું મેળવ્યું ને જ્યાં સ્પર્ધા ચાલી ત્યાં વધતાં વારજ નહી. રાજાઓએ પરસ્પર રણસંગ્રામ આરંભ્યો ને દેશી પ્રજાને મોજ શોખનાં સાહિત્યો પૂરાં પાડી તારી તરફેણમાં ખેંચી લીધા, એટલે કોઈને તમા રહી નહી ને તેં બણીઠણી મુગ્ધા નવોઢા સુંદરી પેઠે નેણાનાં કટાક્ષ મારવા માંડ્યાં, તેથી સૌ મુર્છાગત થઈ પડ્યા. ઘણીક નવીન વસ્તુઓ દેશી પ્રજાની પ્રકૃતિ વિચારી તું લેતી આવી હતી, તેનો બોહોળે હાથે ઉપયોગ કીધો. નજરાણાં નાનામાં નાના અધિકારીથી તે મોટા શાહનશાહ સુદ્ધાં લેતા હતા એટલે તને માર્ગ મોકળો મળ્યો. લાંચને વિસ્મૃતિ કરાવે તેવું 'નજરાણુ' હતું. આ માર્ગે પોતાની ઇચ્છા તૃપ્ત કરી, મોરના પીછામાં બગ-ધ્યાની બની, સુઘડ આદર કરી રાજકીય બંધન તોડવા પ્રપંચ વાવર્યો. દેશી સામા મુસલમાન, મુસલમાન સામા મોગલ, મોગલ સામા રાજપૂત, રાજપૂત સામા મરેઠા—એમની વઢવાડને લીધે લોક નિરૂદ્યોગી હતા, તેમને તારા પુત્રોએ ચાકરીમાં રાખ્યા. તારાઓ હતા તો થોડા, પણ હતા બાવન વીર-ગત રમવી સારી રીતે જાણુતા, ને તેથી હજી પણ એમ કહેવાય છે કે આગળના સાહેબો તો બહુ ભલા હતા. તેઓએ નિરઉદ્યમીને ધંધે લગાડી, પોતાની સાથે રાખ્યા. ઘણો માલ પોતાના મુલકનો તેઓને વેચ્યો, ને તે માલનો ભાવ રાજદરબારમાં સારો ઉપજ્યો. આથી ઘણી દોલત મળી ને તેઓ તારા તાબેદાર થયા. તને તો ઉદ્યોગ કરવાનો રસ્તો મળ્યો. તેં વળી આ નવા શ્રીમંતોને "કંપનીના સીતારા" એ કીતાબથી રંજીત કીધા, ને તારા માનથી સ્વર્ગે પોંહચી જાન કંપનીના તારા એ નામથી મગરૂર થયા. યૂરોપની નવી યુદ્ધકળા દર્શાવા દેશી પ્રજાને કેળવી, ને ઘણાક લશ્કરી

સીપાહીઓને તાબે કીધા. તારી ગણુના નહી તેથી કશો પણ અટકાવ થયો નહી. આ સેના જોઈને કેટલાક રાજાઓ, કે જેમણે પોતાની સત્તા ખોએલી અથવા રણસંગ્રામમાં પડોસીથી હાર ખાઇને કલંકયુક્ત થયેલા, તેમણે તારી મદદ માગી ને તેં આપી ખુશી સાથે. તારો તો એજ ઉદ્દેશ હતો. નામર્દીથી અથવા ડહાપણને વેગળે મુકવાથી જેઓ પાછળ પડી ગયા હતા તેઓને તેં બીજાઓ કરતાં શ્રેષ્ઠ પદવીએ ચઢાવ્યા, ને જેઓ કશાં લેખામાં નહોતા તેઓને શૂરવીર અને મહાસુભટરાજમાં ગણાવ્યા. આથી રાજ્યમાં અને પ્રજામાં તારા પુત્રો પ્રિય થઇ પડ્યા. જમીન બદલા તરીકે મળતી ગઈ અને ત્યાં અદલ ન્યાય, શાંતિ ને વિવેકનો વાસો કરાવ્યો, જેથી પ્રજા સુખી થયેલી ગણાઈ. ખેડુતો રાજી થાય તેમ કર મુકવામાં આવ્યો, અને તારા સુપુત્રોએ દેશીઓને રાજી રાખવા તેમની ઘણી નકલ કીધી, ઘણા ઘણા રિવાજોને માન આપ્યું ને ધર્મની વાતથી દૂર રહ્યા. ખેડુતોને અદલ ઈન્સાફ મળ્યો, ને તેં હિંદી રિવાજનું અનુકરણ કીધું. ગરીબપરવર નામ ધરાવી સઘળાને બચ્ચા જેવાં ગણ્યાં.

“બ્રાહ્મણ જે પ્રજા વર્ગમાં પૂજ્ય ને શ્રેષ્ઠ મનાતો તેણે પોતાની ધર્મ રક્ષા માટે તારા ‘રાજ’ને આશીર્વાદ દીધા, ખરા પ્રેમ ને ખરા પ્રાણાયામથી, પણ તે એટલા માટેજ કે તેઓની વાજબી દક્ષિણા આપવામાં તેં કૃપણતા વાપરી નહી, ને જ્યારે વાપરી ત્યારે તને ભોગવવું પડ્યું.* નવા આવેલા અંગ્રેજો ધર્માંધ નહોતા, ધર્મપંથપર આસ્થા પણ નહી, ને તેથી કોઈ પણ માણસને ધર્મ માટે શંકાશીલ થવું પડ્યું નહી. તાલમેલ રમી સૌને રાજી રાખવા કંપનીએ પોતાનો સીકકો ચલાવ્યો, પણ તેની એક બાજુએ “શાહઆલમ બાદશાહ ગાઝી”ના નામની છાપ પાડી, ને તેથી પ્રજાને ઈર્ષાથી તારો અનાદર કરવાનું કારણ નહોતું. તેઓ માનતા હતા કે તું મળમય અંતઃકરણની નથી ને તને સર્વોપરી થવાનો કોડ નથી; અને તેથી “સરકાર કંપની બહાદૂર” માટે ભારતવાસી હિંદુઓ કશો મર્મ સમજ્યા નહી, ને તેથી વારંવાર, કંપની બહાદૂરને “વાહવાહ”ના પોકારથી માન આપવા, ને વખતે વગર કારણે વાજીંત્ર વગાડવા લાગ્યા. કંપનીને અદલ ધારા માટે આશિષ્ દીધા, અને સહવાસવાળા પણ સ્વદેશી, પોતાની ભૂમિના જુલ-

* ૧૮૫૭ નો બળવો. “બ્રાહ્મણો, ફકીર, ને બીજા ઘણાના હક્કો ઝુટવી લીધા ને તેઓને ભીખ માંગવાની હાલતે પોહોચાડ્યા તેથી તેઓએ લશ્કરી સીપાહીઓને ઉશ્કેર્યા હતા. તેમાં મુસલમાન પણ સામેલ થઈ ગયા હતા,” John Malcolm Ludlow.

મગાર નવાબ, રાજા, રાણા ને શાહેનશાહને અંતરથી ધિક્કાર્યાં, ને પ્રત્યક્ષ અપ્રીતિ દર્શાવી. પ્રસિદ્ધપણે તેમને અપમાન આપવા લાગ્યા, પણ બ્રિટાનિયા, જાણ કે આ તારા ઉપકાર ને આશીર્વાદી પરાક્રમ કરતાં તારી અપકૃતિ ને અપહરણનો ઇતિહાસ તદ્દન ન્યારોજ છે.* પ્રથમના કાળમાં જ સો વસા સુખ પૂરાં પાડનારાં તારાં પરાક્રમ હતાં, પણ પછી ધીમે ધીરે રંગભૂમિનો પડદો ઉઘડ્યો ને સુંદર રંગમહેલનો દેખાવ બદલાઈ હવે વિકરાળ રાન દેખાયું. સઘળોજ સમય બદલાયો ને તને તારી સલામતી માટે ચિન્તા ઉત્પન્ન થઈ. જેમ જેમ ભરતખંડમાં તું પણ અચળ થતી ગઈ તેમ તેમ તેં સ્વદેશી આર્યવાસી તરફ તારી કરડી નીઘા કીધી. ધીમે ધીરે સૌની વર્તણુંક, ચાલચલગત અને રીતભાત તરફ તેં પ્રથમ અરૂચી, નામરજી, કટાક્ષ, અનાદર ને પછી ધિક્કાર બતાવ્યો, ને તારા પોતાના અધિકારી, જેમને તેં સ્વતંત્ર સત્તા આપેલી તેની હદ બાંધી કરડાકી ને કટાક્ષ કડવાશ સાથે વધતાં ગયાં. નાના નાના જુલમી કર્મો ઘટ્યાં, પણ ઘણે પ્રજ્વલિત પ્રબળ અગ્નિ ઉત્પન્ન થાય ને ખીજવાઈ ખાવા ધાય તેવાં દબાણ ચાલુ થયાં; કારણ તેનો ઉદ્યોગ યથેચ્છ થતો હતો, ને તારી ઇચ્છાનો અમલ કરતાં વિલંબ થતો નહી. ન્યાય ધારા થયા, જે વિદેશી રાજકર્તાઓએ પોતાની ઇચ્છાને અનુકૂળ કીધા ને જેમ બ્રાહ્મણોએ પોતાના હક્ક સાચવી બીજાના લૂંટ્યા તેમ તેં લૂંટ ચલાવી, પણ આ ધારા કોનાપર ને કેમ અમલ થવાનો છે તેનો ખ્યાલ પણ કીધો નહી. પ્રજા સ્થિતિ ને વ્યવસ્થા બંધારણ તરફ લક્ષ ન દીધું ને નિરંકુશિત સત્તા સ્થાપી. જેમ જેમ તારો પગ દૃઢીભૂત થતો ગયો તેમ તેમ તેં આપેલી છૂટ છીનવી લેવા માંડી, ને દોલત લઈ સ્વદેશ જવાનો વિચાર કરવા લાગી. યૂરોપ સાથનો વ્યવહાર રોજ રોજ વધાર્યો, ને તારા નવા બંધનથી અમલદારો અનિશ્ચિત હાલતના થઈ પડ્યા. ક્યારે દેશ છોડવો પડશે તે જ્યાં અનિશ્ચિત ત્યાં દ્રવ્યહરણનો લોભ વધેજ. તેઓએ જુલમ વાપર્યો, ને પછી તે દ્વારે તારી સત્તા વધારી ને પોતાની દોલત પણ વધારી. તું સર્વોપરી થઈ, ને રાજાઓના કાન ઉઘડ્યા પણ "ગરથ ગયા પછીનું જ્ઞાન ને રાંડ્યા પછીનું ડાહાપણ શું કામનું?" હવે તો ચૂપ બેસવાનો વારો હતો. હિંદુસ્થાનમાં સઘળા બળવાન્ મરી પરવાર્યા

* "The past history of India [under British rule] is a history of revenue wasted and domestic improvement obstructed by war."—SIR JOHN KAYE.

ને તું શ્રેષ્ઠ આસનને પામી. બીજો રાજ્યોપર શ્રેષ્ઠતા સ્થાપવા તેં ઢોંગ આરંભ્યો, પણ મૂળના જ મૂર્ખો તે હજી પણ ન સમજ્યા. નવા કોલકરાર મજબૂત કીધા; કીનારાની માલીક સ્વચ્છંદે થઈ, ને દેશી રાજ્યોનો અન્યોન્ય સાથ સંબંધ હતો તે તદ્દન તોડી નાંખ્યો. દેશી માત્રને તેં તારી દયાપર લટકતા રાખ્યા. સત્તા ઝામી તેમ તારો ચડસ વધતો ગયો ને દિન પ્રતિદિન રાજ્યસત્તા શક્તિનો ઉપયોગ નિઃશંકપણે કીધો; પૂર્ણ ગર્વાવેશના પ્રચંડ ક્રોધિષ્ટ બળથી પ્રથમ તેં તારા બળીદાનના અવયવો યજ્ઞકુંડમાં હોમવા ચાલુ કીધાં. પ્રાન્ત પછી પ્રાન્ત ને પરગણાં લેતી ગઈ.જ્યાં સુધી તારા બળીદાનો અશક્ત,દુર્બળ,સત્વરહિત બન્યા,તારી સામા પ્રતિરોધ કરવા અશક્ત જણાયા, ને કોઈ પણ કાળે તારા છિનવી લીધેલા પ્રાન્તો પાછા માગવાની ઇચ્છા સ્વપ્ને પણ ન કરે, તેવી હાલતમાં રાંક, દૈન દૈન પોકનારા થાય ત્યાંસૂધી તેઓને દબાવ્યા અને છેલ્લી અવસ્થાએ તેમનાં રાજ્યો છિનવી લેવા તારી કૃપાદૃષ્ટિ દર્શાવી, આ તારી "નાની નાની ગમતો" ને તેં એમ ધીમી ધીમી લાંબી લંબાવી. નાગપોર,* લખનૌ,†

---

* આ સંબંધમાં મારા કરતાં વધારે બળવાન્ સહાદત અત્રે રજુ કરૂં છું. જે પરથી આ બાબતનો યથાર્થ ખ્યાલ આવશે કર્નલ મેડોસ ટેલર, જે ઘણી મોટી સત્તા ગણાય છે તે લખે છે કે:—The question remained to be decided on grounds of EXPEDIENCY, not of right. In favour of continuing the state, by adoption or recognition of same claimant to the succession, Mr. Mansel, the Resident, pleaded strongly, and was supported in theSupreme Council by Sir John Low in an able minute, which set forth the alarm already existing among native states consequent upon the annexations of Sind and the Punjab, the neecessity of maintaining *public faith* inviolate, and the advisability of allowing the widows of the raja and the chief men of Nagpore to make their own arrangements in regard to a successor . . . These views were however, diametrically opposite to that of the Governor-General."—ભરતખંડના ઇતિહાસનું પાનું ૭૦૦-૭૦૧ મું જોવું.

† લખનૌના રાજ્યને સયોજવાનું કારણ કંઇજ નહોતું. હિબર જનરલમાં લખ્યું છે કે 'સબસીડીઅરી' રાજનીતિ ખેડુતોના સંબધમાં ચલાવી, જે રાજનીતિ બ્રિટિશોની ખાસ હતી તેથી ખેડુતો ને ગણોતિયા નારાજ થયા અને તોફાન થયું, પણ તેમાં ન ફાવ્યા. એ રાજની આબાદી માટે મી૦ શોર આ પ્રમાણે લખે છે. "In the number of cattle, horses, and goods which they possess,

પંજાબ ને સતારાને* બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવાના પ્રયત્નની રાજ-નીતિ એ તારા અતિ લોભનું બ્યુગલ છે.† આર્ય ધર્મિષ્ઠ વીર પુરૂષો, આંધળાની માફક, પોતાના સ્વદેશીનો વિનાશ કરવા તારા વાવટા નીચે દોરા

---

and in the appearance of their houses and clothes, the peopl [of Oude] are in no points worse (in many, better off) thai our own subjects. The wealth of Lucknow, not merely o those in authority, but the prosperity of the bankers an shopkeepers is far superior to that of any city (Calcutt perhaps excepted) in the British dominions. How can al this be the case if the government is notorious for *tyrann and oppression*.''–"Notes on Indian Affairs." (vol. i ,p. 156 by Hon. F. I. SHORE.

* સતારાના સબંધમાં સર ઈ. કોલબ્રુક લખે છે કે:–"I don't remembe ever to have seen Mr. Elphinstone so shocked as he was a this proceeding [annexation of Sattarah]. The treatmen of Sattarah sovereignty as a jageer over which we had cla ims of feudal superiority, be regarded as a monstrous one.'

† લોર્ડ ડેલહાઉસીની રાજ્ય-સંયોજનની નીતિએ આખા દેશને ભડકાવી મુક્યે હતો, પણ એ નીતિ તેમના પહેલાં જ અમલમાં આવી હતી. પ્રથમ ૨૪ મી મા ૧૮૪૮ માં પંજાબ સંયોજન કીધું. દીલીપસીંગ બાળકના રક્ષક થઇને ૧૮ મી નવેમ્બ ૧૮૪૮ માં એ અંગ્રેજો પંજાબ ગયા ને ઢંઢેરો કાઢ્યો કે we come to punis insurgents, and to put down "all armed opposition t constituted authority." પણ છ માસમાં જ આ વચનનો તેઓએ ભં કીધો. શરણાગત બાળકને પેનશન આપ્યુ કે જે આજે વટલીને ઇંગ્લંડમાં પડ્યો છે ને તેનો કોહિનુર હીરો મહારાણીને શીરે શોભે છે. જ્યારે લોર્ડ લોરેન્સને પૂછ્યુ "The spirit of the whole Sikh people was inflamed by th bitterest animosity agains us" ત્યારે તેણે No કરી જવાબ દીધે (જુઓ લોર્ડ લોરેન્સનું જીવન). બેલ Retrospect and prospect of India policy માં જણાવે છે કે "The silkhs as a people never ros against British power. આના કરતાં વધારે અધર્મની સહાદત શી જોઇએ છે

પછી સતારાની વારી આવી. પ્રતાપસેન ૧૮૪૭ માં મરણ પામ્યો, ને તે ભાઈ ૧૮૪૮ માં મુવો. ૫ મી સપટેમ્બર ૧૮૩૯ ના કોલકરાર પ્રમાણે એ રાજ્ય દત્તક લેવાનો હક્ક હતો, સઘળા અધિકારીઓએ તે હક્ક વાજબી ગણ્યો હતો, દા ઘણા મજબુત હતા તથાપિ ગવર્નર જનરલે તે રદ કરી ૩૦ મી આગષ્ટ ૧૮૪૮ ને એક મીનીટ લખી *heirs and successors* એ બે શબ્દોપર વાદ ચલાવી રાજ્યસંયોજન કીધુ. સતારાની રાણી રડી, તેણીએ છેલ્લી ૧૮૭૫ માં પાર્લામેંટ અરજી મોકલી, જે વાંચતાં છાતી ફાટી જાય. શિવાજીની ગાદીનો આમ અંત આવ્યો

વાતા હતા. તારા સિક્કાથી મોહ પામેલા, ખુશામતિયા, જેમણે તેં તેમના દેશની જ લૂંટથી તૃપ્ત કરી સંતોષેલા, તેઓ તારા અનિયમિત લોભી સ્વાર્થીપણાને અને તું બેવચની વિશ્વાસઘાતી છતાં પણ તને સહાય થયા હતા, તેઓ હવે ફાટયા.* જે રાજપુરૂષોને તેં અભયવચન આપેલાં કે "તમારાં રાજ્યોને જ્યાં સૂધી સૂર્યચંદ્ર ઉદય થાય છે ત્યાં સૂધી કશું નુકસાન થશે નહી," તેમની સામા તેં વારંવાર મતિ ફેરવી. આ શૂરા સિપાહોને તેં તેમના જ બળે તેમના જ રાજપતિને પદભ્રષ્ટ કરવા અને તેમના રાજ્યોને તારા સાથે જોડી દેવા કામે લગાડેલા, તેઓ આ પોતાના કાર્યથી પરવાર્યા અને એઓએ તારૂં પાખંડીપણું સ્પષ્ટ જોયું; ને જાણ્યું કે હવે કશું કામ બાકી નથી રહ્યું. તેં ધીમે ધીમે ટુકડીઓ ને ટુકડીઓને શસ્ત્રરહિત કરવા માંડી ત્યારે તેઓએ 'નવરો બેઠો નખોદ વાળે' તેવાં કર્મ આદર્યાં.† ઘણા દેશી

૧૮૫૩ મા નાગપોર સયોજી દીધું એ સબધી તા૦ ૨ એપ્રીલ ૧૮૫૫ નું "ઇંડીયન ડેલી ન્યુસ" કહે છે કે નાગપોરના રાજાનું ખાનગી જવાહીર, આસરે, ૭૫,૦૦,૦૦૦ નું હતું, તેને રાજની મીલકત ગણી જપ્ત કીધું, ને જાહેર બજારમાં વેચી નાખ્યું. તેના વ્યાજમાંથી રાજાની ચાર રાણીઓને વરસ દહાડે રૂ. ૩,૦૦,૦૦૦ પેન્સનના આપવા ઠરાવ્યા ! ધન્ય છે !

છેલ્લું પ્રતાપી રાજ્ય-સંયોજન કર્મ અયોધ્યાનું છે. સારા રાજ્યને જોડી દેવા લાર્ડ ડૈલહાઉસી તૈયાર હતો તો નામના છિદ્રવાળાને મુકે કેમ ? અયોધ્યાનો નવાબ મોગલશાહી હતો, તેથી તેને પદભ્રષ્ટ કીધો (તા૦ ૭ મી ફેબ્રુવારી ૧૮૫૬) તેના તોપ, માણસ ને હથિયાર છિનવી લીધાં. તીજોરીમાં પંદર કરોડનો વધારો, રાજ્યમાં દશ કરોડની આવક ને ૨૪,૦૦૦ ચોરસ મૈલ જમીન આવી. તુરત લાર્ડ ડૈલહાઉસી "The Idol of the Indian community" સ્વદેશ ગયા, ત્યારે એક ઘણી સારી, દેશની દાઝ જાણનારી મીનીટ લખી ગયો છે, પણ તે શા કામની ?

* ફાટવાનું મુખ્ય કારણ રાજસયોજન વિધિ છે. એ માટે એડવીન આરનોલ્ડ લખે છે કે, "The narrative of annexations will have seemed sometimes, doubtless, more like counting out the spoils of *brigands* in a wood, than detailing the acts of English statesmanship in the light of history."

† કૉબડન કરતાં સારી સત્તા મને જડતી નથી. આ બાબતમાં:-"To confess the truth, I have no heart for discussing any of the *details* of Indian management For I look on our rule there as a whole with an eye of despair. Whether you put a screen before your eyes and call it a local army, or whether you bring the management face to face in London, the fact is still the same. The English people in Parliament have under-

સિપાહીઓને પોતાના દેશ માટે ચટપટી થવા માંડી, ને દુભાયલા પણ દુર્ભાગ્યવાન સિપાહીઓ તારા પ્રસંગને લીધે પોતાનો ધર્મ વિસરી ગયા હતા. તેઓ 'દેખ દેખે ને શીખ શીખે' તેમ મૂર્ખ બન્યા. તું ધીમે ધીમે પૂર્ણ વિશ્વાસુ બની તેથી આંધળી થઈ. તીક્ષ્ણ ધારદાર કાતિલ અસ્ત્રશસ્ત્ર–'વાંદરાના હાથમાં શસ્ત્ર'–ધીર્યાં, જો કે તે ધીરવાં તને જરાપણ ગમ્યાં નહોતાં, પણ લાચારીએ પરાયા પુત્રોને સ્વપુત્ર ગણી કામ લીધું. તેઓ ફાટ્યા ને તારાં જ શસ્ત્રો તારી સામા વાપરવાનો નિશ્ચય કીધો. તારી ધૂર્ત પાખંડી મતલબ તેઓ જાણી ગયા હતા એટલે પછી કશો બાધ નડ્યો નહી. પ્યાલું ભરાઈ ચુક્યું હતું, ને એક ટીપું વધવું બાકી હતું. કારટુજ તેં પ્રથમ વાપરવા આપ્યા.* ધર્માંધ પણ મૂર્ખોએ ગપ ચલાવી કે ડુક્કર અને ગૌમાંસના કારટુજ બનેલા છે! આથી પ્યાલું ઉભરાઈ ગયું અને પૂર્ણ જોસ્સાથી અગ્નિ ફાટી નિકળ્યો. કાનપોર, દિલ્હી, લખનૌમાં બળવાની ચનગી ઝળકી, ને ત્યાં સ્વભાવગુણથી કેળવાયલા નહી તેવાઓ પ્રકાશ્યા. સુરંગ ઉરાડવામાં માત્ર એક રંજકની જરૂર હોય છે, ને તે મુકનાર કોઈ સાહસિક પુરૂષ હોવો એટલે બસ. જેમના રાજ્યો તેં અધર્મિષ્ઠ થઈ પડાવી લીધાં હતાં, તેમના વંશવારસો, જે રાજકુંવરો† આ ભારતીની છાતીપર બાળપણથી ગેલ કરી

taken to be responsible for governing 150 Millions of people despotically in India. They have adopted the principle of a military despotism, and I have no faith in such an undertaking being anything but a calamity and a curse to the people of England.–MORLEY'S "Life of Cobden. vol. II pp. 360-1.

* That the sepoys believed that the greased cartridges were destined to deprive them of their caste is, I think not to be questioned. *But they believed that calumny, because the action of the British with respect to their own principle (i. e. Oude) had so shattered their faith in the professions of their ruling power, that they were ready to credit anything against it* . . . In a greater degree, the annexation of Oude and the measures which followed that annexation; in a lesser degree, the actual employment of animal fat . . constituted ample grounds for the distrust evinced by the Sepoys."–Col. Malleson's Continuation of Kaye's "Sepoy war" vol. I. pp. 351-2

† જાન બ્રાઇટે ૧૮૫૯ માં કહ્યું હતુ.–"Princely families, once the rulers of India, are now either houseless wanderers in the

આનંદે સુખરૂપ રાજ કરવા માટેની જ ઇચ્છા ધરાવતા હતા, તેમને તેં ઢોંગી પાડી પ્રચંડ પ્રહાર કરેલો અને સાધારણ જમીનપર અસાધારણ માલીક કરતાં પણ જેઓની અવસ્થા સારી નહી તેઓ,* જેઓ રાજા ટળી જાગીરદાર થયેલા તેઓ, જાગીરદાર મટી ગામડાના ખેડુઓ થયેલા તેઓ; શૂરવીર સાહસિક બળિષ્ટ પ્રતાપી પુરૂષો, જેઓને તેં ભય, અપમાન, દાબ ને બળથી તરવાર મ્યાન કરવાની ફરજ પાડેલી તેઓ; ધર્મગુરૂ ને ધર્માચાર્યો, સાધુ ને સંતો જેઓનું સનાતન ધર્મરાજ્ય તારા ભિન્ન ભિન્ન વિચારોના પ્રકાશવાથી અસ્ત–જેમ ચંદ્રના તેજમાં તારા અસ્ત થયા જણાય તેમ (તોપણ આર્યસૂર્યના તેજ સમીપ તારો ચંદ્ર પ્રકાશ શા લેખામાં છે તેની તને જાણ ન હોવાથી તું ભ્રમમાં ભુલાઈ હતી.) થયા હતા તેઓ; સૈનિકોએ જોયું કે હવે આપણી સ્પૃહા લેશમાત્ર પણ રહી નથી, જેઓ બળી જળી તો રહ્યા હતાં તેઓ; આર્ય પ્રજા જેઓને તારા વિજય ગર્વાવેશી પ્રપંચી પુત્રો સુધારાના ગર્વના મદમાં છાકી જઇને રાજસત્તાના દોરમાં પ્રમાદી થઈ ધિક્કારતા હતા તેઓ; યુદ્ધાસક્ત ભટરાજો, જેઓ પોતાની પુત્રવત્ ગણેલી ધાર્મિક પ્રજાને પતિત થતી જોઇને કાળજા બાળતા હતા તેઓ; સ્વમતાભિમાની જેઓ તારા પુત્રને "નાસ્તિક, કાફર, યવન, મ્લેચ્છદેશનિવાસી" અથવા અપવિત્ર ગણી નિરંતર ધિક્કારની દૃષ્ટિએ જોતા તેઓ; રાજપ્રપંચીઓ જેઓ પોતાની પૂર્વની અખંડિત કીર્તિપર પ્રકાશી આનંદ માનતા અને પોતાનું જ સારૂ એવો જેમને થયલો હતો નિશ્ચય, જેથી તારી સાથે મોહોબત, એખલાસ કે પ્રેમમૈત્રી કરવા પ્રથમ જરાએ રાજી નહી, પણ તારી મોહક વાણીથી લોભાઈ દુઃખમાંથી સુખમાં આવવાને ચાતક પેરે તૃષાતુર બનેલા, પછી તેં તેઓની સઘળા પ્રકારની ઉત્તમ આશાઓનું નિકંદન કરી સમાનતાની માંગણીને રોષથી તુચ્છકારી કાઢેલી તેઓ; જેઓએ તારાથી પુષ્કળ શોષેલું, જેમના મનમાં તો તારો ઓરકુટો ક્યારે લાગ આવે કે કરીએ, પણ તારા વધતા બળથી બીહીતા તદપિ અહીંતહીં તારા અવગુણો બોલી માત્ર તેટલો સમય સંતોષ પામીને બેસતા તેઓ; ખાધરા ને લુંટારાઓ જેઓને કંઈપણ જોઇયે તેઓ;

---

land they once called their own, or are pensioners on the bounty of those strangers by whom their fortunes have been overthrown. They who were noble and gentle for ages are now merged in the common mass of the people '

* "No Indian Prince should exist." સર ચાર્લ્સ નેપિયરનું જીવન ચરિત્ર પુ. ૪ પા. ૧૮૮:–"The two hundred and fifty kinglings must incredita̤bly and speedily disappear." The Friend of India.

સૈન્ય સંગ્રામમમાં આસક્ત અને રાજ્ય કરવાના લોભીઓ; અને એ શિવાય બીજા, જેઓ તારાથી ઘવાયલા, દુ:ખાયલા, પીડાયલા, હિણાયલા, દુણાયલા, પાયમાલ થયલા, ને જેઓને તારી તરફથી કંઇ પણ ન્યાય કે કંઈ પણ સારાની આશા રાખવાનું કોઈ પણ પ્રકારનું કારણ જણાયલું નહી તે સઘળાંઓ, ભરત-ખંડમાં જે તત્વ સામર્થ્યનો જોસ્સો રહ્યો હતો તે બાહાર આણી, તે કાળમાં તેવું કંઈક છે એવું જણાતું હતું તેથી સંયુક્ત બળથી બળવાન્ થઈ, પોતાનો જય ધારી ભવાનીને ભોગ આપી—માત્ર મૂહૂર્ત જોયા વગર જ—એકસંપીલા થઈ તારો ચૂરેચૂરો કરવા, તને જડમૂળથી ઉખેડી ખેદાનમેદાન કરવા પૂર્ણ ઉત્સાહના બળથી રંજક મુકવા ઉપડ્યા. એ ભયંકર કાળરૂપ બનાવ તને હવણાં પણ થરથરાવે છે. જેવા આ સઘળા બળવાન્ શૂરવીરો ઉપડ્યા તેવા જ પહેલે સપાટે તારાપર જેમ એક અદસસતા શબપર ગીધ તૂટી પડે તેમ તૂટી પડ્યા. સપાટામાં તને ત્રાહે ત્રાહે પોકરાવી. સત્તા મેળવવાની ઉત્કંઠાવાળા, મોટી મોટી જીતની આશા રાખનારા, લશ્કરી બંધન હાથમાં આવેલું જાણી, સ્વભાવવૃત્તિને સંકોચ્યા વગર, પોતામાં અસાધારણ શક્તિ છે એમ માની બુદ્ધિના વાળેલા વળ્યા, પણ સમયસુંદર પ્રાપ્ત કરી જય મેળવવાની ઉજળી કર્મશક્તિ વાપરી નહિ. મહારાજ્ય મેળવવા મહાશક્તિ જોઈએ, ને મહા-શક્તિ માટે મહાન્ પુરૂષમાં ગણના થાય તેવાં કર્મ દર્શાવવાં તથા ખેલ ખેલવા જોઇયે, આમાંનું કશું તે કાળના યોદ્ધામાં હતું નહી; નહી પાકી યોજના ને નહી પાકો બંદોબસ્ત એટલે પછી અવ્યવસ્થા કેવી થાય, તે કેહે-વાનું કારણ રેહેતું નથી. બળવાનું એકદમ અકસ્માત્ ઉઠવું, તેનો વધારો થવો અને તેનાં પરિણામ તેના મૂળ વ્યવસ્થાબંધારણપરથી જ ધારી શકાતા હતાં. ટુંકા વખતમાં ઉઠવું અને સ્નાયુબળથી હાલચાલ કરી દોડ કરવી, તે તને તદ્દન નિર્બળ કરવાને માટે બસ હતું નહી. ઉત્તર હિંદુસ્થાનના પુર-બિયા ને સીખ, કે ગુરખા ને મુસલમાનો તને ને તારાં કામોને તારા પુત્રો સાથે ઘસડી નાંખવાને જેમ વંટોળિયો સર્વ વસ્તુને ઘસડી જાય છે તેમ તત્પર હતા, ત્યારે તું થથરતી દેખાઇ ને ઉભી રેહેવાને પણ અશકત જણાઇ. આ પૃથ્વી પણ ભયંકર એવી દેખાઈ કે તેના ઘણી ઘણી લાંબી મુદતના થઈ બેઠેલા ધણીઓના શબને રાખવાને પણ ના પાડતી જણાઈ. સ્વદેશના પિતા તરીકે પ્રસિદ્ધ થયેલા પુરાણપ્રસિદ્ધ મહાપુરૂષો હવે આ કાળમાં નહોતા, ને આ ભારતીનું બળ સામર્થ્ય ઓછું થયું હતું, કે જેથી બીજી પ્રજાને સ્વા-તંત્ર્ય મળતું હતું, ને એ બળ તે મનુષ્ય ઉત્સાહ ને શસ્ત્રબળ, તેની

ખૂટને લીધે નિર્બળ હતું. વળી એ વેળાએ "નેશનલ ઓરગેનીઝેશન" ન હોતું, ન હોતો કોઈ તેવો ફક્કડ નર કે જે બળવાખોરોને નાણું ને શસ્ત્રો પૂરાં પાડે ને સંપથી વર્તાવી ધરતી ધ્રુજાવવા તૈયાર થયા હતા તેમાં યશને પામે. દિલ્હીનો શાહનશાહ અશક્ત, નિરાશ્રિત ઈશ્વરી કૃપાથી તુચ્છ ગણાયલો, નિરાધાર રમકડું હતો, તેની પાયમાલી તો તેના સમક્ષ જ હતી, ને જ્યારે આ દૈવી દુ:ખનો પ્રવાહ જોસબંધ તેને અગાડી ઘસડી ગયો ત્યારે તેણે આક્રંદ કીધું. પડું પડું થયેલું વાદળું એણે જોયું; પરંતુ તેને અટકાવવા તે તદ્દન અશક્ત હતો. કવિતાની ભાષા, અલંકારથી ને અતિશયોક્તિથી કહું તો આ તેના દુ:ખપર અડધા હિંદુસ્થાનની આંખમાંથી આંસુ વહ્યાં. આ બળવા વેળાએ મધ્ય ને દક્ષિણ હિંદુસ્થાનની પ્રજાએ ઉત્તર હિંદુસ્થાનના બળવાખોરોને સહાય થવાની અગત્ય હતી, પણ તારા મોહમાં અંજાઈ ગયેલા તને જ તન મન ને ધનવાન ગણીને પૂજ્ય ગણતા, તેઓને આ વિચાર તો સુઝયોજ નહી, પણ પોતાના દેશના હિતકર્તાઓની સામા થવામાં પોતાનું પરાક્રમ દર્શાવ્યું. તેઓને દુશ્મન માન્યા ને વિશેષ હઠે ભરાઈ બહાદૂરીથી લડવાને તૈયાર થયા. પ્રત્યક્ષ હતું કે જો તારી સામા થવામાં જેઓ મેદાન પડ્યા હતા, તેઓએ સાથે મળીને કામ કીધું હોત ને આખું ભરતખંડ એકસંપથી વર્તવાને તૈયાર થયું હોત તો તને નાસવું ભારે હતું. પણ વખતની બલિહારી ગા; તે તારા દુશ્મનોને પ્રતિકૂળ ને તને અનુકૂળ હતો. સેંકડો બળવાખોર ટોળીઓ તૈયાર થઈને જય મેળવવા જોષ જોવડાવી આગળ વધી, પણ તેઓએ કેમ વર્તવું, કેમ રક્ષણ ને ભક્ષણ કરવું, શત્રુ સામા કેવી યોજનાથી કામ કરવું, હંફાવવા કેમ ને હઠાવવા કેમ તેની બરાબર ગોઠવણ નહોતી; તેનું કારણ હતું કે કોઈ કાબેલ અધિપ નહોતો. જો કોઈ નિપુણ દોરવનાર હોત તો આવી અવ્યવસ્થિત સ્થિતિમાં મેદાન પડવાનો વિચાર કરત જ નહી. "ઈરેગ્યુલર" (અનિયમિત) લશ્કર પણ સારૂં હોય છે. પણ આ બળવાખોરનું લશ્કર તેનાથીએ ખરાબ! ઈશ્કમસ્ત, લૂંટની ઇચ્છા, નિર્દયતા ને અવિચારીપણું એ તેઓમાં આગળ પડતાં પ્રકાશ્યાં, પણ જે બળ દર્શાવવું હતું તેનું શૂન્ય મુકાયું. ખોરાકી પોશાકીનો કશો બંદોબસ્ત નહી, ને તેથી સૌની ઇચ્છા ન્યારીજ. તેથી બળવાખોર લશ્કરે મન વિના ટોળાબંધ લૂટારા બની આ ગામથી પેલે ગામ ને તે ગામથી વળી કોઈ ત્રીજે જ ગામ ભટકવા માંડ્યું. પોતાના સ્વજાતિલાઓને જ દમવા માંડ્યું. પણ આ ઉશ્કેરણી કરનારાઓએ એમ

ન જાણ્યું કે આપણે શી શી જાતની તંગી ભોગવવી પડશે; તેનું પ્રથમ લક્ષ જ ન દીધું. જે લશ્કરમાં ભિન્ન ભિન્ન વિચાર ને અવ્યવસ્થા, તેમાંએ ખોરાકની તાણુ એટલે આખરનો ઉપાય લૂંટ કરવો રહ્યો. બળવાખોરોએ તારા સૈન્ય સામા ભીડંભીડા, ઝપાઝપી, કાપાકાપી કરવાને બદલે પોતાનું હિત ઇચ્છે તેવાઓપર પોતાનું શૂરાતન કાઢી નાંખ્યું. લડવાના સરંજામની પણ તાણુ, તેથી બ્રિટિશ ને ઇંડિયન સોલ્જરોની સામા જવાથી પણ લાભકારક પરિણામ થશે એમ તેઓને લાગ્યું નહીં. તોપખાનું નહી, લડવાને કાતીલ તલવાર કે ભયંકર બંદુકો પણ નહી, બ્રિટિશ સોલ્જરોને હંફાવવાને ઘેરો ઘાલવાનો સામાન પણ નહી, સેનના કાબેલ સરદાર નહી, યોજના કરનાર પુરૂષ નહી, સંપ નહી, નિશ્ચય, નિયમ ને નીતિ નહી, સેહ પોહોચાડી યથાર્થ રીતે કામ કરવાની આવડત નહી, કામની ઉકેલ નહી, ચાંચલ્યવૃત્તિ પણ જુદી જ, નાણાં ધીરનાર નહી, ડાહાપણભર્યા વિચાર નહી, ને સુધારાપર નજર નહી, તો પછી એવા પ્રકારે બહાર નિકળેલું સેન કેમ ફાવે વારૂ? તેઓ પોતાની જ અઘટિત યોજનાથી મૂત્રા, ને તેમાં કંઇ તારૂં પરાક્રમ હું જોતી નથી. લૂંટફાટ ને દમવાથી સઘળી પ્રજા બેહાલ થઈ, આ બળવાખોરને ધિક્કારવા લાગી. જેઓ કોઈપણ બીજી રીતે આશ્રય આપી શકત તેઓ જ સામા થયા, ને તારે માટે દયા ઉપજી, ઈશ્વર પ્રાર્થના કીધી, તને મમતાથી ચાહાવા લાગ્યા, ને "અદલરાજ" એ નામે તું ઓળખાઇ. બળવાખોર સેનનો કોઇ પણ રાજકીય વિચાર નહોતો, તારા શબ્દમાં બોલું તો કોઈ પણ *Idea* નહોતો. લડાઇમાં કેમ હલ્લા કરી ધસવું, કયાં દ્રોડ કરવી, શત્રુને કેમ મારવા, કેમ સેહ પોહોચાડવી એનો જ્યારે ખ્યાલ પણ નહી ત્યારે જયની આશા જ શી? આ બળવામાં કેટલાક માત્ર મોગલ રાજને માટે ઘૂમ્યા, કેટલાક પેશવાઈ માટે ઉઠ્યા, કોઈ કોઈ રાજપૂતી માટે લડ્યા ને ઘણાક તો પોતાના હાથ ને શસ્ત્રને કંઈ કામ ન મળે તે જ માટે ઘૂમ્યા હતા, તેથી આ ઘૂમનારામાં કોઈ લશ્કરી શક્તિ—સૈન્યાધિપતિની બહાદૂરી આવે જ ક્યાંથી? હિંદુસ્તાનના મુખ્ય સરદારો, તેમાં શાહજાદા ને પાટવીઓ, અમીર અને ઉમરાવો, રાજા મહારાજાઓ તો બાળપણથી જ મોઝમજા, એશઆરામ, વ્યસન, વેશ્યાવિલાસ ને સુસ્તીમાં ચકચૂર રેહેનારા; જન્મ્યા ત્યારથી જ અક્કલશૂન્ય, અક્ષરશૂન્ય, ને વીરત્વશૂન્ય; સાથે જનાનખાનું જ સેવનાર, નેજાબદારો, તરવારીયાઓ, તોપચીઓ, વીરલાઓ પોતાની કલ્પિત સીફ્રા બહાદૂરીના ગુણ

ચાનારા, પતરાજબાજ; અને સૂબેદાર રેસાલેદાર, ને સીલેદાર ઘોડેસ્વાર ટુકડીને દોરવવાનું; તોપખાનાની બેટરીને રીતસર ગોઠવવાનું બરાબર જાણતા, પણ તે પ્રાચીન રીતિથી જ. પણ હાલની યુદ્ધનિપુણતા માટે ઐતિહાસિક વૃત્તાંત; શસ્ત્રવિદ્યાનું બારીક જ્ઞાન ને શત્રુની રાજ્યદ્વારી કપટકળા કે જેનું જ્ઞાન સર્વથી પ્રથમ અગત્યનું હતું, તે વગરના અક્કલશૂન્ય, ને સમર્થ સૈન્યાધિપતિ સામા કેવી રીતના આધિપત્યથી વર્તવું તેથી અણવાકેફગાર; બ્રિગેડના ઉપરી છતાં, પોતાના માથાપર કેવું ને કેટલું જોખમ છે તેનો વિચાર છતાં, તેઓ મોજને માટે આમતેમ ભટકયા કરતા હતા; અને પોતાનો વધારો કેમ કરવો તે માટે બેફીકરા સાંઢ બની અથવા તો પોતાની હોશિયારીથી સમજવાને અશક્ત ને મળતા સમાચારથી થનારા લાભાલાભનું વિચારી સમયસૂચકતા વાપરવામાં બેસમજ ને અજ્ઞાન રહ્યા હતા. જ્યાં ત્યાં ફરતા હતા, જે ગામમાંથી પસાર થતા તે ગામમાં પોતાના નિર્વાહ માટે કર નાંખતા, લોકોને પજવતા, દમતા, લૂટતા, સ્ત્રીઓની લજ્જા લેતા, પાંચ વાલ સોના માટે નાક, કાન કે હાથપગ કાપતા, ગામો સળગાવતા, ખેતરોનો પાક ખરાબ કરતા, પાક વણસાડતા, ને મિત્રને શત્રુ ગણી દુઃખી કરતા, જેથી તેઓ જ તારો માર્ગ નિર્વિઘ્ન કરી આપતા હતા ને પીડાયલા લોકો તારા રાજને આશિષ્ આપતા હતા. આ તેમની મૂર્ખાઇએ જ તેઓનો ઘાણ બગાડ્યો, તેઓની જયની આશાઓ દૂર જતી રહી. વળી પાસે જે પૈસો આવ્યો તેનો પણ સારો ઉપયોગ કીધો નહી. જે પૈસો લૂટફાટથી મેળવ્યો તે જો પોતાના સેનના ઉપયોગમાં વાપર્યો હોત તો ઘણું ઉપયોગી થઈ પડત, પણ આ બંડખોરોએ (આમ જ હવે તેઓને કેહેવું જોઇયે, યશ મેળવત તો મોટા પ્રતાપી યોદ્ધામાં ખપત) તે અતુલ્ય પૈસો લખલૂટપણે મોજશોખમાં ઉડાડી દીધો અથવા તેઓની આ થાપણ માટે જ તેમના શૂરા સિપાહીઓ તેમનો ત્યાગ કરી ચાલ્યા ગયા, ને તેથી પોતાની મુરાદ બર લાવવાના સાધનમાં ખલલ પડી. ધર્મ અને જાત્યાચાર સંબંધી પરાપૂર્વથી વિરોધ તે આ વેળાએ નરમ પડ્યો હતો, રે કેહેવા દે કે તદ્દન નાશ પામ્યો હતો, અને જે હિંદુ ને મુસલમાન આગલે જ વર્ષે માંહોમાંહે સામા થયા હતા તે આ વેળાએ બંધુત્વ બહાર પાડી કામ કરતા હતા, તે હવે તદ્દન છૂટા પડી ગયા, ઐક્યનો નાશ થયો, ને કામ કામને ઠેકાણે રહ્યું. માંહોમાંહે જ લડવા તૈયાર થયા. પણ કંઈ તેમનો દહાડો સિકદર તેથી આ પ્રલયમાંથી તો બચ્યા. અંકુશિત રાજબળસત્તાની ગેરહાજરીમાં અથવા સ્વદે-

શાભિમાન સ્વદેશપ્રીતિની લાગણી વગર ચોપાસ ઘાતકીપણું, બેદરકારી, લુચ્ચાઈ, પ્રપંચ, અંધાધુંધી, ને અવ્યવસ્થા સ્થળે સ્થળે મચી રહી; અંગ્રેજ કેદીઓ, જેઓ નિર્દોષ અને ગાભરા હતા તેઓ શરણે આવ્યા, ને પેલાઓએ નિર્દયતાથી જાણે ઉગેલા ખેતરમાંથી ઘાસ કાપતા હોય તેમ કાપી નાખ્યા, જેવા બીજા બકરા કે નિર્દોષ મેંઢા કાપનાર ખાટકી નિવડ્યા; ને આ અતિઘોર ત્રાસદાયક કર્મનો દોષ તું તારા જ નાનારાવ અને બહાદૂરશાહ જંગીપર મુકે છે, છતાં પણ તું ને તારા બેટાઓ પૂરેપૂરી દલીલથી પૂરેપૂરી તપાસ પછી એકમતે ને એકેજથે તેમને ધિક્કારવા શક્તિમંત થયા નથી, જો કે એ સંતાપકારક બનાવ ઇતિહાસના અવિચળ પાના ઉપર કાળો દાઘો દાખવે છે, ને એણે "ભરતખંડ" એ રૂડા નામને લજામણો કરી મુકયો છે; ને એથી કોઇપણ પ્રજા, હાલની કેહેવાતી સુધરેલી સુદ્ધાં, તેઓને માટે ઘણો હલકો વિચાર દર્શાવે ને બીજાના મનમાં ઠસાવી શકે તેવો છે, ને તેવા દુષ્ટ કર્મ માટે જ્યાંસુધી કોઈ તેવું અવિચળ વિજયવંત પરાક્રમ ન કરે ત્યાંસુધી એ કાળો દાઘ ધોવાવાનો નથી. તેમ છતાં પણ તારી તરફના ઇતિહાસમાં તું છૂટા દિલથી એ કાળો દાઘ એક પક્ષને પણ લગાડી શકી નથી એ જ તેઓનો મહાન્ વિજય છે.* વળી આ પણ અતિ સંશયભરેલી

* સર જોન માલકમના વિચાર જોવા. ૧૮૫૦ પેહેલા અતિદુષ્ટ રીતિએ રાજ્ય ચલાવવામાં આવતું હતું. "લોકો મુસલમાન, મરેઠાઓના દુ ખથી ગભરાયલા હતા, પણ ઘણા કંપનીના નોકરોએ પૈસો મેળવવામાં એટલી દુષ્ટતા વાપરેલી કે બ્રિટીશ ન્યાયી રાજ્ય માટે મોટો ખરાબ વિચાર બધાયો આથી વધારે, લોકોને ભુંડુ બોલવાનું કારણ તો સ્રીઓ સાથેનો ઘરસંસારવ્યવહાર હતો. ઘણી સુંદર સુદરી ઓરીસામાં, અલીગઢમાં ને પંજાબમાં બળાત્કારે બ્રિટીશ સોલજરે બગાડી, એમ મેં જયારે મારા એક મિત્રથી સાંભળ્યું ત્યારે મને અતિ આશ્ચર્ય સાથે સકોપ થયલો મારા મિત્રે દીઠો હિન્દુસ્થાનના દેશી નબળા છે એમ ગણી સઘળાઓ સતાવતા આવે છે. આ ઘણું ખોટું છે, ને એનાં ફળ માઠાં થવાં જોઇએ ને થશે" થોડે વર્ષે આ ભવિષ્ય(ક)વાણી ખરી પડી પણ અંગ્રેજો ચેત્યા નહીં ને દેશીઓને દોષિત ઠરાવવા મચ્યા, પણ તેમાં ફાવ્યા તો થોડા જ. પાર્લીમેન્ટમાં રાઢ લાગી ને તેમાં બ્રાઇટે જણાવ્યુ તે અતિ ઉત્તમ હતું. The great company "system of finance was wasteful and oppressive. Its policy was that of aggression and annexation In practice the government was irresponsible. Nobody listened to Indian affairs in Parliament, except on rare occasions or for party purposes. The Governor-General did as be pleased. The President of the Board of Control did as be pleased.* * The internal resources of India were utterly neglected. આવાં

વાત છે કે જે આગેવાનો બળવામાં હતા તેઓના હાથમાં ઘાતકી કર્મ અટકાવાની કંઈ પણ શક્તિ નહતી. અજ્ઞાન ને અવ્યવસ્થિત, જંગલી રીતે દોરવાતા સોબતીઓ, વિજયથી વ્યાકુળ, ઘેલાગાંડા થયેલા, પરદેશી પરધર્મીને ધિક્કારનારા, ને થોડો કાળ સ્વતંત્રતાની સુખમય લહરોના શ્વાસથી એવા તો મદોન્મત્ત બન્યા હતા કે તેઓ કદી કોઈ પણ આગેવાનની આજ્ઞાને પત કરત ખરા? તેઓ એક શબ્દ પણ સાંભળવાને ના પાડત, ને આ જોમપર આવેલા મૂર્ખો તેઓનો જ શિરચ્છેદ કરવા તત્પર થાત. ફ્રાન્સમાં ૧૭૯૨માં જેવું ગાંડાપણું વ્યાપ્યું હતું તે કરતાં વિશેષ આ અર્ધ જંગલીઓને વ્યાપ્યું હતું. ક્યારે રોબીસપીઅર, મીરાબો ને વાલટેરને મારતાં ઝનુની ફ્રેન્ચોએ વિચાર કીધો હતો, કે આ વેળા ભારતભૂમિના ગાંડા એ વિષે વિચાર કરત? નાનાસાહેબ ને બહાદૂરશાહને ખરી રીતે માનતું કોણ હતું? ખરી રીતે તેઓના હાથમાં સત્તા જ નહોતી, હતી તો નામની જ હતી. માત્ર આ લોકોનાં નામ મોખરે મુકવામાં આવ્યાં હતાં. જો આ નામજાદા* પુરૂષો મેદાન પડ્યા નહત, તોપણ બળવો તો થાત જ. લોર્ડ

કારણથી સઘળી વ્યવસ્થા ખરાબ થઈ હતી. બ્રાઇટ વિશેષ એટલુ જ કહે છે કે, સ્પેને આટલાન્ટીકને પેલીમેર જે વર્તણુક ચલાવી હતી તેમાં ને આમાં ઘણો થોડો ફેરફાર હતો. આવાં ઘણાં કારણો બળવો થવામાં સાધનભૂત હતાં. મિશનરીઓએ ધર્મનિમિત્ત બતાવ્યું છે, ને કેટલાકોએ રાજદ્વારી બાબત બતાવી છે, પણ વાત એટલી તો ખરી કે "તે વેળાના સત્તાધારીમાં સ્વછંદી લેહેરીપણું, વંઠેલપણું, દ્રવ્યલોભ, ગર્વિષ્ઠતા, ધર્મલોભ ને રાજલોભ, જનસ્થિતિપર બેદરકાર, પ્રજાના સુખ માટે નવા વિચાર યોજ્યા નહી ને લોકોએ કેટલાક વહેમને લીધે ગ્રહણ પણ કીધા નહિ, જમીનદારો ને જનરલોનો અભિમાને તિરસ્કાર કીધો. હક્કો ખુંચવી લીધા, કંપની ખાઉધરી બની, ઉદ્યમ ઘટયા હતા, ને દેશમાં વિલાયતી માલે જડ ઘાલવા માંડી હતી. લશ્કર લડાઈ વગર અસ્વસ્થ હતું, ને હાથ ચળવળતા હતા. તેમાં પાર્લામેન્ટ આંધળીભીત થઈ, ન ખમાવાથી જનમત ઉભરાઈ આવ્યું ને છલકાતાં છલકાતાં અતિ મોટો ત્રાસ વર્તાવી દીધો." "મહાભાગ્યની વાત છે કે તે વેળા કોઈ સારો સરદાર નીકળી આવ્યો નહી. સિંધિયાને ફાવે તેમ હતું, ને તે મોટો સમર્થ યોદ્ધો હતો, પણ ક્ષણમાં બાજી ફરી ગઈ ને તે અટકી પડ્યો જો વખત લાંબો હોત તો ઘણું ભોગવવું પડત." "હવે તો અંગ્રેજોને શિખવાનું છે કે રાજસત્તાનો ઉદ્દેશ શો? અમલ લોકને રૂચતો કરવો જોઇએ. દેશી સમસ્તના લાભને અર્થે એમ જ હોવું જોઇએ કે સૌ સરખા છે."

* નામ ભુંડે કે રૂડે, ગમે તેમ છે તો ખરાં! અંગ્રેજો નાનારાવ માટે ભુંડે નામે ઓળખે છે, પણ એક કવિ આ પ્રમાણે લખે છે:—

"રાજવંશી તે ખરો, ખરો ખટપટિયો ન્હાનો;
ગુપ્ત રહીને કર્યા, જીવસટ્ટાનાં કામો.
રણશૂરો નહિ કેહ, વળી બહુ દુષ્ટ લેખાયો;
હું ના માનું વાત, ઘણો વેરી દેખાયો!"

એ તો જેને જેવું ભાવે તેવું તે ગાય.

ડેલહૌસી અને તે પહેલાના ગવર્નર જનરલોએ એવી તો રાજનીતિ ચલાવી હતી કે, દેશનો પોણો ભાગ નારાજ થઈ ગયો હતો; ને તેથી બળવાના બંનો આગેવાનના હાથમાં કશી પણ કળ હતી નહી; અને વીરપુરૂષમાં,-જે તેઓ તો નહોતાજ, હોત તો શસ્ત્રઘાતથી મરત પણ પકડાત નહી,-જે બીનસ્વાર્થીપણું, મોટાઈ, ગંભીરતા, પ્રૌઢતા અને નિડર ધીર ધીટતા હોય છે તેથી તેઓ કમનસીબ હતા, રે તેનો અંશપણ કયાં હતો? જો હોય તો આવા અપ્રતિષ્ઠિત કર્મમાંથી પણ જોખમ ખેડી યાહોમ ઝોકાવી શત્રુનું રૂડું ઈચ્છી પોતાનો પ્રાણ બચાવતે. વોશિંગ્ટનને જેમ લોક અનુમત હતા તેમ લોક પણ નહી, રાજસત્તા નહી, વળી કમજોર ને સાથે સ્વાર્થી, તે શું કરવા શક્તિમંત હોય? કેદીઓની, સ્ત્રી ને બાળકોની કતલ ચલાવામાં આવી, ને લશ્કરથી વિખુટા પડેલા સિપાહીઓ, જેઓ સામાનો માર્ગ રોકવા તૈયાર હતા તેઓનો આ નિર્દયોએ ઘાત કીધો, અને ક્રૂરતાથી કાપી નાખ્યા, કેમકે જેઓને દયાની હવે જરા પણ આશા નહી, અને યુરોપિયન સેનની કવાયત, રાજકીય કાવાદાવા, દાવપેચ, બળ; ને બ્રિટીશ સેન, સંખ્યા, શસ્ત્ર ને શૂર ત્રણેમાં બળિષ્ટ, નિપુણ ને કળાવાન તે જો જીતશે તો ઘણો સંહાર વાળશે તેથી ભડકેલા, યુદ્ધ રીતિથી, વિચાર ને સલાહથી નિરાધાર, લાંબા વખતથી ઘેરો ઘાલવામાં અનેક વિઘ્નો આવેલાં, સમય જવાથી કાપાકાપીમાં જયની આશા થોડી, મનુષ્ય સંહાર વળેલો, શૂરપણું નરમ થતું ગયેલું, ને આંધળા સરદારોએ એકઠા થતા અટકાવ્યા ને બીજી રીતે ઘેરી રાખ્યા, તે છૂટેલા જંગલી વાઘોએ જ આ તારા બાળકોને ચીરી નાખ્યાં, તેમાં સરદારોને થોડો જ દોષ દેવાનું કારણ છે! આ ઝઘડા, લડાઈ, અંધાધુની વચ્ચે, જ્યારે દેશ ધૂળધાણી થયેલો ને કશું કામ કરતો નહોતો, જ્યારે બળવાખોરો પોતપોતામાં જ મરાતા હતા ત્યારે, જ્યારે રૈયત બળવાખોરથી અતિશય કંટાળેલી હતી અને દરેક પ્રાંત, દરેક નગર, દરેક જણ પોતપોતાના મંડળના રક્ષણ માટે અત્યાતુરતાથી ભરેલું જણાતું હતું; સર્વ સત્તાલોભી, સ્વતંત્રતાના લેહેરી, પૂરા યોદ્ધા, સ્વદેશાભિમાની ને મહાબળવીર બની પોતપોતાનું નાનકડું સ્વરાજ્ય સ્થાપવા મથતા હતા, જ્યારે ઉત્તર હિંદુસ્થાનના પુરભિયા, ખંત ઉદ્યમને માનનારા કઠણ વાનના બન્યા હતા, ત્યારે બીજે ઠેકાણે આવા હાલ હતા. સ્વઉત્સાહના પૂરવેગમાં આવેલા બંડખોરોએ પોતાનું અજીત બળ ધાડ પાડનારા તરીકે અથવા વિના કામના કે અફળદાયી કિલ્લાઓને ઘેરો ઘાલી બિનજરૂરિયાતના શ્રમમાં ઉડાડી દીધું

નહોત; અનુભવસિદ્ધ, ઉદ્યોગી, પરોપકારી, ને ન્યાયી, સેનાધિપતિને વશ વર્ત્યા હોત, પોતાના લોકનો વિશ્વાસ મેળવ્યો હોત, તામ્રમુખીઓનો જ વિનાશ ઇચ્છ્યો હોત, દેશી રાજાને સંધિથી સાંધ્યા હોત તો જે જગ્યામાં દોર મચાવ્યો હતો ત્યાંના માલીક થઈ પડત. પણ તારે સારે નસીબે તેમ થયું નહી અથ ।। સરદારોની સખતાઈથી સેવાનો પરિત્યાગ કરી યોદ્ધાઓ દૂર બેઠા. લશ રી બંધનમાં ઢીલ, સુસ્તી, મુહૂર્ત, તદબીરમાં કાચા, ધર્મમાં તકરારી, અને લૂટની વાંટણીમાં લડાલડી થઈ, ને તેથી ઉત્પન્ન થયેલી નાઉમેદી ચાલ ી હતી એટલામાં તારૂં કેળવાયલું, નિપુણ, નિમકહલાલ, દેશી ને યૂરોપિયન લશ્કર રણક્ષેત્રમાં આવીને ઉભું રહ્યું. જે તારી પાસે હતું તે હિંદના આગેવાનો પાસે નહતું. તારા અમલદારો, ઇલાકાના ને દરિયાના, જ્યાં તારા પુત્રો સંખ્યાબંધ હતા તે પશ્ચિમની પ્રજા, જે બહુ લાંબા કાળથી મોગલ ને મરેઠાઓનો જુલમ ખમી રિઢી થઈ હતી ને જે પોતાનું નિરંતરનું આત્મબળ રોધી નિરમાની થઈ નિશ્ચિત, સ્વસ્થાચે તટસ્થ જડભરત બની ગઈ હતી; જાણે પોતાનું તો કશું જવાનું જ નહીં હોય તેમ નાગરિક વેપારીઓ અતિ દુર્બલ બન્યા હતા; ઘણો મોટો ભાગ ન્યાત્યાચાર, જાત્યાચાર, દેશાચાર, કુળાચાર, ધર્માચારની ઘણી હેમકાઈ ભરેલી તકરાર કરવામાં રોકાઈ વ્યર્થ કાળ ગાળતો હતો, તેમનાપર તારા બહુ દીર્ઘદૃષ્ટિ સત્તાવાળાઓએ સામ દામ ભેદ દંડ ચલાવી પોતાની હાક કાયમ રાખી. હવે તારો મૂળ પાયો સ્થિર, અચળ, અડગ રેહે તેમાં સંશય શો? આ શાંતિવાળી જગ્યાથી તને આશ્રય આવી પહોંચ્યો, ને વળી તું જાતે બહુ પ્રપંચી, કે જેણે એજીનકોર્ટ ને વાટરલૂના રણક્ષેત્રમાં પ્રપંચવીરની પદવી મેળવી, ગુમાન પામેલી તેને યુદ્ધનીતિમાટે તો પૂછવું જ શું પડે? તેં એક સ્થળે લડવા કરતાં, દોડાદોડીથી લડવું વિશેષ પસંદ કીધું. તેમાં દોડતી ટુકડીના યોદ્ધાઓ ઉંચી તાલીમ પામેલા, ઉત્તમ પ્રકારના શસ્ત્રોથી સોહેલા, ઉત્તમ પ્રકારના અગ્નિશસ્ત્ર ને સરંજામથી ભરેલા, તે સાથે પુઠપર ઇંગ્લંડનો સહાયો, વળી એક ભાષા બોલનારાઓ; વળી થોડોઘણો ટેકાવ આપનારા દેશી યોદ્ધાઓ ને રાજાઓ; ને રૂપાંતર છતાં યૂરોપના બીજા દેશોનો આશ્રય; પૂર્વની કીર્તિ અને વૈરથી ઉશ્કેરાયલા; શત્રુની નબળાઈ અશક્તિથી વાકફગાર; અનેક ખટપટથી ટેહેવાયલા; પોતાના બળથી વાકફ, દૃઢ ને સાવધ; સંયુક્ત બળના લાભથી અતિશે જાણીતા, ઘડાયલા, ઉત્સાહી, નિડર, ધીરવીર ને પાણીદાર ઘોડાપર બેઠેલા, તેઓ અવ્યવસ્થિત બળવાખોરના લશ્કર-

પર જીત મેળવવામાં દૃઢ હતા એઓ જીત્યા તેમાં શું આશ્ચર્ય? તાતિયા ટોપી, નાનારાવ ને જંગી બહાદૂરશાહ, લક્ષ્મીબાઈ* યશવીરધીર નારી છતાં પણ તારી સેનાને હઠાવી હતી. તારી સેનામાં રાઈફલ કેનન અને તેઓની બંદુકડી, પટાકડી જ કેહે, તે એનું તુમુલ યુદ્ધ ન જ થાય! બળવાખોરો મેદાનમાં આવ્યા, ને પેહેલે સપાટે તો તને હઠાવી, પણ જ્યાં તેમનાં શસ્ત્રો નબળાં ત્યાં નિરૂપાય. એ જગ્યાએ વાશિંગ્ટન જેવો વિરલો પણ હારી જાય. સેનામાં ધસતા જ્યારે તારી કેનનો ઠેઠ શત્રુના કાલજા ભોકતી હતી ત્યારે શત્રુની બંદુકડી આઘે પણ પોહોંચવા પેહેલાં ધુળમાં પેસી જતી હતી. વળી યુદ્ધકૌશલ્ય રહિત નિરાધાર સેન, જેને દ્રવ્યસાધન સામગ્રી નહી મળી ને શસ્ત્ર પણ ન મળ્યાં, ને ભિન્ન ભિન્ન વિચારવાળા તેથી તું ફાવી શકી. તેમની જ ભૂમિના રાજાઓ, અમીરો ને શહાજાદાઓ તેઓનો અણવિશ્વાસ આણી તેમનાથી ડરી દૂર રહ્યા; એટલું જ નહીં, તેમની પાયમાલી માટે તને વળી આશ્રય પણ આપ્યો, એટલે પછી પુછવું જ શું? બાકી તારી એકલી મદદથી તું કોઇ પણ ઠેકાણેથી યશ મેળવી આવી હોય એવું ઇતિહાસના કોઈ પણ પૃષ્ઠથી સાબીત હોય તો બતાવ. વાટરલૂ, એજીનકોર્ટ, ક્રિમીયા, માલ્ટા, આબિસિનિયા એમાંથી કયે સ્થળે તારા પોતાના બળપર તું ઝઝુમી છે? સઘળા સરદારો વેરણખેરણ થઈ ગયેલા, તેઓ જુદી જુદી રીતે સામા ભીડ્યા, પણ હાર્યા, નાઠા, લજ્જિત થયા, પાયમાલીએ પહોંચ્યા, ને તારો જય પ્રકાશ્યો. યુરોપીઅન સેના દિલ્લી ને લખનૌ જઈ પહોંચી, ને સઉને વિખેરી નાંખ્યા. આજ વખતે બીજી જે સહાયતા મળવી ધારી હતી તે મળી હોત, પ્રતિકૂળ શત્રુઓ અનુકૂળ થયા હોત, વળી કેટલીક ક્રમરહિત અને તોફાની ઝપાઝપી કીધી નહી હોત, હુલ્લડખોરોને દબાવી તેમને પેહેલે સપાટે કાપી લશ્કરને વશ કીધું હોત, તો પછી રંગ જુદો જ ઝામત; પણ પેહેલેથી વ્યર્થ કપાઈ મુવા, અને તે પછી તારૂં ડાહ્યું લશ્કર શૌર્યભેર સામું આવી જીત્યું, ને બળવાખોરોના તાબામાં આવેલા બે નગર જતાં રહ્યાં, એટલે પછી કંઇજ રહ્યું નહીં. અર્થાત્ ગુરીલાની નાસભાગની

---

* એક બ્રિટીશ ગ્રંથકર્તા આ પ્રમાણે કહે છે: "તે બહુ નિપુણ, ઘોડાપર બેસવામાં ચપળ, સવારી કરવે યોગ્ય ને શત્રુને સેહે પોહોચાડવામાં, તીર મારવામાં અતિ ઘણી કાબેલ હતી. એલીઝાબેથની જેવી તેની કાંતિ, છાતીનો ઉઠાવ ને ચાટઘટમ ચપળ હતાં. લડતા સોલજરો તેનાપર, આ તેની બહાદુરીથી મોહ પામી અંજાઈ ગયા હતા." વળી સર હુ રોઝ કહે છે કે,The Indian mutiny has produced but one *man*, and that man was a *woman*."

લડાઈ પછી, લખનૌના છૂટકારા પછી પાણીપતના મેદાનમાં સર હ્યુ રોઝના ઘૂમવા સાથ તેઓ હતા તેવા થયા ને તારા શીતલ છત્ર નીચે પાછું ભરતખંડ આવ્યું."

"બસ કર, બહુ થયું," બ્રિટાનિયા છેડાઈ પડીને બોલી ઉઠી, "મારૂં કહેવું જરા સાંભળશે વારૂ?"

"હવણાં નહીં." જોસપર આવેલી સ્વતંત્રા દેવીએ પિત્તળ જેવા ઘુંઘવાટે સાદે કહ્યું; "મારા બોલવામાં તારે વચ્ચે પૂરાવાની શી સત્તા છે? જે યથાર્થ છે, તે જ્યારે તારી સંપૂર્ણ ઇચ્છા છે તો તને સંભળાવી તારી અપકૃતિ, અપહરણ ને દુર્બળતાનો ઈતિહાસ સ્પષ્ટ રીતે દર્શાવવો જોઇયે. જ્યારે સમય પ્રાપ્ત થયો છે તો શા માટે હું સાબિત નહીં કરૂં કે તારૂં રાજ્ય દેશીની સહાયતા વિના પ્રાપ્ત કરેલું નથી, પણ પ્રપંચપ્રેમી છે, અને જો તારી ઈચ્છા મારા કાર્યમાં અંતરાય પાડવાની હોય તો ભલે, આ હું ચાલી. દોષ દેતી નહી મને, યોગ્ય લાગશે તે કરીશ; પણ યાદ રાખજે કે આજથી આ હિન્દ દેવીને મારી પ્રિય સખી ગણી, સઘળો આશ્રય તેને આપીશ. બોલ હવે શું કહે છે, બોલું કે નહીં?"

"ભલે તારી ઇચ્છામાં આવે તે કરવાને તું સ્વતંત્ર છે, દેવી!" કડવી ગોળી નિરૂપાયે બ્રિટાનિયાએ ગળે ન ઉતરી તોપણ લીધી.

"ઠીક, તું ડહાપણ હવે શીખી છે ખરી," ગ્રિસિયન રાણીએ કહ્યું; જ્યારે તારા કહેવાતા શીતળ છત્ર નીચે સઘળો દેશ આવ્યો ત્યાર પછી તેં શું કીધું તે યાદ છે? નહી હોય એમ નથી, પણ તું ધીટતા પકડી બેઠી છે. તો સાંભળ; હજી તારાં, મારાં ને હિંદનાં કર્મની કહાણી ઘણી બાકી છે. ભરતખંડ તારા હાથમાં આવ્યાથી અતિ ઘણા ગર્વથી તું ફુલાઈ નિષ્ઠુર બની ગઈ. વેરના ઉભરાથી જે લોહીલુવાણ થયેલાં પ્રાણીઓ ચોપાસ પડેલાં હતાં તેમની મરતી વેળાની તિણી ચીસો સાંભળી અને ધર્મને માટે જેઓ જૂલમ થાય છે એમ કહેતા હતા તેના બોલવાને ટેકો આપી કંઈ ઉપાય કીધો ખરો? અથવા રાજ્યસંયોજનરીતિથી જ્યારે આ લાખો પ્રાણીના સંહારનો વખત આવ્યો, ને તારા તે ભૂલભરેલા વિચારથી તને સહેવું પડયું તે માટે તું ભૂલ* સમજી ખરી? અથવા મોટા ને સ્થિર,

---

* લોર્ડ મેયો, ભરતખંડનો ચોથો વૈસરાય જે ખરેખરૂં કહે છે તે આ પ્રમાણે છે:—I have only one object in all I do; I believe, we have not done our duty to the people of this land." &c.—LORD MAYO.

મજબૂત ને ડાહાપણુવાળા પાયાપર રાજરચના કરવાનું તને સુઝયું ખરૂં? પ્રજાને કેમ અનુકૂળ રાખવી; રાજ્ય સ્થાપતાં કેટલો ને કેવો પરિશ્રમ વેઠવો પડે છે; પ્રાચીન આર્યાવર્તના દૈવી ગુણુ, રીતભાત, વિવેક મર્યાદા, ચાલચલગત, તેને કેમ માન આપવું, દેશી રાજવીઓને કેમ તપાસવા, દેશી ઉમરાવ અમીર વર્ગને કેમ રાજી રાખવા જોઈયે; તારા વિજયવંત પુત્રોએ કેવા પ્રકારે અમલની કેફ વિના અમલ કરવો અને આર્યના સ્વાર્થને હાનિ પહોંચાડતાં—વળી તેમની જ ભૂમિમાં—તેથી કેવા હાલ થાય છે અને તેમની કીર્તિ, તેમની આબાદી, તેમની જાહોજલાલી, તેમની સરળતા, તેમની સંસારી ને ધાર્મિક સ્થિતિ, તેમનું સુખ, એ સંબંધમાં તું કંઈ આજ ત્રેવીશ વર્ષમાં વધારે શીખી ખરી? જરા પણ નહી. તેં ઘણું જોયું, ઘણું જાણ્યું, ઘણું ભોગવ્યું, પણ ઠોઠ નિશાળિયા જેવી ને જેવી જ રહી. નથી તને ખબર કે અંતર, નથી તને લેશમાત્ર ચિન્તા ને નથી તને લેશ દરકાર તારા પોતાના રાજ્ય માટે. માત્ર ઉજળું એટલું દુધ, પછી તે તેલ, પાણી ને સંચોરાથી કાં ન બનેલું હોય; પણ તને ગર્વ, મદ વ્યાપી રહેલો હોય, તેથી તું દરકાર જ રાખતી નથી. પહેલા સપાટામાં પાછો તેં રવાબ જણાવ્યો, ને જુલમજાસ્તીનો ધંધો જારી કીધો. તારૂં પહેલું પગલું મેક્ષીકોમાં દાખલ થયેલા પીઝારો ને કોરટીસની નકલ હતી,* જેથી તેં આર્ય રાજદ્રોહીઓને દૂત, જાસૂસ ને કાવત્રાંખોર ધંધામાં લગાડ્યા. તેઓ તને પહેલ પ્રથમ મદદમાં આવ્યા, ને બળવો સમાયા પછી તેં તેવાઓને આગળ કીધા. જેઓ આ ધંધામાં માહિતગાર છે તેઓ કંઈ ઓછું પરાક્રમ બતાવતા નથી. લોકો, તેમાં સારા સારા કુલીનો, અમીરો, રાજાઓ, ઠાકોરો, સત્તાવાળાઓની જીંદગીપર ડીમોક્લીસની તરવાર લટકાવી રાખી. આબરૂદારનું મોત મોત થઈ પડયું. ઠામ ઠામ દોરડા (ફાંસીના), તોપ, નાની બંદુકો ને સોટાઓનો ઉપયોગ કરવામાં આવ્યો. જ્યારે નગરો ને ગામો તારા કબજામાં આવ્યાં ત્યારે તે અડધાં વેરાન તને જણાયાં. આખા ભરતખંડમાં હાહાકાર વર્તાઈ રહ્યો હતો. જ્યાં જ્યાં તારા પુત્રો ક્રોધમય નેત્રે ફરતા હતા,† ત્યાં ત્યાં લોકોની

* જોન બ્રાઇટના ભાષણની પ્રસ્તાવના, પાનું ૭ મું.

† "ભરતખંડ બળવા પહેલાં અને પછી" એ નામના ગ્રંથમાં તે લખનાર લખે છે કે ડ્રાઇડન કવિની આ લીટીઓ તે વેળાની અંગ્રેજોની વર્તણૂકને આબાદ લાગુ પડે છે.

"Revenge! revenge! Timotheus cries,
See the Furies arise."

નાસભાગ થઈ પડી હતી, જાણે એકાદ મરકીનો રોગ ચાલ્યો હોય ને દેશ છોડીને ભાગતા હોય તેમ! કોઈ પણ સ્ત્રીની રક્ષા થવી મુશ્કેલ હતી.* સઘળા સેનાધિપતિઓ ખોરવાયલા હતા, ને તે દેશીઓને પ્રબળ શત્રુ ગણી ધિક્કારતા હતા.† ધની ને નિર્ધની બંને આ વેળાએ ડરી ગયા હતા.

---

See the Snakes that they rear,
How they hiss in their hair,
And the sparkles that flash from their eyes." DRYDEN.

* બળવાના સબંધમાં હજી અનેક વાતો ચાલે છે. તે સાથે બળવો નરમ પડ્યા પછીની સ્થિતિનું વર્ણન આપવાની અમે આ વખતે અમારી ફરજ જોઇએ છિયે. બંગાલાની એક રીજમીંટનો સિપાહી (જેનું નામ આપવાની કશી જરૂર જોતા નથી) આશરે દોઢ વરસપર અમને બેંડસ્ટાંડપર મળ્યો હતો, તેણે આ પ્રમાણે બળવા પછીની હકીકત કહી છે, તે થોડી દયામણી નથી. "ગાંડા માણસ પેઠે સોલજરો દરેક નગરમાં ઘુસતા હતા, ને તેઓને બીજાઓએ જણાવેલું કે અંગ્રેજ સ્ત્રીપુરુષ બાળકોને બળવાખોરોએ કાપી નાંખ્યાં, તેમની સ્ત્રીઓની તેમના પતિ સમક્ષ લજ્જા લીધા પછી સ્તન, હાથ, પગ, નાક, કાન, જીભ વિગેરે શરીરના અવયવો છેદન કરી પછી મારી નાંખ્યા છે, તેથી બહુ જ ક્રૂરતા જ્યાં ત્યાં વાપરતા હતા. એ વાત ખરી છે, પણ તે બનાવો બહુ થોડા બન્યા છે. માત્ર વર્તમાનપત્રોવાળાઓએ આ બાબત ઘણી ભયકર ચિત્રી હતી. કાનપોરમાં બનેલો બનાવ ઘણો શોક, ભય ઉત્પન્ન કરનારો છે, પણ ત્યાં અમેજો પેહેલે સામા થયા ને પોતાની ધૂનમાં રહ્યા. બળવાખોરોનું જોર ઘણું જબરૂં હતુ. તેઓને પત્ત કીધા નહિ, ને પ્રથમ કાનપોરમાં એક યુરોપિયને બળવાખોરને લાકડીનો સપાટો માર્યો, ને વાત વધી પડી હતી. પણ બળવો શમ્યા પછી ઇંગ્રેજ બહાદૂરે કોઈ પણ પ્રકારે દયા કીધી નથી. ગાંડા સોલજરો પોતાના મગજમા જે ધુન ભરાઈ હતી તેને અનુસરી વર્ત્યા. ઉત્તરમાં ઘણી સ્ત્રીઓપર જાસ્તી ગુજારી, તેઓને લોહીલોહાણ કીધી, કેટલીકને માર માર્યો, ને નાગરિકો મુવા; મુવા, તે બળવાખોરોને હાથે મુવા એમ ગણાયું. નરમ ઘેંસ જેવા બીહેલા લોકો આ રાક્ષસોને શું કરી શકે? અમારી પલટણ ત્યાં હતી, પણ આ જોઇને બહુએ બળત્રાં થતી હતી. લખનૌમાં બાર બાર વરસની જુવાન જુવાન અતિશે રૂપવાળી એવી ત્રણ મુસલમાન ને એક હિંદુ છોકરીને રાતના સોલજરોએ પોતાના બંગલામાં ગોંધી, ને બીજે દિવસે મરણ પામેલી મળી આવી, પણ કોઇયે દયા સરખી કીધી નથી. સ્ત્રીઓના મોત જ હતાં વખતે બાળક રસ્તામાં મળે તો હાથ પકડી ફગોટી દેતા હતા. લૂટ પણ તેટલી જ. ધનવાનની પેઢીપર પૈસા દેખે કે તેપર તુટી પડેલા મેં ઘણી વાર આ બળવાખોર સોલજરોને જોયા છે; ને તેનું દ્રવ્ય તેના કમાનડરોને વહેંચી આપ્યું. બહુ વાતમાં માલ નહિ, આ પૃથ્વી પણ આપણી નથી તો કોઇનો વિશ્વાસ શો?" આટલુ બોલતાં આ ડોસો એટલી તો ઝડપથી ચાલ્યો ગયો કે અમે તેને એક પણ પ્રશ્ન પૂછી શકયા નહિ.

† બળવા વેળાએ કેવી જંગલી રીત સુધરેલા અમેજોએ વાપરી છે તેને માટે બે ટાંચણો બસ છે. "But we do not see a like barbarity in deeds of our own in India, such as executing a group of rebel Sepoys

પાર્લામેન્ટમાંએ બહુ ચર્ચા ચાલી રહી હતી. તારો વિચાર તો આ વેળાએ રહેલાં સહેલાં દેશી રાજ્યોને છીનવી લેવાનો થયો, પણ જગત વિખ્યાત તારા સુતનુજો ગલાડસ્ટન-બ્રાઇટે અથાગ શ્રમ વેઠી તારા મનોરથ પાર પડવા દીધા નહી. લડ્યા તે એટલે સુધી કે તને તોબા પોકારવી પડી. તું એ બંને તારા પુત્રોની હિંમતથી પાછી હઠી ને ક્ષમાપત્ર સાથ "રાણીનો ઢંઢેરો" બહાર પાડ્યો. વિકટોરિયાના ઢંઢેરામાં ઘણાં સારાં સારાં અભય વચનો સમાયલાં હતાં, અને તેનો અમલ દીર્ઘદ્દષ્ટિથી યથાર્થ, મૂળનો હેતુ સાચવી કરવામાં આવે તો ઘણું થોડું ઇચ્છા બહાર રહ્યું હતું. તેમાં દેશી રાજ્યની આબાદી માટે, તેના ભલાપણા માટે, તેના આશ્રય માટે બહુ કોલો દીધા હતા. સઘળા પ્રકારની છૂટ, ઉપભોગ, પ્રાચીન વંશપરંપરાના હક્ક, દત્તક વિધાન, ને સરખી છૂટ આપી હતી. તેમાં સ્વીકારેલું હતું કે ભારતવાસી પ્રજાજનોને બ્રિટિશ રાજ્યની બીજી પ્રજા જેવા ગણી, તેમના જેવા સઘળા હક્કના ધણી ગણવામાં આવશે, એટલે જે રાજ્યહક્ક, પ્રજાહક્ક આપ્યા હતા તેની રૂએ ઇંગ્લંડની રાણી નામદાર વિકટોરિયા ભરતખંડની શાહનશાબાનુ ગણાઈ હતી. આ દિવસે હિંદને અત્યાનંદ પ્રાપ્ત થયો હતો, ને જયવિજયનો મોટો નાદ ચોપાસ ગાજી રહ્યો હતો. સર્વેએ આનંદોત્સવ દર્શાવી નવી રાણીને વધાવી લીધી. ઘેરેઘેરે દિવાળીનો દહાડો મનાયો, ને લગ્ન જેવો આનંદ ગણાયો. અગર તત્સમય મધ્ય ને ઉત્તર હિંદુસ્થાનમાં તો મુડદાંઓ રઝળતાં હતાં ને અગ્નિકોપ તુરતનો જ વર્ષેલો હતો; લોહીની નદી સુકાઈ પણ નહોતી ને કોહેલાં કુતરાઓ હજી પણ આનંદે હિંદના પુત્રોથી પેટ ભરતાં હતાં; તામ્રમુખી વાળવાળા સોલજરો ખુલ્લી બેયોનેટથી બજારમાં સેન્ટીનલનું કામ કરતા હતા ને તે મ્હોં ગંધાય તેવી રીતે, બ્રાન્ડી ને સામપીનથી ટેં થઈ, ભરેલી બંદુક ખાંધપર લઈ 'છાકટા સેલરબાવા' માફક, શાંત, સરળ, નમ્ર, માયાળુ, વિનયવંત, આર્જવવાળા, દયામણા ને દામણા દેશીઓના મ્હોં ઉપર શાપ દઈ, અનેક પ્રકારની અણઘટતી ગાળો દેતાં જરા

---

by fusillade, and setting fire to the heap of them because they were not all dead."–Introduction to "Study of Sociology," by Herbert Spencer. p. 208.

Lord Elphinstone, Governor of Bombay, writing to Sir John Lawrence, after the capture of Delhi, says, the British conqueror now outdid the sami-barbarous Persian, Nadir Sh ah, in barbarities, who sacked Delhi in 1738.'

પણ શરમાતા નહોતા;* તોપણ, તેવા બારીક વખતમાંએ તને લેશ પણ ઉણું પડવા દીધું નહીં. તારાપર પુષ્પવૃષ્ટિ કીધી, પાદપ્રક્ષાલન કીધું, અભિવંદન દીધું, મુબારકબાદી આપી, "ચુગ ચુગ રાણીનું રાજ્ય રહો" એમ સહર્ષી લલકાર કીધો. ભાષણો, કવિતા, પ્રાર્થનાથી વધાવી ઉજમાળો દિવસ ગણી રોશની કરી, અને તું ભરતખંડની અતિપ્રિય "શાહજાદી" થઈ બેઠી. કોઇએ ગાયું કે "હરખ હવે તું હિંદુસ્તાન;" કોઈએ ભણ્યું કે "બહુબહુ ઉપમાથી શોભતી રૂડી રાણી;" ને કોઇએ વંદના કીધી. લોભી, કૃતઘ્ન, સંગદીલવાળી, બેપરવા, લક્ષ્મી પૂજક આનરેબલ કુંપની બહાદૂરનું રાજ્ય નાશ પામ્યું. હિંદુ, મુસલમાન ને ખ્રીસ્તી એક જ સભામાં, એક જ સ્થળમાં, એક દીલથી ફીરોજ, તઘલખ, શેરશાહ, અકબર કે શાહજાહાનના રાજ્યમાં તેમની પ્રજા તેમને ગરીબનિવાજ પિતાતુલ્ય ગણતી હતી તે માફક, તને અભિવંદન યુક્ત હૃદયે પગ ધોઈ ઘરમાં પાવન કરવા એકઠા મળીને કલ્લોલ કરવા લાગ્યા હતા; પણ એ કઠણ હૃદયની બ્રિટાનિયા! એ ગર્વિષ્ઠ કાંતા! એ સમય ન જોનારી છોકરી! અફસોસ છે કે તે વેળા પણ તારા મનમાંથી વેર ગયું નહોતું. તું તે જ વેળાએ, કે જયારે કૅનીંગ અભયવચન આપીને શાંતિ

---

* આ દોષ સઘળાંપર સામટો મુકવો ઘણો અણઘટતો છે. દેશીઓમાં પણ દોષ છે, બળવાખોરોનાં નિર્દય કર્મો બહુ ધિક્કારવા જોગ છે, પણ પાછળ થયેલાં કર્મો તેથી ઓછા ધિક્કારવા જોગ કેમ ગણાય? કુયેની સીપાહીના બલવાની તવારીખનું ત્રીજું વાલ્યમ એ બાબત જોવું. આ સઘળી બાબતનો ઘણોખરો આધાર, બળવાના છ જુદા જુદા ઇતિહાસપર રાખેલો છે. ઘણાક યુરોપિયનોએ લોર્ડ કેનીંગના ઘણાં વખાણ કીધાં છે, પણ સીપાહીઓના જુલમની વાતથી તો કાન ફાટે છે. "ઇંડિયન મ્યુટિની" એ નામના એક ચોપાન્યામા જે લખેલું છે તે જે એક મીશનરીનું લખેલું હતુ તેના અસલની ગેરહાજરીમાં તેનો તરજુમો અત્રે આપું છું. જે પરથી સીપાહીઓની વર્તણુકનું અવલોકન થશે.

"બળવો શમ્યા પછી કાનપોર, લખનૌ અને દિલ્લીની રૂધિરવાળી જગ્યાપર અગ્રેજ સોલજરો પોતાની લોહીવર્ણી આંખ સાથે ફરતા હતા. કોઇ પણ દેશી જોવામાં આવે કે સુરત ફેરવી નાંખતા, તેમના પર હાથ ઉપાડતા ને લૂટી લેતા હતા." * * * "ઘણીક વેળાએ દેશીઓના નાક પણ કરડી ખાતા હતા." "એક સમયે મસ્ત થયેલા સિપાહીઓની બરાખ નજીકથી હલકી વર્ણની એક સ્ત્રી જતી હતી તેના હાલહવાલ કરી નાંખ્યા [લાજ લુટી]. તેનો ધણી ફરિયાદે આવ્યો તો તેને ઉલટો માર્યો, ને કોઇપણ યૂરોપીયન માજીસ્ટ્રેટે દાદ આપી નહિ કેમકે તે બીહીને આગળ જઈ શકયો નહિ." * * * 'આપણા સિપાહીઓમાં ધર્મજ્ઞાન કંઇ પણ નથી ને તેથી જ તેઓ દેશીઓ જેઓ આપણા ધર્મને માને છે તેમને પણ ધિક્કારે છે. બે કનવર્ટ (વટલેલ) સ્ત્રીઓએ અમને ફરિયાદ કીધી કે તેઓપર લખનૌમાં ઘણો જુલમ ગુજર્યો હતો ને બગાડી હતી."

કરતો હતો, ત્યારે તું હૈયામેલી હતી.* મનુષ્યપ્રાણી માત્ર સમાન છે, સ્વતંત્ર છે, બંધુ છે એ મત પૂર્વ કાળમાં વરસોનાં વરસો થયાં સ્વીકારેલો છે, અને તેજ મતે, ટ્યુટોનિક જાતના જંગલીપણાએ દુનિયાના સુધારાના ટુકડેટુકડા કરી નાંખ્યા, તેમાં પણ ગર્વ ને વેહેમને લીધે તું જે સારૂં રૂડું વ્યવસ્થિત હતું તેનું છેદનભેદન કરવા તત્પર થઈ હતી. સેંકડો વરસની મંડળીઓનો રિવાજ જેમ તેમ ટકી શક્યો છે, તેથી તદ્દન અણમાહિતગાર હોવાથી તેનો નાશ કરવા માટે તરફડીયાં મારી, હિંદનો પવિત્ર જીવાત્મા છે તેનો જ નાશ કરવા ઇચ્છયું. તારા પુત્રોમાં હજી પણ નોર્મન અને સાક્ષનનો જોસ્સો વ્યાપી રહ્યો હતો. હિંદુઓ તો જેમ નોર્મનને મન પુરાણા બ્રિટનો ને સાક્ષનો હતા તેવા જ હતા. જેમ પૂર્વ તરફના વિજયીના મનમાં, જે માણસો તેનો ભંડાર ભરે છે ને તેની રાજગાદીનું સંરક્ષણ કરે તેજ પ્રિય હોય છે; તેજ પગથીએ વરતી હાલની પ્રજાને તાબે કરી છે. જોકે આર્યોએ પોતાના ખરા હક્કને માટે લડી, પોતાના જીતનારને તાબે થતાં ઘણી તોબા પોકરાવી નથી, ને તેઓની જાતમાં જોડાયા નથી, પણ આ દેશના જીતાયલા ભાગે, જેઓ પોતાના માતૃહક્ક ખોયા છે એટલા માટે કે પોતે હાર પામ્યા, ને તેથી તેઓને ધિક્કારવા, કચડી નાંખવા, તુચ્છકારવા જોઇયે એવો જ મુળ મુદ્દે હેતુ તેં રાખ્યો હતો. જ્યારે ઢંઢેરો બહાર પાડ્યો, ત્યારે કદાપિ તારી સરકારનો ઈરાદો નઠારો કે વિપરીત નહી હોય, ને તેવું માનવાને કશાંપણ કારણ મને નથી, ને તેજ પ્રમાણે અમલ કરવા ખુલ્લા દિલથી ચાહ્યું હશે, પણ જાત્યભિમાન, વિજયાભિમાન અને તેઓ ધારે છે તેમ બુદ્ધિની શ્રેષ્ઠતાને લીધે તે વેળાના અંગ્રેજોના મનમાં ઘણો છાક ભરાયો હતો. લૌકિક અમલદારીની ઈચ્છાજ નહી; એ અમલદારી તારી જમીનના શ્રાપને લીધે, અમલદારોનાં ખુદ અવ્યવસ્થિત બંધારણને લીધે, મૂળથી જ સડતી આવી છે તેથી; જે માર્ગે જતાં એક વાર ખત્તા ખાધી કે ઠોકર વાગી તોપણ તેજ માર્ગ સુધાર્યા વગર આંધળાભીંત થઈ ચલાવાની જે કટેવ ને મતફેરથી અવિશ્વાસની જડ ઘાલેલી, ને વળી તારૂં લોભી ને દંભીપણું, અને જે આવે તે સ્વાહા કરવાની નિરંકુશ સ્વભાવવૃત્તિ, તેમ "લેનેકું લાલા ઓર દેનેકુ ચતુર્ભુજ" જેવી શંખનાથવૃત્તિ વ્યાપેલી, તેથી તે સૌને હડધૂત કીધા. હજારોના સુખ કરતાં એક શિલીંગની કીંમત તને ઘણી જણાઈ, અથવા પ્રાપ્ત કરવામાં મઝા માની. દિલ્હી ને લખનૌના નાશ સાથે અમીર ઉમરાવનો

* Life of the Prince Consort નામના ગ્રંથના ચોથા ભાગમાં જોવું.

નાશ કીધો ને ત્યારથી તારૂં યથાર્થ લક્ષણ પ્રસિદ્ધ પ્રમાણ રહિત પરખાયું છે. એ તારી કટેવ બધી સારી આશાઓનો ભંગ કરનાર છે, અને હમણાની તારી વિપરીત વર્તણુક જોતાં તારા અઠ્ઠાવનમાં આપેલા કોલોપર પાણી ફેરવતી જણાય છે. આ મારી કડવી વાણી તને ક્રોધિષ્ઠ કરે છે ખરી, પણ તું મને શું કરી શકનાર છે વારૂ? તારામાં કશા પણ રામ નથી, ને હોત તે. તેં મારો ચૂરેચૂરો કરવામાં બાકી રાખી નહોત. આ જે તારો પ્રપંચ, પ્રાચીન પ્રબંધ મેં કહ્યો તેથી કંઈ વધારે હવે તને સમજાવવાનું છે ખરૂં? હા, મારે માટે હજી ઘણું બોલવાનું બાકી રહ્યું છે, ને તે તારે સાંભળવું પડશે જ. બળવાની લાહે બોલવાઈ, નહી બોલવાઈ તેટલામાં ઢંઢેરો, ભારતભૂમિનાં "મેગનાચારટા"નાં વચનો પાણીના પરપોટા જેવાં થતાં ગયાં. તેનાપર તેંજ વિશ્વાસની નજર કીધી નહી, ને તેંજ તારા મનથી એને તરણાતુલ્ય ગણી હસી કાઢ્યો. પાણીના પરપોટા ફુટી ગયા. તેનું વજન થોડા વખતમાં જ તેં ઓછું કીધું, ને હિન્દને અણવિશ્વાસ યુક્ત કીધી. જે ઢંઢેરો, અડધા ઝનુની, ધર્મોધ, વિફરેલા અને કાળરૂપ વિકરાળ બનેલા હિંદના પુત્રોને અસંતોષમાંથી ઠંડા પાડવા માટે પરાર્થબુદ્ધિ, ઉદારવૃત્તિથી, પણ આલંકારિક શબ્દના સંકેતવાળો બહાર પાડવામાં આવ્યો હતો, ને જે ઢંઢેરો એ તારૂં સર્વથી શ્રેષ્ઠ સ્તુતિપાત્ર કર્મ મનાતું હતું, જે સત્ય ને વિશ્વાસથી ભરેલો હતો, અઘાત છે જેનો મર્મ ને રચના તેવા ઢંઢેરામાંથી, જ્યારે તને ફાવતું ત્યારે, અણધારી કે મતલબી રાજરચના માટે અણીના મામલાને પ્રસંગે બારીકમાં બારીક નેત્ર શોધવાને અશક્ત, ને કદી સૂક્ષ્મદર્શકયંત્ર પણ તેવી બારીક બીના તારવી કાઢે નહી તેવું તત્ત્વ તું ખેંચી કાઢતી હતી. ગમે તેવા પ્રસિદ્ધ, સર્વમાન્ય ને અઠ્ઠાવનમાં ખુલ્લા જણાયલા તેવા શબ્દનો ગમે તે અર્થ ખેંચી કાઢવામાં ધીટતા તેમ જ નિડરતા બતાવવામાં તું લેશ પણ સંકોચ પામી નહી, એ તારૂં નિર્લજ્જપણું, ખરેખર, માનજે મારી વાણી સાચી, બહુ જ નિંદ્ય છે. અદ્યાપિ સુધીમાં પણ તેં તારા રાજ્યના ખરાં લક્ષણ કયાં દર્શાવ્યાં છે? સૌને તારી હાકમાં દબતા ને દબતા રાખવા ને કોઈ ટટ્ટાર કરી મસ્તક ઉંચું કરે નહી તેવી યોજના કરવામાં તને કોઈ પણ પ્રકારનો ભય રહ્યો નહી. તેં પહેલે સપાટે ૧૮૫૭–૫૮માં, છાપાની છૂટ છિનવી લીધી, ને તેને ખૂબ નરમઘેંસ જેવો કરવા ગગડાવી પાડ્યો. સત્ય છે કે તે અટકાવ તેં થોડા સમયમાં દૂર કીધો; પણ એ જ એક કૃત્યથી નિર્માણ થઈ ચુકયું હતું કે છાપો સ્વતંત્ર નથી, ને તે તારી ઈચ્છાપર જીવે છે. નિમાળાપર અધર

લટકાવેલી ડિમોક્લીસની તરવાર છાપાના લખનાર ને છાપનારના શિરપર લટકાવેલી રાખી છે. "છાપાની છૂટ," "છાપો તો સ્વતંત્ર જ જોઇએ," "મિલ્ટન કવિનો એ એક મોટો હક્ક," એ તારી મગરૂરી તે વેળાએ ક્યાં જતી રહી હતી? તારા પોતાના કુળને કલંક લાગશે એમ તને તે વેળાએ સૂઝયું નહી? તને તારાં કાર્ય માટે લજ્જાનીતિનો ભય નડ્યો નહી? પણ એ પતરાજીખોર મુગ્ધા, તેના કરતાં તારા હાલનાં કર્મો ક્યાં ઉજમાળાં છે તે બતાવશે? અનુક્રમે તારા કુળની વંશાવળી વાંચીશ, જે તને કાળ સરખી વિકરાળ ભયંકર શોકભયથી થથરાવનારી લાગશે, પણ મારે તો તને કહેવું એ જ નિશ્ચય છે, તો પછી વાત શી કરવી? એ છાપાની છૂટ તને પ્રિય નથી, એ બતાવતાં તેં તેને ક્રિમિનલ કોડમાં પણ ઘુસાડી દીધી. રે, તેથી ન ધરાતાં તારાં પોતાનાં જ ભુંડાં કર્મના ભયે, કેમકે જ્યારે તારી ઇચ્છા ભારતભૂમિપર જુલમનો વરસાદ વરસાવવાની થાય, ત્યારે ઝટપટ ઉપાય થાય ને સૌનાં મોં બંધ રેહે તે માટે બીજી વેળા સપાટો બતાવ્યો.

તારી ખરી ઇચ્છા તો એવી જ કે સત્ય ને વાજબી તકરાર હોય, પણ જો તે તારા લાક્ષણિક ઉદ્દેશથી ઉલટી હોય તો તેનો અટકાવ કરવો; અને તું અસત્ય માર્ગે ગમે તેમ સ્વચ્છંદે વર્તે અને કોઈ સ્વચ્છંદી તારાથી ન ડરતાં ધીરતાએ રોકવા તૈયાર થાય તો તેનો ખોડો કાઢવો. ભલે ભલે, બ્રિટાનિયા, તેં બહુ ભલું કીધું. તારી દૃષ્ટિ તો લાંબી ખરી, પણ યાદ રાખ કે એમ શુંકે પેટ ભરાયલાં છે ખરાં? તેં હથિયાર રહિત આર્યપુત્રોને કીધા. આ દેશના રહીશોમાં, ખરી રીતે આખી ચોખંડ પૃથ્વીનાં મહાસમર્થ રાજ્યોમાં શસ્ત્રકબજો જાતિરક્ષણ માટે અવશ્યનો છે. જે દેશનાં પરગણાંઓ છેટે છેટે હોય ને મોટાં જંગલો વચ્ચે આવેલાં હોય, જેમાં લૂટારા, પિંડારા, ખુની, ફાંસિયા, ચોર, ભીલ લોકો પોતાનો વંશપરંપરાનો માની લીધેલો ઉત્તમ ધંધો સ્વૈચ્છિક સાહસપણે હ્યાંથી ત્યાં ચલાવતા હોય, જંગલો ગીચ ઝાડીથી ને ફાડી ખાનારાં પશુઓથી ચિકાર હોય, એવાં વનમાં ગરીબગુરબાંઓને પોતાના નિર્વાહ માટે કામ કરવાની આવશ્યકતા હોય તેવાઓનાં શસ્ત્ર છિનવી લેવાં, એ કોઈ પણ રીતે શાણા રાજ્યના શાણા હાકેમને ઘટિત ગણાય ખરૂં? આમાં પણ તેં પ્રપંચ તો ખેલ્યો ખરો જ. તેં તેઓનાં શસ્ત્રો જેમ રૂશિયાએ તરકોમાન લોકોનાં શસ્ત્રો છિનવી લીધાં તેમ ખુંચવી લીધાં નથી. પરવાનાથી રાખવા હા પાડી હતી, પણ તેમાં શું? એ તે કંઈ નિયમ? જે શસ્ત્રો અંગરક્ષણ માટે ને સ્વતંત્રતાની ગર્વિષ્ઠ એંધાણી તરીકે અમીરઉમરાવો પોતાની પાસેના

પાસે રાખતા હતા, ને વારંવાર તેમનો મર્દાઈ ભરેલો હાથ તેમની તરવારની મૂઠપર જતો હતો, તેવી આ ભવ્ય નિશાની, "બીલ ઓફ રાઈટસ"ને સભ્ય નિમિત્તે, ગુલામગીરી બતાવવા માટે તેં છીનવી લીધાં. એ અંતરમાં રણકા જેવું સાલે તેવું ને જોસ્સાને નરમઘેંસ કરી નાંખે એવું હીણું કર્મ છે. આવાં આવાં તારાં મોટાં શ્રીમાન્ બહાદૂરીનાં કર્મથી તેં સૌને પીડિત કીધા, તે વર્તમાન, મહામતિમાન, શૂરવીર, યશધીર, પરમસુખદાયી ને પરાર્થી પુરૂષો કે જેમણે તને વિપત્તિકાળમાં આશ્રય આપી સુખદાયી બનાવી હતી, ને જેઓ પોતાની સ્વતંત્રતા માટે સિંહનાદ ગજાવી તને ત્રાસ પમાડતા હતા તે ઘોરવાસી, જ્યારે એમ જાણે કે તેમના શૂરવીર પુત્રોની જયની નિશાનીઓ તેં તારા પ્રબળથી છિનવી તેઓને નિરમાની કીધા છે તો કબરમાં રહેલાં તેમનાં હાડકાં અથવા કોઈ સ્મશાનભૂમિના એકાદ ખુણામાં પડી રહેલાં તેમનાં ફુલો ખળભળી ઉઠયા વગર રહે નહી. બીજી ઘણી કિમતી વસ્તુઓ ખરીદી તને શણગારી હતી, તે બદલામાં તેં ઓછી કે વધતી કીંમતની ચીજો તેં જે દિલોજાનથી પ્રેમપૂર્વક તેઓને મોટા દરબારો ભરી બક્ષીંદા વંશપરંપરાને માટે કીધી હોય તે છીનવી લેવામાં આવે ત્યારે તેઓને કેવું વજ્રબાણ જેવું લાગે ? તેં સાધારણ બળવાના આગેવાનો, કે જ્યાં બળવો થવાનો ભય હોય ત્યાંનાં શસ્ત્રો ઝુટવી લીધાં તો ખેર, તને તો પીડાકારી હતાં; પણ જે પ્રજા નિર્માલ્ય* તેનાં શસ્ત્રો પણ છીનવી લીધાં. રણોત્સાહી, યુદ્ધાસક્ત

* બળવાનો ઉપદ્રવ ઉત્તર હિંદુસ્થાનમા હતો. ગુજરાત અને દક્ષિણ મહારાષ્ટ્રના કેટલાક ભાગમાં તે બિલકુલ નહોતો. મદ્રાસ તો એ ઉપદ્રવથી તદ્દન નિષ્કલંકી જણાય છે. પણ સર્વ સ્થળનાં શસ્ત્રો લઈ લેવાની આજ્ઞા આપવામાં આવી હતી. લોકોનો જોસ્સો તો હજી નરમ પડ્યો નો'તો, તેટલામાં આ ભયંકર ઢંઢેરો સાંભળી ઘણા ચકિત થયા. પ્રથમ એ ઠરાવ જ્યાં જ્યાં જણાવવામાં આવ્યો ત્યાં ત્યાં સૌ પોતપોતાના બળપર મુસ્તાક રહ્યા. કેટલાકોએ શસ્ત્ર ન આપવાનો ઠરાવ કરી કસમ લીધા. કોઇએ ઘરના ખુણામાં સંતાડ્યાં, ને કેટલાકોએ વગડામાં દાટયાં. કોઇએ બે નબળાં આપી ચાર સારાં રાખ્યાં. રાજપુત લોકોને આથી ઘણું લાગ્યું હતું. બંગાળાનો એક સિવિલિયન જણાવે છે કે "રાજપુતોને આ ખબર પડી એટલે તેઓ ખળભળી ઊઠયા. તેઓએ મને જણાવ્યું કે 'અમે જે વફાદારી ને નિમકહલાલી બતાવી તેનું શું આ ઈનામ ! અમને મારી નાંખવામાં આવે તે ભલા, પણ અમારાં રક્ષકચિહ્ન અમે કદી આપીશું નહી. અમારૂં બહુ મોટું અપમાન થાય છે. અમને ઘણો અન્યાય આપવામાં આવ્યો છે.' મેં તેઓને સમજાવ્યા કે, 'એમાં તમારૂં અપમાન નથી, પણ સઘળા બદમાશોને લીધે તમારે એટલું વેઠવું પડે છે. હમણાં તમારાં શસ્ત્ર સરકારને સ્વાધીન કરો, પછી તમારો મોભો જળવાય તે માટે હું લખાણ કરીને તમારા મરતબાને યોગ્ય શસ્ત્ર અપાવીશ.' આટલું કહેવા છતાં પણ તેઓના ધ્યાનમાં ઉતર્યું નહી, પણ ઘણી સમજાવટથી તેઓએ માન્ય કીધું

ને દેશદ્રોહીજનનાં શસ્ત્રો છિનવી લીધાં તે સાથે ગરીબડાં, યુદ્ધભયથી થરથર કંપતાઓનાં પણ શસ્ત્ર છિનવી લીધાં, એથી સ્પષ્ટ સમજાય છે કે, તારી રાજયુદ્ધશક્તિ સ્વતંત્ર શૂરવીર મર્દો સામા હરીફાઈ કરી શકવે યોગ્ય નથી; એથી તારૂં બાયલાપણું સ્પષ્ટ દર્શન દે છે. તારી મર્દાઈ તો ત્યારે જ કેહેવાત કે સૌના હાથમાં શસ્ત્રો આપી, પછી તારી મોરલીપર નચાવત ત્યારે જ. પણ એકના હાથપગ વિગેરે અવયવો વાઢી નાંખી પછી કેહેવું કે "અચ્ચા, મર્દાઈ હોય તો આવી જાવ, તમને બતાવીશું," તેમાં કંઈપણ શાણપણ નથી જ. સામસન જેવો બળિયો પણ મોહવશ થવાથી પરતંત્રપણાને પામ્યો, ને પછી તેનું અતુલિત બળ છતાં પણ તે પોતાના શત્રુનો પરાજય કરવા અશક્ત મનાયો. કારણ કે તેની પાસ શસ્ત્ર નહોતાં, તો પછી હિન્દી પ્રજા ને બળવાળી ગણવી એ જ કેવળ અજ્ઞાનતા મનાય તેવું છે.* તે જે

હતું. જો અંગ્રેજોએ આ વેળા પહેલાના જેવી ઉદ્ધતાઈ વાપરી હોત તો આ વેળા વળી બીજો જ બળવો જાગત. ઠરાવ પ્રમાણે એક લાકડીએ સહુને હાંકવામાં આવ્યા, એ ઘણું ખોટું થયું છે, પણ એ સિવાય બીજો કોઇપણ માર્ગ સરકારને માટે સુતરો નહતો.

* મદ્રાસના ગવર્નર તે વખતના ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટિંગ્સને ૧૮૧૭ માં જે પત્ર લખ્યો છે તેમાંથી અત્રે ટાંચણ લઇયે છિયે, જે અગત્યનુ છેઃ—

"I doubt very much if the condition of the people would be better than under their native princes. The strength of the British government enables it to put down every rebellion, to repel every foreign invasion, and to give to its subjects a degree of protection which those of no native power enjoy Its laws and institutions also afford them a security from domestic oppression unknown in those States. *But these advantages are dearly bought; they are purchased by the sacrifice of independence, of native character, and of whatever renders a people respectable* The natives of the British provinces may, without fear, pursue their different occupations as traders, meerasdars and husbandmen and enjoy the fruits of their labour in tranquility; but none of them can aspire to anything beyond this mere animal state of thriving in peace; none of them can look forward to any share in the legislation or civil or military government of their country. It is from men who hold or are eligible to public office, that natives take their character · where no such men exist, there can be no energy in any other class of the com-

આ સઘળાં કૃત્યો પ્રત્યક્ષ કીધાં તે શું દર્શાવે છે? તારી આબરૂનું એથી રક્ષણ થયું છે, કે તારી મગરૂરી જળવાઈ છે, કે તારી શક્તિ માટે સારો ભાવ આવવાનું કારણ મળ્યું છે? કદી તારા લક્ષમાં નહી હોય કે તેં આડી રીતે કેવાં ઉચ્ચ ને પ્રૌઢ કર્મ કર્યાં છે; પણ હેં પ્રપંચી રાણી! યાદ રાખજે કે સમરે આયુધ વિના પણ આર્યપ્રજા રણરંગ મચાવી, તારા હાલના ઉત્તમ ભેદ પ્રતાપના પ્રસાદથી કોઇપણ રીતે આયુધ ગ્રહણ કરી તને વિફ્રાવશે, હંફાવશે, હણશે ને પસેમાન કરશે. આ સત્ય છે કે તેં રાજ્યસંયોજન-વિધિયજ્ઞ હમણાં બંધ રાખ્યા છે, પણ છુપી રીતે દેશી રાજ્યની સત્તાને હાનિ પહોંચાડી છે ખરી. પવિત્ર શુદ્ધ સ્વચ્છ મને નગરો હોઇયાં કરવાની રીતિ ત્યાગી છે, જો કે તે જ રીતિએ તને પ્રૌઢી ને ભવ્ય કીધી છે; વળી તે પણ બહુ દૂરદર્શી ને વગવસીલાવાળા પુરૂષોએ, કે જેઓ એક કાળે તારી પાયમાલીમાં જ લાભ સમજતા હતા, પણ એમાં તારૂં ઉત્તમપણું મનાયું કે ગણાયું નથી. હે રાજશ્રેષ્ઠ દેવી, હે તામ્રવર્ણી તરૂણી, હે યુરોપા-ધીશિની, સાંભળ, સાંભળ; તને એ સઘળું યાદ કરાવવું બહુ દુઃખદાયક છે, પણ તેં જ્યારે તારી કૃતિવૃત્તિમાં ફેરફાર કીધો નથી ત્યારે હું તને શી રીતે ક્ષમા કરી શકું? ૧૮૫૮માં થયેલો તારી રાજ્યકળાનો ફેરફાર માત્ર દેખા-વમાં હતો, પણ કર્મમાં તો તું તેવી ને તેવી જ રહી. સ્વાર્થમાં પ્રપંચી રહી, મદમાં છકેલી રહી, ગર્વઘેલી થઈ ખૂબ મચી, હાનિ કરવે સરસ નિવડી

---

munity. The effect of this is observable in all the British provinces, *whose inhabitants are certainly the most abject race in India.* No elevation of character can be expected from men who, in the military line, cannot attain to any rank above that of a subedar, where they are as much below an ensign as ensign is below the Commander-in-Chief, and who, in a civil line, can hope for nothing beyond some petty judicial or revenue office, in which they may by corrupt means make up for their slender salary."

"The consequence, therefore, of the conquest of India by the British arms would be, in place of raising, to debase the whole people. There is perhaps no example of any conquest in which the natives have been so completely excluded from all share of the government of country as in British India."—લોર્ડ મનરો.

ને દ્રવ્યહરણ કરવે નિડર બની. ખુલ્લી આંખે તુરત વેળા ચુસી લેવાની રીતિને પડતી નાંખી, કેમકે તેથી વૈર વધી પડતું હતું, પણ ગુપ્ત ભેદ જૂદો જ રાખ્યો. તેં તાત્કાળિક ઉપાય જે યોજયો તે એટલો જ કે તોપના મારાથી સુરંગ ઉરાડવાની રીતિનો ત્યાગ કીધો, પણ ફોલી ફોલીને ઉંદરની પેઠે ખાવાની રીતિને ગ્રહણ કીધી. હું ઇંડિયાની સરકાર કે ઇંગ્લંડના વિચારશીલ લોકોપર દગાફટકાનું આળ ચઢાવતી નથી; પણ તેં નવા નવા દાવો ખેલવા માંડ્યા તે એવા હતા કે કોઇપણ અતિ મૂર્ખ પુરૂષ પણ સમજી શકે તેવા હલકા પ્રયોગો કામે લગાડ્યા. યૂરોપની પ્રવૃત્તિમાં મચેલા લોકોના સમાનતાના ધારા આ દેશની પ્રજાને અનુકૂળ પડે નહી, ને વળી પરદેશી પરધર્મી પ્રજાના આપેલા, પોતાના વિચાર પ્રમાણેના ઘડેલા ધારા, ધીમેધીમે, અન્યપ્રજાપર ઘણા કરડા ધારા ને કર દાવપેચથી મુકવા એવી તેં રીતિ રાખી. ઇંગ્લડની રાજસત્તા અંકુશિત છે. ઇંડિયામાં નિરંકુશિત મદોન્મત્તપણાનો ભેગ ઘણો છે. પ્રથમ તેં શાંતિરાજ્ય પ્રવર્તાવ્યું ને બળવાને ઢાંક્યો, ને પછી દેશી રાજાઓને અભય વચન આપ્યાં. તેઓનો વિશ્વાસ મેળવવા મોટા મોટા સનંદપટા આપ્યા. તારા ઢંઢેરામાં સ્પષ્ટ હતું કે જે રાજ્યોને રીતસર પોતાનો વંશ જાળવવાનો હક્ક છે તે રાજ્યને દત્તક લેવાની પૂરેપૂરી છૂટ છે, તો પછી તેઓને સનંદપટા આપવાની શી જરૂર હતી? પણ એમાંએ તારી સૂક્ષ્મ ગતિ ઢાંકી રહી નહી. એ નિમિત્તે તેં રાજાઓને આંજ્યા ને તારી સર્વોપરી સત્તા કબૂલ કરાવી, જો કે ઉપલો ડોળદમાક તો એવો રાખ્યો કે જે રાજસંયોજનનીતિ રાખવામાં આવી છે તેનો હવે પૂરેપૂરો ત્યાગ કરવામાં આવશે. હિંદુશાસ્ત્ર, મનુનો કાયદો સર્વ રીતે સંપૂર્ણ છે, ને આજ ઘણો લાંબો કાળ વહી ગયો તોપણ કોઇએ તેમાં સુધારો કીધો નથી; પણ તેં તારી પશ્ચિમની રાજનીતિનો દમામ બતાવી દેશી રાજકર્તાઓને નમ્ર, વિનયવંત બનાવવા, બળવાનો ભડકો સમાવવા આ તાલમેલ કીધી. એક હિંદુ રાજકર્તાને તેની રીતિ કૃતિ વૃત્તિ પ્રમાણે દત્તકવિધાન કરવાનો હક્ક છે જ, ને મુસલમાનને તેમની સરેહ પ્રમાણે કામ કરવું જોઇયે, તેની વચ્ચે પડવાની તને કશીપણ જરૂર હોય એમ મને ભાસતું નથી, તેટલું છતાં તેં તેઓના ઘરસંસાર, ધર્મનીતિ ને રિવાજ એ બધાંની વચ્ચે પડીને બતાવ્યું કે મારૂં કહેવુંજ થાય. વારૂ, ઠીક કરી તેં; નવી રીતે વિજય મેળવ્યો, માત્ર થોડાક બળવાખોરોપર, તેથી કદી તારી સર્વોપરી સત્તા નક્કી તું માની બેસે તેમાં હરકત જેવું નહી ગણાય, પણ એ તારી કબૂલતપરથી

સર્વ રીતે સિદ્ધ થાય છે કે તારા પેલા ખાઉધરા ગવર્નરો, તેમાં મુખ્ય ડેલહાઉસીએ જે રાજ્યો દત્તકવિધિના વાંધાને વળગી રહીને સંયોજી દીધાં હતાં, તે નીતિ તદ્દન ગેરવાજબી હતી; તોપણ તેં તે રાજ્યોને પાછાં સપુરદ કીધાં છે ખરાં?* જો તારી ઇમાનદારી હતી તો તારે ગેરવાજબી રીતે લઈ લીધેલાં રાજ્યો પાછાં તેઓના વારસોને આપી દેવાં હતાં. પણ હજમ કરેલું પાછું ઓકવાનું કોને મન થાય? ગમે તેટલી પ્રામાણિકપણાની વાતો કરવામાં આવે, પણ કર્મથી તે પ્રમાણે વર્તવું એ બહુ મુશ્કેલ છે. "પશ્ચિમની રાજનીતિ"માં બોલવામાં ઘણી ફુડાકી હોય છે, પણ પ્રામાણિકપણાને નામે ચોખ્ખી ના છે. તેઓ કર્મ કરવે બહુ બહાદૂર અને સાહસિક હોય છે, ને પોતાની નીતિ એવી રીતે રાખે છે કે 'કોઇ ઠેકાણે નેમ તાકી કોઈ ઠેકાણે મારે છે.' અર્થાત્ તેમનું બોલવું તદ્દન જૂઠું હોય છે. આ ચેપ તને સદાનો વળગેલો હતો. તેં તારી રીતિ પ્રમાણે દુષ્ટ લોકોને લીધે, માત્ર થોડાક બળેલાજળેલા અંતઃકરણવાળાઓને લીધે સર્વને ઉંધા પાટા બંધાવ્યા. મદોન્મત્ત, ઉદ્ધત, તોરી, ખારીલા ને માનના તરશ્યા અધિકારીઓની રૂક્તિ જાળવવા તેં ઘણા બિચારા નિર્દોષોને ઝાડે લટકાવી જીવ લીધા કે તોપે ઉરાડી જહાનમમાં મોકલ્યા, પણ તને લેશ પણ દયા આવી નહી. સામાન્ય લોકોને આ કર્મ બહુ વિચિત્ર ને ભયંકર લાગ્યું નહી, પણ જ્ઞાનીજનોને તે ઘણું વસમું લાગ્યું. એમ અમલ ચલાવતાં તને શરમ નહી આવી કે તેં જ્યારે ઢંઢેરો બહાર પાડ્યો ને માફીપત્ર લખ્યો "કે અંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેના ઉપર સાબીતી થઈ હોય અથવા થાય તે ગુન્હેગારપર દયા કરવી તે ન્યાયવિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે." એ તેં સત્ય કીધું છે ખરૂં? હજારો બિચારા નિર્દોષો રેહેંસાઈ ગયા નથી ને ધૂની અમલદારોએ રેહેંસી નાંખ્યા નથી? તેં કોઇની પણ દરકાર રાખી છે? ને કોઇને પણ બોધ દીધો છે કે એમ નહી કરવું, ને કરશે તે શાસનને પામશે? જરા પણ નહી. જાણે તારા પુત્રો ને તારા અમલદારો તે કદી અધર્મ તો કરે જ નહી. તેઓ તો સકળગુણ સંપૂર્ણ ગણાયલા હોય, પણ એ તારૂં માનવું તદ્દન જ ખોટું છે એમ કોણ નહી કહે? ઇંગ્લંડના ઘણા રહીશોએ તારી ઉદ્ધત નીતિને વગોવી હતી તે શું ખોટું હતું? શું તને એમ માનવાનું કંઈ પણ કારણ છે ખરૂં કે,

* ઘણાં નાનાં રાજ્યોને દત્તક લેવાનો અખત્યાર આપવામાં આવ્યો, પણ સતારાને કેમ ન આપ્યો? કારણ તે મોટું રાજ્ય, મરેઠાઓનો તેપર પ્રેમ, ને શિવાજીનું સ્થાપેલું હતું.

તારાં સર્વ કૃત્યો સર્વમાન્ય, રે આ હિંદના ઋષિમુનિ તો કદી નાકબૂલ કરે, કેમકે તેઓની વૃત્તિ અતિ ઉદાર, સાક્ષાત્ દયાની મૂર્ત્તિ, મહામતિમાન, બહુલક્ષી ને નિવૃત્તિવાળી હતી; પણ તારા પ્રપંચી ગર્વિષ્ટ, તોરી ને મહાભિમાની રાજ્યો પણ સ્વીકારે ખરાં કે હિંદના મહાબુદ્ધિશાળી યશસ્વી કર્મવિજયી લોકોના દેશમાં પણ તેં ક્યાં કંઈ લજ્જાનીતિની ભીતિ ગણી છે? ક્યારે તેં "વિચાર કરવો" એમ મનમાં ધાર્યું છે? તેં ક્યારે લોકોપર, બળવાખોરો સિવાય બીજા નિર્દોષપર દયા કરવી ધારી હતી? એ તારાં સઘળાં ફાંફાં ભામાં હતાં; તને ફોકટ દયાની મૂર્ત્તિ કેહેવામાં આવે છે; બાકી દયાશીળ તો બહુ કે કોઈ પણ નિમિત્ત માત્રમાં દેશદ્રોહી ગણી કાઢવાં. જ્યારથી કાંટાવાળા પૈસા બંધ પડ્યા ત્યારથી જ તારી 'વાઘ બકરૂં એક ઓવારે પાણી પિયે' છે એ નીતિ સત્ય કહેવાઇ જ નથી. ખરેખર તેં અધર્મકર્મ યોજવા માંડવા ધાર્યાં ત્યારથી જ એ તારા અદલ ન્યાયના પૈસા બંધ પડ્યા. બળવામાં ન્યાયની નીતિ કેટલી જળવાઈ છે તે કેહેશે? બહુ થોડી જળવાઈ છે, ને તેનાં પણ કારણો છે; કારણ વગર તેં કંઇ પણ કીધું હોય એમ માનવાને, જેનામાં કંઇ પણ બુદ્ધિનો અંકૂર છે તેવો સૃષ્ટિનો પ્રાણી કબુલ કરશે નહી. તેં ધાર્યું કે જય તો મળ્યો છે, પણ મોંઘો છે, ને હવે જયના મદમાં વધારે ક્રૂરતા બતાવીશું તો યૂરોપ ને એશિયાના સમર્થ રાજ્યમાં નિંદ્ય ગણાઇશું, એટલું જ નહી, પણ જે રાજ્યો ને જે પ્રજા બ્રિટનોના આશ્રયમાં રહી હતી, તેઓ પોતાના પ્રમાણિકપણા માટે બહુ બડબડશે, ને કોઈ તેવો ભયંકર સમય આવશે તો એકચિત્તથી સામા થશે, ને તેથીજ તેં સહજ ડાહાપણ પકડી થોડેથી પતાવી વાળ્યું. પણ તારા રાજ્યનો 'સારો' કોઇ વાંચવા બેસે તો બળવાના જેવો નરસો કાળ કોઈ પણ વંચાશે નહી. બળવો શમ્યો, ને તે પછી રાજ્યવ્યવસ્થા કરવાનો ઉદ્યોગ આરંભ્યો. ધારા ઘડવા લાગ્યા, ને દરેક ઇલાકામાં એકેક ટંકશાળ ધારા ઘડવા માટે સ્થાપી, લોકોને બતાવવા માંડયું કે અમે ન્યાયી જ છીએ, તમારૂં સંરક્ષણ કરવા આવ્યા છિયે, પુત્ર પ્રમાણે તમને રક્ષીશું, પણ તું પ્રપંચમાં પચેલી લદબદ થયલી, પ્રપંચનો કીડો તેના કરેલા ધારા ને કાયદાઓ બિચારા નિસ્પૃહી, નિર્લોભી, નિવૃત્તિવાન, સંતોષી, પોતામાં જ મજાહ માનનારાને કેમ અનુકૂળ પડે વારૂ? અનુકૂળ પડે નહી, ને પડ્યા નહી. તેમાં પણ પરદેશી, પરધર્મી, હિન્દની વ્યવસ્થાથી બીનઅનુભવી સત્તાધારીના ઘડેલા ધારાઓ વગોવાય તેવા થયા. તેજ પ્રમાણે ધારા કરડા થયા, જો કે ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવે તેવા ન બન્યા; પણ

પછાડીથી તો મહેસુલમાં તેનાથીએ ભુંડા બન્યા.* ઘણા ધારાઓ ઘડાય તેમાં ગોરાકાળાના ધારા ને ગોરાકાળાનો ન્યાય જુદો કરવો ને થવો એજ તારી પ્રામાણિકતાનો મોટો દાખલો છે.† ક્રિમિનલ પ્રોસીજર કોડ કીધો, પણ તેમાં ગોટાળો એવો તો વાળ્યો કે જેમ ફાવે તેમ વેતરે એવી સત્તા અમલદારને મળી, ને જેમ આર્યપુત્રોના વેદના ભિન્ન ભિન્ન અર્થો વિદ્વાન્ પુરૂષો કરે છે, તેમ જ અનેક પ્રકારના અર્થો થવા માંડ્યાઃ અમલદારો ઇનસાફનું સ્વરૂપ જોઈ તેને કાયદાની કલમો લાગુ કરતા નથી, પણ ઉલટી રીતે ન્યાયના સ્વરૂપને એવી રીતે ગોઠવી દે છે કે તે ન્યાયને પોતાની ધારેલી કલમમાં ઘોંચી ઘાલે છે. આવાં કારણ સાથે બીજું મોટું કારણ તો એ માનવામાં આવે છે કે, ગોરા સાહેબો આ દેશની નીતિરીતિ ને મર્યાદાથી વાકેફ નહી હોવાથી તેઓના કરેલા ધારા સર્વમાન્ય નહી ગણાય, ને તેથી ઇંગ્લંડના રાજ્યનો, વ્યવસ્થાનીતિ રાખવી એ હેતુ બરાબર રીતે બર આવતો નથી. ધારા તો ઇંગ્લંડની પ્રજાને અનુકૂળ છે, તેથી તે ફાવતા નથી, લોક રાજી નથી ને તેથી રાજી કરવાને માટે શ્રમ પણ લીધો નથી. તેઓને મને કે કમને, ભાવે કે અભાવે, સુખે કે દુઃખે ગમે તેમ પણ ન ગમતા ધારાઓને શરણ થવું પડે છે. વળી ૧૮૬૦‡ પછી એટલા બધા તો ધારા ઘડવામાં આવ્યા છે કે બિચારી પ્રજા ગભરાઈ ગઈ છે, ને તે સાથે ન્યાયાધીશ પ્રામાણિકપણે વર્તવા માગતો હોય તો તે પણ ગુંચવાડામાં વરસોનાં વરસો સૂધી ગોથાં ખાયા જ કરે. તે સાથે આજનો કરેલો ધારો કાલે ફરે, ને એકનું કરેલું બીજો નહી ગણે, તેમ રોજરોજ નવાનવા ધારા ઘડવા ને જુના રદ કરવા, કંઇ નકામા ફેરફારો કરવા, ને પછી લોકોને ગુંચવાડામાં નાંખવા, એ પણ તારી વ્યવસ્થાનીતિમાં મોટી ખામી છે. ઇંગ્લંડથી આવેલા અમલદારો કદીપણ લોકોને શું અનુકૂળ આવશે ને શું પરવડશે નહી તે જરા પણ સમજી શકવાને અશક્ત હોય છે, ને તેમના હાથમાં મોટી સત્તા આપ-

* "The revenue has been benefited by the Stamp Act at the cost of the poorest class of cultivators. . . . . Litigation has been greatly increased."–SIR JAMES CAIRD.

† "The greatness of England largely depends on her good fame and reputation for honest dealing." ૧૮૮૫ ના અક્ટોબરની ૩૦ મીએ લોર્ડ ઇડસલેએ કેમડન ટાઉનમાં કરેલું ભાષણ.

‡ ૧૮૬૦ પછી પચ્ચીશ વર્ષમાં કાયદા ને સરક્યુલરો મળીને ૧૧૦૦ થવા જાય છે, જેમાંથી ૭૦૦ કરતાં વધારે કાયદાઓ ને સરક્યુલરો રદ થયા છે કે સુધારવામાં આવ્યા છે.

વામાં આવે છે, એટલે સારૂં શું થાય?* આંતરસ્થિતિ ને બાહ્યસ્થિતિ જ્યાં સૂધી સમજવામાં નહી આવે ત્યાં સૂધી કદીપણ લોકોનું કલ્યાણ ને તારૂં પોતાનું કલ્યાણ પણ થવાનું નથી. અદાલતો તેં સ્થાપી ખરી, પણ તેમાં ન્યાયાધીશ માત્ર બહારની જ તપાસ કરે છે, પણ અંદર શું છે તે જાણવાની ઇચ્છા ધરાવતો નથી. ગુન્હેગારો ઘણી વેળાએ છટકી જાય છે, ને બિન-ગુન્હેગાર સપડાઈ જાય છે. એટલું જ નહી પણ ફેંસલાઓ ઘણી લાંબી મુદતે મળે છે ને ચુંથાચુંથીની તો વાત જ નહી. એ તારી વ્યવસ્થામાં બહુ જાણવા યોગ્ય છે, પણ એ તો બહુ સૂક્ષ્મ બાબતો છે. મોટી બાબતમાં તેં શું કીધું છે, તેમાં જાણ કે કુકાઓપર જે સાહસ કરવામાં આવ્યું તેમાં તારી દાનતદારી વખણાતી નથી. તે બિચારાઓને છપ્પનમે ખુણે નાંખી દીધા ને કુકાઓને મારી નાખ્યા! શા માટે તેઓને સજા કરવામાં આવી તે હજી પણ કોઈ જાણતું નથી, ને તેને સજા કરનાર તારા ગોરાના સાહ-

* હાઉસ ઓફ કોમન્સમા મી૦ જોન બ્રાઇટ બોલ્યો હતો કે –"Let Hon. Gentlemen imagine a government like that in India over which the payers of the taxes have not the slightest control, for the great body of the people in India have, as we all know, no control in any way over the government. Neither is there any independent English opinion that has any control over the government, the only opinions being those of the government itself or those of the Military and Civil Services, and chiefly of the latter They are not the payers of the taxes, they are the spenders and the enjoyers of the taxes, and therefore the government is in the most unfortunate position possible for the fulfilment of the great duties that must devolve upon every wise and just government.' The civil service, being privileged, is arrogant, and I had almost said tyrannous, . . . and the military service, which as everywhere else where it is not checked by the resolution of the tax-payers and civilians, is clamorous and insatiable for greater expenditure."

કર ને નાણાં સંબધમાં જોન બ્રાઇટે એ કહ્યું છે, ને મી૦ જોન સ્ટુઅર્ટ મીલ પણ તેજ બાબતમાં આ પ્રમાણે કહે છે· "What a native of the country, of average practical ability, knows as it were by instinct, they [foreigners] have to learn slowly, and after all imperfectly, by study and experience," &c.

સને છાવરી વાળી તેં જરાપણ તેની તપાસ કીધી નહી! શું એ તારો પક્ષપાત નથી બતાવતું? શું એ તારૂં પ્રામાણિકપણું છે? ન્યાય છે? ધર્મ છે? જો તારી ઇમાનદારી હોત તો તારો ધર્મ હતો કે તેઓને સજા કરનારને સખ્ત સજા કરવી હતી, કે પછી કોઈ બીજો એ પ્રમાણે વર્તતે નહી. પણ "આપકી સો લાપશી, ઔર પરાઈકી કુશકી," તેમ દેશીની કીંમત તને ઘણી ઓછી ગણાઈ હતી, ને તારા તો અમૂલ્ય પ્રાણ જેવા એટલે તેમની તપાસ થાય કેમ? લશ્કરે બળવો કીધો, તેમાં પ્રજાને શું લેવાદેવા હતી કે તેં તેઓને શિર કર મુક્યો? તથાપિ ધન્ય જાણું કે હિન્દના ગરીબડા પુત્રોએ તારો જરાપણ અનાદર કીધો નહી, જો કે બડબડ્યા, રડ્યા, કુટ્યા, પણ તને વફાદારી બતાવવા કર આપ્યો. એ કર લેવાનું પ્રયોજન નહોતું, પણ એ કર પોતે જે રાજ્ય મેળવ્યું તે માટે ઇંગ્લંડે આપવો હતો. પણ બળિયાના બે ભાગ, ત્યાં ભલાનું ચાલે પણ શું? તારા હાથમાં રાજદંડ, તે વડે તું છુંદી નાખવાને શક્તિમંત, તો કોઈ ચેં કે ચું કરી પણ શકે કેમ? તારા બળિયાપણાંના દાખલાઓ કંઈ ઓછા નથી,* ને તેમાં તેં વિવેક વાવર્યો હોય કે તે વાવરતાં શિખી હોય તો ઇશ્વરના કસમ, મારા પૂર્વજો રૌરવમાં પડો, હું અસત્યભાષિની થાઉં તો. તેં માત્ર તારી ઇચ્છાનુસાર વર્તવું ધારી જ્યાંત્યાંથી દ્રવ્યહરણ કરવું વાજબી ધાર્યું;† ને ખરેખર તેં તેજ પ્રમાણે કીધું છે.

* "I appeal to you on behalf of that people. I have besought your mercy and your justice for many a year past; and if I speak to you earnestly now, it is because the object for which I plead is dear to my heart. Is it not possible to touch a chord in the hearts of Englishmen, to raise them to a sense of the miseries inflicted on that unhappy country by the crimes and the blunders of our rulers here? If you have steeled your hearts against the Natives, if nothing can stir your sympathy with their miseries, at least have pity on your own countrymen. Rely upon it, *the state of things which now exists in India must, before long, become most serious.*"– John Bright.

† લોર્ડ મેયો ૧૮૬૯ માં એક મિત્રને લખે છે કેઃ–"I am begining to find that our finances are not in as comfortable a state as they ought to be.... The waste of public money is great, and I have been obliged to take strong measures, and say some

**ઇંગ્લંડથી આવેલાઓને રાક્ષસી પગારો મળે, ને તેઓ મોટી દોલત તાણી જાય છે. વેપારમાં મુખ્ય લાભ યૂરોપિયનને જ કરી આપવામાં આવે છે.* ઈંગ્લીશોના લાભ માટે દેશમાંથી નાણાં લેવામાં આવે છે. ઇંગ્લંડમાં સત્તા-વાળો રહે ને તેનો હુકમ અહિંયાં ચાલે. તીજોરી પણ ક્યાંથી ક્યાં પડી છે, તેમાંથી મનનું માન્યું વાપરવામાં આવે છે. ઇંગ્લંડે આબિસિનિયા સાથ લડાઈ ઉઠાવી, તેમાં હિંદુસ્થાનને શી લેવાદેવા હતી?† આબિસિનિયામાં**

---

very hard things about it." ત્રણ માસ પછી એ સર હેન્રી ડુરાંડને લખે છે કેઃ— I am determined not to have another deficit, even if it leads to the deminution of the army, the reduction of the civil establishments, and the stoppage of public works."

* નોકરીના પગારના સંબંધમાં ડા. હંટર કહે છે કે—"India can not afford to pay for that labour [ of administration ] at the English rates, which are the highest in the world for official service, but she can afford to pay for it at her own native rates, which are perhaps the lowest in the world for such employment " ડાક્ટર હંટરના "ભરતખંડમાં ઇંગ્લાંડનું કામ" એ નામના ગ્રંથનું પૃ. ૧૩૧.

† I am very sorry to hear of the decision that India is to continue to pay for the ordinary expenses of troops employed from this country in Abyssinia...Surely this is neither a question of hiring or landing, but simply one of payment by the country which employs the troops. I believe that I am right in saying that all the expenses of British troops employed in the Mutiny, who came from England, were paid out of the revenues of India Again, I was not aware that any portion of the cost of the *China* war had been debited against India. I am sure that it ought not to have been so," &c.–Lord Lawrence to Sir Stafford Northcote, 1867–8.

લોર્ડ ક્રેનબોર્ન સાહેબ આબિસિનિયાની લડાઈ માટે લખે છે કેઃ—"one of the wickedest wars ever undertaken." વળી તે નામદારના આ કીમતી શબ્દો છે.—"The special injustice of the course now about to be pursued, consists in this that when we employ English troops on an Indian duty, as in the case of the Mutiny, they are paid for out of the Indian revenues from the moment they land in that country, *but when we employ Indian troops on an Imperial duty, we say that India must pay for them.*"—"Hansard." vol. cxc., pp. 407. હાય ! શી ખુબી છે!

કેદીઓ પકડાયા તે ક્યાં હિન્દના પુત્રો હતા? એ લડાઈ શરૂ કીધી તો ક્યારે તેં એમ પૂછ્યું હતું, હિંદુસ્થાનના વતનીઓને, તારી પ્રજાના એક ભાગને, તારા કેહેવા પ્રમાણે તારાં બચ્ચાંઓને, કે 'આ યુદ્ધ આપણા સામાન્ય સુખ માટે છે ને જે નામોશી આવતી હોય તે સર્વને સરખી છે, માટે સૌની સંમતિથી આપણે પોતાના રક્ષણ માટે જવું જોઇએ.' કંઈ પણ પૂછ્યા વિના તારા મદોન્મત્તપણાથી તેં યુદ્ધ શરૂ કીધું ને તેનો અડધો ફાળો હિન્દુસ્થાનને માથે નાંખ્યો.* આ તારી વ્યવસ્થાનીતિ, શાંતિનું રાજ્ય, મેહેરબાનીનો ન્યાય, પવિત્ર વચન અને શીતળ છત્ર! તું સમજે છે કે એ તારો કેવો મોટો પક્ષપાત, અન્યાય, ગેરવાજબી લોભ છે તે? નહી, નહી, તને એનું ભાન પણ નથી. દરેક દેશમાં રાજ્યવ્યવસ્થાવિધિ કેવા પ્રકારે થાય છે તે બાબતની તને જાણ છે. તારા પોતાના પ્રદેશમાં સામ્રાજ્ય ચલાવી તેને માટે યથાર્થ નિયમ સ્થાપ્યા છે, તથાપિ ભરતખંડમાં તેં બલજોર નીતિવિના બીજી નીતિ ચલાવી નથી. વાજબી રીતિ તો એ જ છે કે પરદેશની વ્યવસ્થા સ્વદેશ જેવી રાખવી જોઇએ, પણ એ સમજે છે કોણ? એક વાર તેં તારૂં પરમ પવિત્ર વચન તોડી દેશીઓને ધધડાવ્યા કે બીજી વેળા પણ તેને છૂટ મળી. તુરકી ને રૂશિયા લડ્યા ને તેં સૈપ્રેસ ઝુટવી લેવા ધાર્યું, તેમાં વિના પ્રયોજને આ દેશના લશ્કરને કામે લગાડ્યું. જો કે પહેલા યુદ્ધ પેઠે સઘળો બોજો તેં તારા શિરપર રાખ્યો હતો, તથાપિ ગરીબડાં લોકોને સોસવું નથી પડ્યું એવું કોણ કહેશે? વેપાર ધંધામાં ને બીજી ઘણી બાબતમાં હોહો થઈ રહી ને થોડો કે ઘણો ટોટો ત્રીજોરીને ખમવો પડ્યો. પોદળો પડે તે ધૂળ લીધા વિના ઉઠે નહી.

---

* એક ફ્રેંચ ગ્રંથકાર લખે છે કે:–"The autonomous states are not the only element which the English Government have to consider; it has also to take account of the public opinion which is beginning to make its voice heard. It would be a mistake to suppose that 150 millions of Hindus, placed under the direct administration of the Crown, do not take any interest in the affairs of their own country and allow themselves to be led like a herd of cattle. . . . This curiosity [ referring to the political] is general, *it has reached even the lower classes*, and of their satisfaction a very great number of journals has been created."–REVUE DES DEUX MONDES."

પણ આના કરતાં વધારે કંટાળો આપે તેવી લડાઈ તેં બે વાર અમીર સાથે ઉઠાવી તે છે.* પહેલી લડાઈ ઉઠાવી હતી તેમાં અપજશ ખાટીને, કરોડોનો સંહાર ને હજારોની હાનિ કરાવ્યા પછી પણ તને કંઈ દરકાર રહી નહી. તે વેળાનું તારૂં પગલું કદી થોડું વખોડાય, પણ છેલ્લું તારૂં પગલું તો નિંદ્ય જ છે. અમીર સામે જવાનું કંઈપણ પ્રયોજન નહોતું ને તે રાજ્યમાં દૂત કે કાસદ કે એલચી દાખલ કરાવવાની કોઇપણ રીતની તને સત્તા નહોતી. એક પડોસીને ત્યાં તેની ઇચ્છા ઉપરાંત જઇને એમ માગણી કરવી કે, અમને તેડી સત્કાર કરો, અમારા ચાકર નફરને ભોજનદક્ષિણા આપો અને તેઓને બીજાઓથી શ્રેષ્ઠ ગણો, એ જેમ લજામણું છે, નીતિરૂઢિમર્યાદાથી ઉલટું છે, તેમ જ તારી એ વેળાની માગણી લજામણી હતી; અને ખુલ્લેખુલ્લો તિરસ્કાર અલીમસીદના પેહેરેગીરે છેલ્લા "અલટીમેટમ"ને કીધો તે પછી તો તારે સમજી જવું હતું. પણ તું ધીટ મનની બાદશાહજાદી તે વળી સીધી પાધરી સમજે? રામરામ કર, મદોન્મત્ત ગર્વિષ્ઠ ધનસત્તા વિદ્યાકળાભિમાનમાં જ છકેલી તેને તો એ એ અનાદર ઘણો સાલે, ને તેમ જ તને પણ થયું. બંહુ રોષે ભરાઈ, જીદ્દી થઈ! હાય હાય એ અપમાન ખમાય જ કેમ? બ્રિટીશ "પ્રેસ્ટીજ"ને ઝાંખ લાગી ગઈ, તેથી ફ્રેંચ નીતિ "કુપ ડી મેન" નિડર સપાટો બતાવવો વાજબી ધાર્યો. ઈંગ્લંડને ઇંડીયામાં વસનારા તારા સુપુત્રો પોતાના અપમાનનું વૈર લેવા તને ઉશ્કેરવા લાગ્યા. તને જ શ્રેષ્ઠ ધનુર્ધારી ઠોકી બેસાડી, વિધવિધનાં વચનો કહ્યાં. તને કોઇપણ પ્રાણી જીતી શકે નહી, ને તું કદી જીતાય પણ નહી એવું જ તેઓ ગુમાન રાખવા તૈયાર થયા. "પારકે પૈસે દિવાળી" તેમ હિન્દનાં નાણાંથી તારા વેરના ઉભરા કાઢવા હતા એટલે બીજાઓને દરકાર શી હોય?† એકદમ તેં

* કારણ શું? "And it is because I believe that frank relations with our neighbours, and constant AMICABLE communication with them, are the best securities against being one day or other forced into interference, that I have succeeded in teaching some, and will before long show to all, that England's desire is that they should be STRONG and INDEPENDENT"–LORD MAYO to one of Her Majesty's Ministers.

† "India is in the unfortunate position, that an increasing portion of her revenue, now amounting to one-third, is spent in England." . . . . ફોસેટ પોલીટીકલ ઇકોનોમીનું ૫૦૪ મું પૃષ્ઠ.

તારા ને હિન્દના અતિ પરાક્રમવાળા પુત્રોને ધસારો કરવા મોકલ્યા, ને ત્યાં જઈને ખરેખરો કાંદો કાઢી આવ્યા કે? એ યુદ્ધ વિના પ્રયોજનનું હતું ને તે કરવાની કશીપણ આવશ્યકતા નહોતી, પણ મદે ભરાયલી તું, પોતાના જય વાસ્તે, ને દ્વેષીઓના વધ વાસ્તે કીધું, પણ મોટા ભયથી હંમેશાં જ પીડિત તેને યોગ્ય શાસન થયું છે. તારા ને સાથે હિન્દના પુત્રોને પણ અયોગ્ય પરાક્રમ દર્શાવતાં જે શિક્ષા થઈ છે તે યોગ્ય જ કેહેવી જોઈયે. પૂર્વે ઘણા લાંબા કાળપર તો મેં તને કહ્યું હતું કે તારે કદી પણ જંગલીઓ સામા ઘૂમવું નહી. ને તેં કબુલત પણ આપી હતી કે હવે કદી ઘૂમીશ નહી. પણ તારૂં તે બોલ્યું અબોલ્યું થયું, એથી આજ હું ઘણી તપાયમાન થાઉં છું; કેમકે તેં તારી સત્તાનો જય દર્શાવતાં સ્વતંત્રતાનું છેદન કરી નાંખ્યું. કોઈ પણ દિવસે તેં સાંભળ્યું છે ખરૂં કે, જંગલી, અજ્ઞાન, કળાવિદ્યાહીન, પશુતુલ્ય, ધર્મ વિનાના ગાંડાઓ વશ થયા છે કે? શાર્લામેનને જંગલીઓને વશ કરતાં કેટલો શ્રમ વેઠવો પડ્યો હતો, ને તેટલો શ્રમ વેઠવાની તારામાં શક્તિ છે ખરી? ને જ્યારે તેવી શક્તિ નહી ત્યારે શા માટે તેં હામ ભીડી? માત્ર હિન્દના પુત્રોનો ઘાણ કઢાવા ને દ્રવ્ય વ્યર્થ ઉડાડી દેવાને. પણ તેના પૈસાની તું રખવાળ ઠરી છે તો તારે તેની રખવાળી કરવી જોઇએ, પણ ઉડાઉપણે હિન્દનાં નાણાં ઉડાડી દેવાં એ બેવચની થવા યોગ્ય છે.* એ બેવચનીપણું વિશ્વાસઘાતનું મૂળ છે, ને વિશ્વાસઘાત રાજ્યનો વિનાશરૂપ અનર્થ પ્રાપ્ત કરી મોટો કલહ ઉત્પન્ન કરે છે. તેં તારી નીતિ આવી બાબતમાં તદ્દન જાળવી નથી, ને જેમ મત્સ્યવેધ કરવાનો કાંટો સુંદર સ્વાદિષ્ટ લોટથી ઢંકાયલો હોય છે, તેમ તારો પ્રપંચ આવી બાબતમાં મનાય છે. અફઘાનોપર તું રાજ્યજય મેળવી શકી નહી તો પછી તારે તેપરથી શિક્ષણીય થવું જોઈતું હતું કે જે દેશ તારા છત્ર નીચે છે તે બહુ જ શાંત છે, પણ આ તને સુઝે જ નહી. હું તને સત્ય જ કહું છું, કેમકે સત્યથી શ્રેષ્ઠ ને લાભકર્તા બીજું કંઈ જ નથી, ને સત્ય વિનાનો પુરૂષ કે દેવ પણ શોભતો નથી; ને આજે તને જે

* પેહેલી અફઘાન લડાઇ થઇ તેના સબધમાં જોન બ્રાઇટ સાહેબ (૧૮૫૯) કહે છે કે Last year I referred to the enormous expense of the Afghan war, about £ 15,000,000, *the whole of which ought to have been thrown on the Taxation of the people of England* because it was a war commanded by the English Cabinet for objects snpposed to be English. આજ વિચાર બીજી લડાઇને સમે પણ તેણે લાગુ પાડ્યો છે.

કહું છું તે તારા પોતાના હિતને માટે જ કહું છું,* કે એક વાર તું સુધરીને જે પચીસ ક્રોડ પ્રજાની અધિષ્ઠા દેવીપદને પામી છે, તેની તું વિશેષ કાળજી રાખતી થા; બાકી આ ભૂમિ કોઈની થઈ નથી ને થવાની પણ નથી. હજારો ને લાખો રાજાઓ આ ભૂમિપર થઈ ગયા, પણ તેનામાં તો કશો ફેરફાર થતો નથી, તો તું કીસ ગણુતીમાં છે? તેં અમીર શેરઅલ્લી સાથે મુલાકાત કીધી,† પણ તેનો લાભ શો લીધો? કશોએ નહી. એજ પ્રમાણે બીજી લડાઇથી ત ફળ મેળવ્યું. દેશમાં જે સ્વસ્થતા રાખવામાં આવી તેમાં થોડાં વરસ સુધી તો તેં ડહાપણ વાપર્યું, પણ ધીમે ધીમે તારી રાજનીતિ દુઃખદાયી થઈ પડી‡ તે એટલે સુધી કે ૧૮૫૨ ને ૧૮૮૦ એ બંનો સમકાલીન ગણાય છે. જો દીર્ઘદૃષ્ટિથી જોવામાં આવે તો લોકોને, રાજ્યની પેદાશ વધારી, ઇંગ્લંડના નિરૂદ્યમી§ ને

---

* અહિયાં જ એક શ્રેષ્ઠ પુરૂષ, હાલનો મોટો પુરૂષ કહે છે તે સાંભળો:- "Just for one moment look to India. India is your one great free market; it is the one great port of the world, where your manufactures enter without being hindered by any duties. . . . . . Without India, the unemployed at Birmingham would reach such enormous numbers as to become perfectly dangerous to social order "–LORD R. CHURCHILL Oct. 23, 1885

† લોર્ડ મેયોના સમયમાં અંબાલા ખાતે એક મોટું દરબાર ૧૮૬૮ ના માર્ચની ૨૭ મીએ ભરાયું હતું. અમીર બ્રિટિશ રાજ્યનો મિત્ર રેહે તે માટે બાર લાખનુ સાલિયાણું તેને આપવું ઠરાવ્યું તથા ઘણી ભેટશોગાતો આપી હતી. હાલના અમીર અબદર રેહેમાનને પણ દર વર્ષે બાર લાખ આપવામાં આવે છે. જો કે બ્રિટિશોને તેનો જરાપણ વિશ્વાસ નથી. દોસ્તમહમદ સાથ ૧૮૪૯ માં કરાર થયા પછી પણ કોઈ દહાડો એકે બીજાનો વિશ્વાસ રાખ્યો નહોતો, એવી તો રાજનીતિ ને રાજપ્રપંચ

વળી લોર્ડ મેયો લખે છે કે:–"Our influence has been considerably strengthened, both in our territories and also in the state of Central Asia, by the Amballa meeting; and we can only persuade people that our policy is *non-intervention* and *peace*, that England is at this moment the only non-aggressive power in Asia, we should stand on a pinnacle of power that we have never enjoyed before."—HUNTER'S "Mayo." p. 271.

‡ લોર્ડ લારન્સ કહે છે કે:-"India is treated differently to the Colonies."

§ સર જેમ્સ કેર્ડ કઇ થોડી અગત્યનો પુરૂષ નથી. તે લખે છે કે–

"By the great bulk of our countrymen, Hindustan is looked upon as a large country which . . . affords a convenient place for the younger sons of respectable families to acquire fortunes. About the people we make ourselves perfectly easy."

શ્રીમંતના નિર્વાહને માટે કરથી છુંદવામાં આવે છે. ઘણા કરો એટલા તો વધારી દીધા છે કે તેથી તોબા તોબા પોકારવી પડે છે. દેશી રાજાઓને ધમકાવી તાબેદાર કરવા, કારભારીઓને ધમકાવવા, તેમની સત્તા વચ્ચે હાથ ઘાલવો, સહજ કારણસર તેઓપર રોપ બજાવી દબાવતા રાખવા, પોતાની મરજી માફકના કારભારીઓ આપવા, તારા નોકરોએ તેનાથી પણ વધારે શ્રેષ્ઠ પદવી ભોગવવી, જાગીરદાર તાલુકદારના હક્કો ઝુંટવવા તથા લાગાઓ નાંખવા, અને રાજાઓને માંકડા પેઠે નચાવવા,* તથા તેમનો ન્યાય કરવો, એથી સર્વ ત્રાસ પામેલા છે. એટલું જ નહી, પણ તારા પોતાના સ્વાર્થ સમયે તેમની વચ્ચે પડવું ને તેમની પ્રજા છુંદાય ત્યારે, કે તેઓ દુ:ખના ડુંગરમાં દટાય અને તેઓ પોતાની પ્રજાપર અન્યાય ગુજારે ત્યારે, બેધડક દાદ ન આપવી, એ થોડી ફરિયાદ ને અસંતોષનું કારણ નથી. જમીનપર કર,† પ્રજાની કમાઈનો‡ કર, વેશ્યા પાસેથી લેવાતો કર, મીઠાપર કર,§ અનાજપર કર,

---

* ડ્યૂક ઓફ વેલિંગટન જેવો સમર્થ પુરૂષ લખે છે કે:-"In our treaties we recognised them, the native princes, as independent sovereigns. Then we sent Residents to their courts. Instead of acting in the character of ambassadors, they assumed the functions of dictators, interfered in all private concerns, countenanced refractory subjects against them, and made the most ostentatious exhibitions of their exercise of authority."

† "It will thus be seen that, although the tax has been increased by about 18½ per cent, the increase of revenue (allowing for increase of population) was only 12¼ per cent."–LORD HOBART. ("Life." vol. 11 p. 69.)

‡ "The late Lord Hobart, than whom the poor of India had never a better friend, observes, in another place· "I confess I have the greatest reluctance to increase a tax which is, in fact, a *poll tax*, upon the helpless and poor peasant."–("Life." vol. ii. p. 489.) ઘણા કરો મુકવાથી હિન્દુસ્થાનની કેવી હાલત થશે તે માટે લોર્ડ હારટીંગ્ટન, મહારાણીનો એક પ્રધાન, દારવીનમાં તા૰ ૨૪ મી અક્ટોબર ૧૮૮૫ ને દિને ભાષણ કરતાં બોલ્યો હતો:-I thought it was the fact that the British Government put too much taxation on our American Colonies, and that it was the tax for Imperial purposes which cost us the loss of our American Colonies."

§ 'મોડર્ન ઇંડીયા' નામના ગ્રંથમાં જ્યોર્જ કેંપબેલ લખે છે કે:-"That the salt tax was only one-tenth under the Mahomedan rulers of what it is now" આ તો ૧૮૫૩ માં લખાયું છે, પણ હમણાં તો ત્રીશગણો મીઠાનો કર વધ્યો છે.

દારૂતાડીપર કર, નરકનાં લીલામ, એ વિગેરે અનેક પ્રકારે લેવાતા કર વિષે તો હું શું બોલું?* તે માટે બોલવું એ પણ શરમાવે તેવું છે. તેં તારા કરની હદ સઘળે જ વધારી છે, ને હવે દેશી રાજાઓ તારૂં જોઇને મતિહીન થયા છે, છતાં તેં પેલા ગંડુનો† ન્યાય કરવાનો ફારસ કીધો. પણ તે બાપડો રાજા નામનો, વિલાસી, શૃંગારમાં જ મજાહ માનનાર અને સ્વસ્થતાએ કામ કરનાર, તેને રખડાવ્યો અને પછીથી પદભ્રષ્ટ કરીને તારી પોતાની સજ્જડ હાક બેસાડી,

* આ બાબતમાં એક સર્વોપરી સત્તા, અતિઘણી સર્વોપરી સત્તા હિંદુસ્થાનની હાલત માટે રજુ કરીશું. ભરતખંડનું તનમન સુરદાસ ફાસેટ પોલીટીકલ ઇકૉનોમીના ગ્રંથના ૪ના પ્રકરણમાં જમીનના કર સંબધી બહુ અગત્યનું લખે છેઃ-"As far as the cultivators of the soil are concerned, it can be a matter of no consequence whatever to them whether they pay a land tax to the Government or whether they pay a rent to private landowners &c. . . . Those therefore, are completely in error who quote the aggregate amount of taxation as raised in India, in order to prove how heavy the people of that country are taxed."

મી૦ એચ. જે. એસ. કૉટન, પોતાના 'નવું ભરતખંડ' નામના ગ્રંથમાં લખે છે કે:- "Far more serious cause for anxiety than the arbitrary decision of a bureaucracy ... is the suppressed premise which runs through all our revenue policy *that the soil of the country does not belong to the inhabitants of the country*, but to Government. There is no great harm in saying that the land belongs to "the State," when the State is only another name for the people, but it is very different when the State is represented by a small minority of foreigners, who disburse nearly one-third of the revenues received from the land (£7,000,000) on the remuneration of their own servants and, who have no abiding place on the soil, and no stake in the fortunes of the country. It is because we have acted on this principle all over India, with the exception of the permanently settled districts, that we have reduced the agricultural classes to such poverty." (pp 53-4).

† મલ્હારરાવ ગાયકવાડને ન્યાય કરવાને નિમિત્તે સર્વોપરી સત્તા ચલાવી છે. એ જાતે એશિયો, તેમ બળ વગરનો હતો. એવું ધારી એક નહી માની શકાય તેવું તોફાન કીધું એ ન્યાય તો શરમ ભરેલો જ સઘળે ગણાયો છે. મલ્હારરાવ ૧૮૮૩માં મદ્રાસમાં કેદખાનામાં જ મરણ પામ્યો છે. જે અન્યાય થયો તેનો કારી ઘા તેને ઘણો લાગ્યો હતો.

સઘળાં દેશી રાજ્યોને જણાવ્યું કે હવે તપાસજો, અમારી સામા કંઈ પણ બોલવું યા કારણ વિરૂદ્ધ કર્મ કરવું એ તમારૂં નસંતાન, ખડિયા ખડખડ કાઢનારૂં થશે. બાકી શું બીજા રાજાઓ એવા દોષને પાત્ર નહોતા ? શું સઘળે જ વ્યવસ્થા ચાલતી હતી ? સૌની પ્રજા સુખી હતી ? રે તારી પોતાની પ્રજા સુખી હતી ?* પણ મલ્હારરાવ જાતે નામર્દ, લશ્કરી વ્યવસ્થા સારી નહી, રાજકુટુંબમાં સંપ નહી, આગલા રાજાનું કુટુંબ વિફર્યું છે, ને તેનો મોટો પ્રપંચ હશે, વળી બ્રિટીશ રાજાની સત્તા પ્રબળ છે, તે ન્યાયી ને પ્રામાણિક છે માટે યોગ્ય ન્યાય કરશે, એમ ધારી માવડીમુખો બની શરણે આવ્યો. પણ એ જ પગલું ખંડેરાવપર ભર્યું હોત તો કયાંએ કુરચીકુરચી ઊડાવતે, જો કે તેના હાલ પણ ભુંડા થતે, (?) પણ તને સંપીને બેસવા દેતે નહી. એક હલકા માણસના બોલવાને ટેકો આપી એક રાજાને પદભ્રષ્ટ કરવો ને તેમ કરતી વેળા વળી નવું જ તૂત કાઢવું, એ તારી તામ્રમુખી રાજનીતિ ધિઃકારવા યોગ્ય જ કેહેવાય. તારી પ્રજા તે કયાં સુખી છે ? તેઓનો બબડાટ તે ક્યાં કમ છે ? પણ બિચારાં બકરાંને રેહેંસી માર્યું, ને પછી પાટવી કુંવરને બોલાવી સઘળા રાજાઓને મજરો કરવા બોલાવ્યા. સૌ બીધેલા તે આવ્યા, ભેટસોગાદ કીધી, ને અમૂલ્ય માલ દઇને રાજકુંવરને વધાવ્યા, એ વફાદારીનો બદલો કંઈ પણ મળ્યો ? રાણીજીને કૈસરિયાં કરાવ્યાં, ને ઇંગ્લંડની રાણી તે ભરતખંડની મહારાણી થઈ; તથાપિ વિશ્વાસ તો થોડો જ મુકવામાં આવ્યો હતો કે થોડા જ હક્ક વધારવામાં આવ્યા હતા. નથી તેં તેના બદલામાં દેશી રાજસભા† સ્થાપી કે નથી તેં દેશીઓની પ્રીતિ ખેંચવા માટે

* "The general concurrence of opinion of those who know India best, is that a number of well-governed small states are in the highest degree advantageous to the development of the political and moral condition of India. . . . It [native administration] has a fitness and congeniality for them impossible for us adequately to realise."–LORD CRANBORNE (1867).

† શું કીધું છે કયસરે-હિન્દ થયાથી ? વ્યવસ્થાનીતિ તો તેવી ને તેવી જ છે. દેશીઓને ગભરાવવાને "આજે આ કાયદો ને કાલે બીજો કાયદો" એ ભણકારા દેશીઓના કાનને ભયંકર લાગે છે. કદી પણ દેશીઓને ધારા ને વ્યવસ્થા સમજવાનો સમય આપતા નથી," એમ એક અનુભવી અમલદાર કહે છે. લોર્ડ મેયોએ કહ્યું છે કે, "હિન્દુસ્થાનના એક છેડાથી બીજા છેડા સુધીમાં ઘણા કાબેલ માણસો છે, જેઓ પોતાના રાજકર્તાને મદદ કરવાને ઘણા આતુર છે," પણ મદદ કોણે લેવા ધારી ? સર ડેવિડ વેડબર્ન કહે છે કે 'નેટીવ હાઉસ ઓફ કોમન્સ સ્થાપવી એ પણ જરૂરનું છે' પણ કયસરે હિન્દ થયાં પછી પણ કંઈ થયું નથી.

નવા મોટા માર્ગ ખુલ્લા કીધા. માત્ર કયસરે-હિન્દ એ નામ ધારણ કીધું ને સિક્કામાં કોતર્યું, તે વિના લોકહુક્કને શો લાભ થયો? શું તારી આ ચપળતા હિન્દના પ્રિય પુત્રો નહી સમજતા હોય? તેઓ તારી પક્કાઈ ને શઠતા નહી મનમાં વિચારતા હોય? ને તેમ સમજતા હોય તો તને નહી પજવશે? તેઓ ઉઠીને તને ખેદાનમેદાન નહી કરશે? શું તેઓ ચૈતન્ય રહિત જડ છે? જંગલી છે? મૂર્ખ છે? અજ્ઞાની જેવા છે? નહી જ. તેઓ પણ માણુસ તરીકે સઘળું સમજે છે. તેઓની નીતિ તેઓ સારી રીતે જાણે છે, તેઓમાં ઘણી સારી લાગણી છે. પણ જ્યાંસૂધી વખત નહી આવે ત્યાં સૂધી તેઓ દબાવી રાખવાને પણ વિરલા છે. તેઓ સહનશીલ, વિચારશીલ, મર્યાદશીલ, વીરશીલ, ધીરશીલ છે, કે જેવી શીલતા બીજી કોઈપણ પ્રજામાં નથી. નથી તે અમેરિકામાં, નથી તે આફ્રીકામાં કે નથી તે એશિયાના બીજા લોકોમાં. પણ તેઓ સમજે છે કે જ્યાંસૂધી તારો સૂર્ય તેજસ્વી છે ત્યાંસૂધી તે સૂર્ય વધશે, ખીલશે, ને અસ્ત પણ થશે. કાળ આવશે ત્યારે હંમેશાંના જેવું નીમાસામ થશે જ, ને તેથી તેઓ નિરાંતે બેસી પોતાની તપોવૃત્તિને ઘુંટે છે. આર્યપણું શ્રેષ્ઠ છે ને તે શ્રેષ્ઠતા તેઓએ મુકી નથી. તેં તેઓનાપર તારાજ લાભને માટે ઘણા હુમલાઓ કીધા. બીજી એક મોટી જાત વહાબીઓ છે, તેને તેં દાબી દીધી, પણ જરા પણ નરસું લાગે તેવું કીધું નથી. ભુતાન જોડે લડાઈ કીધી, પણ તેઓ બોલ્યા નથી. તારા પ્રતિનિધિનું* કમોતે મૃત્યુ થયું તે માટે શોકવસ્ત્ર સજ્યાં, હાહાકાર વર્તાવ્યો, ને માનશુકન માન્યા. તેં જે જે માગ્યું તે આપ્યું, તારા મોટા ઢંઢેરામાં વચન આપ્યું હતું કે દેશીઓને વિદ્યાગુણ જોઈને મોટા ને સારા ઓદ્ધા† આપવામાં આવશે ને તે વચન તેં નહી પાળ્યું તો બોલ્યા સરખા નથી. આસમાની સુલતાની આફતો આવે છે, તોપણ અબોલા રેહે છે, ને કરડાકી થાય છે તોપણ, પક્ષપાત થાય છે તોપણ, અન્યાય થાય છે

* લોર્ડ મેયોનું મૃત્યુ પોર્ટ બ્લેરમાં ૧૮૭૨ ની ૮ મી ફેબ્રુઆરીએ થયું હતું.

† "It was only Aurangzebe who alienated his Hindu subjects by his bigotry and illiberal sentiments. But even under his reign "It does not appear that a single Hindu suffered death, imprisonment, or tax of property for his religion; or, indeed, that any individual was ever questioned for the open exercise of the worship of his father."—ELPHINSTONE's "History," vol. ii, p. 552.

તોપણ, અધર્મ થાય છે તોપણ, નિર્દયતા બતાવવામાં આવે છે તોપણ કોઈનો મોટો બૂમાટો બહાર નીકળવા પામતો નથી, પણ તેં ક્યાં વિવેક વિચાર કીધો છે? હિંદના લાખો પુત્રો ભુખ્યા તરસ્યા રઝળે છે.* પણ કોઈ તેપર લક્ષ આપતું નથી, જ્યારે તારા પુત્રો સુખાસનમાં બેસી મહાન્ વૈભવ ભોગવી લીલાલહેર કરે છે; જો કે પોતે કોઈ પણ વાજબી નીતિ પાળતાં નથી, પણ બીજા પાસે પળાવવા યત્ન કરે છે ને "હિતેચ્છા ને દયા"ના શબ્દોપર પાણી ફેરવે છે, ને ભુંડું ઇચ્છવામાં તત્પર રહે છે, તોપણ ફરીથી તેમની મોટી છાપાની સ્વતંત્રતા સહજમાં છિનવી લઈ તેઓના હાથ નીચા નાખ્યા ને કાળા કરતાં ગોરા શ્રેષ્ઠ, તેઓ જ દેવતા, એમ ગણાવ્યું. મમતા ઇર્ષ્યા, તુચ્છકાર અને અવિનય એ તારા અમલદારોનો સદ્ગુણ સાધારણ વધી ગયો છે, ને એની હવે તો પરિસીમા થઈ છે. મને તો ભાસે છે કે તારી તરફ અપ્રીતિ હવે તો થવીજ જોઇએ, પાર્લામેન્ટમાં જે મોટી ધામધુમો થાય છે તે ખાલી મોતનાં વળખાં છે, ત્યાં માત્ર પ્રાચીન કાળનો મોટો નાટકજ થાય છે† કોઈને પણ હિન્દુસ્થાન માટે કાળજી નથી, લોકોની

* દાખલા તરીકેઃ-અયોધ્યાના લોકો માટે ૧૮૮૦ માં એચ. સી. ઇરવીન પોતાના The Garden of India નાં પૃ. ૩૦૭ માં લખે છે કેઃ-

"They [the masses] are often underfed, generally under-clothed, and have not, as a rule, anything that they call their own.

આવું માત્ર ત્યાંજ નથી. આખા ભારતખંડમાં પણ તેમજ છે. સર રીચર્ડ ટેંપલ પોતે કહે છે કે "દેશમાં દરિદ્રતાએ વાસ કીધો છે, ભુખમરાએ જડ ઘાલી છે."

વેપાર ધંધો નથી, કેમકે વેપાર નાશ પામ્યો છે. સઘળો યૂરોપિયનના હાથમાં છે, તેથી પણ દુર્દશા થઈ છે. ધંધો કેમ ગયો છે તે માટે ઇરવીન લખે છેઃ-

"The three principle industries under native rule were cotton weaving, salt making, and spirit-distilling. Of these, the first has been crippled by Manchester competition, *the second has been annihilated so far as legislation can annihilate it and the occupation of a numerous caste destroyed*......The salt manufacture having been crushed, £400,000 worth of salt is imported annually."—"The Garden of India." p. 30. આટલું છતાં એક ગ્રંથકાર લખે છે કે;-"Heaven knows why the Cooper's Hill college is maintained, which costs the Indian tax-payer £7383."

† જાન બ્રાઇટનું ૧૮૭૬ નું ભાષણ "ધી ટાઇમ્સ"માં વાંચવું.

મી૦ ગ્લાડસ્ટનના પણ આ શબ્દો અગત્યના છેઃ-"Under these cir-

અવસ્થા કેવી છે તે જાણવાને થોડા જ આતુર રહે છે. માન ને પ્રસિદ્ધ થવાના કોડીલાઓ છે તેજ બહાર પડે છે, ને થોડાક માત્ર સત્ય ને પ્રીતિથી કામ કરે છે; પણ તેમાંથી કોઈ પણ વેળાએ લાભ થયો ને હિન્દના પુત્રોનું રૂડું જ થયું હોય, એવો એક પણ દાખલો હોય તો, હે માનદ, મને બતાવ?* કાર્ય તથા અકાર્ય નિશ્ચય થાય છે, પણ કોઈ પણ રીતે વ્યવસ્થા

---

cumstances it is, that we cannot find a day for the discussion of the Indian Budget earlier than August 13, when the House of Commons has already sat for seven months,'

* "If they were to do their duty towards India they could only discharge that duty by obtaining the assistance and counsel of all who were great and good in that country. It would be absurd in them to say that there was not a large fund of statesmanship and ability in the Indian character. They really must not be too proud. They were always ready to speak of the English Government as so infinitely superior to anything in the way of Indian Government. But if the natives of India were disposed to be equally critical it would be possible for them to find out weak points in the harness of the English administration."-SIR STAFFORD NORTHCOTE (*vide* "Hansard" vol clxxxvii "The Mysore Question," 1867.)

યૂરોપિયનને મોટા ઓહ્દા આપવાથી તેઓ પૈસો સંઘરીને દેશ છોડી જાય તે માટે સર જોન લો લખે છે કે:-"European gentlemen save more than they expend, and send their savings off to a distant country."

લોર્ડ મનરો લખે છે કે:-Is the effect, then, of our boasted laws to be ultimately merely that of maintaining tranquility and keeping the inhabitants in such state of debasement that not one of them shall ever be fit to be entrusted with authority? If ever it was the object of the most anxious solicitude of the Government to dispense with their services except in matter of detail, it is high time that a policy so degrading to our subjects, and so dangerous to ourselves should be abandoned, and a more liberal one adopted. It is the policy of British Government to improve the character of its subjects, and this cannot be better done then by raising them in their own estimation, by employnig them in situations both of trust and authority." પણ આજે તેને કોણ યાદ કરે છે? કોઈ નહિ.

થતી નથી. હજારો લોકો હક્કોને માટે આર્જવ કરે છે, વિનવે છે, પ્રાર્થના કરે છે, રે, કેહેવા દે કે યાચના કરે છે, પણ તારા કાન ખુલતા નથી. ઘણા થોડાનેજ, હે યશસ્વી વીર નારી, એ પ્રસાદ તેં આપ્યો છે. પ્રજાપ્રતિનિધિ-સમાજ સ્થાપવાને અનેક મોટા પુરૂષે તને જણાવ્યું હતું કે, 'તેઓને જ્યારે આપણે મોટા મોટા હક્કો ને સારા સારા સુધારાની વાતો જણાવીએ તો તે હક્કો તેઓને આપવા જોઇએ,' પણ હજી સુધી તેમાંનું તેં કંઈ કર્યું નથી.* નથી તેં કોઈ રીતના, તેઓની ઇચ્છા પ્રમાણે ધારા કીધા, નથી રોજગાર માટે સગવડ કરી આપી, કે જે રોજગાર માટે લોકો રોજની બુમ મારી રહ્યા છે. નથી તેં સારા હક્કો આપ્યા, કે જે હક્કો રૂશિયા જેવું જંગલી રાજ્ય તરકોમાન લોકોને આપવે ઉદાર નિવડયું છે.† નથી તેં કરભાર ઓછો કરીને લોકોને નિશ્ચિત કીધા;‡ હવે લોકોની પ્રીતિ તારી તરફ કેમ ઉલટે? તને કેમ મહાપ્રતાપી ગણીને આદરસત્કાર કરે, રોજ રોજ તારા ગુણ શી રીતે ગાય? જો કે પેહેલે ઘરથી તેઓનું તું નખોદ વાળતી આવી છે ને હજી સુધી તો તેં તે રોજગાર બંધ કીધો નથી તથાપિ હજી તારૂં સારૂં નસીબ

* લોર્ડ રીપન પેઠે લોર્ડ મેયોએ પણ આ દેશના હિત માટે મનમાં લીધુ હતુ. તેણે એક જ શબ્દ કહ્યો છે કે:–

"I have only one object in all I do; *I believe we have not done our duty to the people of this land* Millions have have been spent on the conquering race, which might have been spent in enriching and elevating the children of the soil . . . It is impossible, unless we spend less on 'interests', and more on the people. . . . The welfare of the people of India is our primary object. If we are not here for their good, we should not be here at all.

† રૂશિયાએ તરકોમાન લોકોને માત્ર ગવર્નર સિવાયના સઘળા ઓદ્ધા આપ્યા છે, પણ હિન્દુસ્થાનમાં સઘળા મોટા ઓદ્ધા પરદેશીના હાથમાં છે.

‡ "The unfruitful nature of the income tax, as giving an evidence of the poverty of India, will be apparent from the fact that a tax of 2½d in the pound. i. e. a little over 1 per cent. will only yield £500,000, whilst it would reach incomes which would be untouched here. Fawcett objects to the income tax on quite a different, but not less valid, ground, namely, "that in poor country like India the industrial progress may be retarded."–ઑન. ફોસેટની પોલીટીકલ એકોનોમી સનું પૃષ્ઠ ૫૩૭.

છે કે લોકોમાં અસંતોષની ચીડ પેઠી છે.* પણ આણુમાંથી ખસવાનો ઉભરો આવ્યો નથી. બાકી આજકાલમાં તને જોવા જેવું કરી બતાવતે. હજી અસંતોષ પૂર્ણ વ્યાપ્યો નથી, ને તેટલામાં તેના ઉપાય થાય તેવું છે, માટે તારી ઇચ્છા હવે કેમ વર્તવાની છે તે મને જણાવ.† ઉપાય હજી હાથમાં છે, કેમકે હિન્દનો અસંતોષ હજી જીભનો છે,‡ તે જ્યાં સુધી હુંટીનો થયો નથી ત્યાં સુધી સઘળા ઉપાયો આબાદ લાગશે, પણ અંતઃકરણમાં પ્રેતરૂપી શત્રુ પેઠો કે તારૂં ધાર્યું કંઇ જ થવાનું નથી, પછી તું ભલી ભલી ફોજ લાવશે તો તે પણ નિકંદન થઈ જશે. આ હિન્દનો પ્રતાપ તારે ઓછો નહી જાણવો. તે આજે દયામણી ને રાંકડી દેખાય છે, તેના શરીરપર ફાંટાંતુટાં વસ્ત્રો છે, તેનો મુકુટ ખસેલો છે, તેના મોહોપર મીઠું નથી ને ગૌવા જેવી જણાય છે, પણ તે કાંતિએ ચંદ્ર, વેગે વાયુ, સ્થૈર્યે કરી મેરૂ, ક્ષમાએ કરી પૃથ્વી, તેજે કરી સૂર્ય, તેમ લક્ષ્મીએ કરી કુબેર, શૌર્યે કરી ઇંદ્ર, ને બળે કરી વિષ્ણુ સરખી છે, ને સમયે તેથી પણ શ્રેષ્ઠતા દર્શાવે તેવી છે. તે રોષમાં આવશે ત્યારે

---

* લોર્ડ કેનબ્રુક લખે છે કેઃ-

"The impression produced on my mind while I was at the India Office was, that I was watching a vast community as it were, in the act of creation. The changes going on were so rapid; prejudices a thousand years old were so rapidly melting away, the agencies in operation so powerful, that it seemed to me the rashest act which a British statesman could be guilty of to predict, still more by his conduct to prejudge, the settlement of question which will arise in the future." "HANSARD" vol. clxxxvii., p. 1075. આ એક સર્વોત્તમ સલાહ છે, પણ અમલ કયાં છે તેનો?

† "Discontent of a most serious kind existed among the, Indian army, owing to the pay, and owing to the imposibility of native soldiers rising to any rank above that of a subaltern officer." લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચિલનું ૧૫ મી મે ૧૮૮૫ નું ભાષણ.

‡ "A feeling of discontent and dissatisfaction exists among every class, both European and Native, on account of the constant increase of taxation which has for years been going on. My belief is that the continuance of that feeling is a political danger, the magnitude of which cannot be overestimated."-લોર્ડ મેયો, ભરતખંડના ચોથા વૈસરાયના આ વચનો થોડાં અગત્યના નથી.

તને હેરાન હેરાન કરશે, કે જેથી તું દુનિયામાં કોઈ પણ કરતાં અધમ હાલતમાં આવી શકશે. જો કે સ્પેન ને પોર્ટુગાલ, ઇટલી ને ગ્રીસ તો ગણત્રીમાં પણ રહ્યાં છે પણ તારી તો ગણત્રી પણ રહેવાની નથી. તારે જો તારૂં ખરેખરૂં કલ્યાણ* પ્રાપ્ત કરવું હોય, ફળાર્થીવૃક્ષોને વિફળ થતાં અટકાવવાં હોય ને તારી પોતાની શ્રેષ્ઠતા જાળવવી હોય, શુદ્ધ ન્યાયે પ્રીતિ સંપાદન કરવા ઇચ્છતી હોય, બગડતી બાજી સંભાળવી હોય ને સમારવી હોય, બ્રિટીશ પ્રજાનું સુખ કાયમ રાખવા ઇચ્છતી હોય, ને તેં એમ કહ્યું હતું કે "પ્રજાની ચઢતી કળા એ અમારૂં બળ, તેને સંતોષે અમારૂં નિર્ભયપણું ને તેની કૃતજ્ઞતાએ અમારો ઉત્તમ યશ રહેશે; અને અમારા લોકના કલ્યાણને માટે આ અમારી ઇચ્છાઓ પાર પાડવાને તે સર્વ શક્તિમાન્ પ્રભુ અમને ને અમારા હાથ નીચેના સત્તાધારીઓને શક્તિ આપો;" એ વચન સત્ય કરવા ઇચ્છતી હોય, ઇંગ્લંડ, તેને પુરાણું કાર્થેજ બનાવવા ઇચ્છતી નહી હોય, તેમ ભરતખંડને સ્પેન બનાવવા નહી ચાહતી હોય તો તું એવું કરવાની કબૂલાત આપ કે, જેથી તારી ને હિંદ વચ્ચે જે મોટો અણરાગ બંધાયો છે, જે કલહનાં મોટાં બીજ રોપાયાં છે, જેથી દેશમાં એકબીજાની આંખે આંખ મળતાં વેરના ઉભરા બહાર આવે છે તે બંધ પડે,† દેશીઓ સર્વ રીતે શીતળ થાય ને તારા અધિરાજોને માન આપે, તને પુષ્પથી ભરી નાખે, તારો જ ઘોષ ચોખંડ પૃથ્વીમાં ગાજી રહે, ને "જે જે"નો મોટો પોકાર પડી રહે તેવી યોજના યોજ. સ્મરણમાં રાખજે, આ બધું સાંભળતાં પેહેલાં, કે ઘોળાઘોળ કરવા કરતાં એક નિશ્ચયથી વર્તવામાં બહુ મોટું ડહાપણ મનાયું છે, માટે કંઈ પણ નિશ્ચય કરી આગ્રહ ધર્યા પેહેલાં તેના અંતનાં પરિણામ જોવાં. વળી આ પણ સ્મરણમાં રાખજે કે "ભરતખંડની પ્રજાનું કલ્યાણ, સુખ ને વૈભવ તે જ ઇંગ્લંડની પ્રજાનું કલ્યાણ, સુખ ને વૈભવ છે. અંગ્રેજોનું ધનલુબ્ધપણું, અવિનય, પશુતુલ્ય ગણના,

---

* "The facility whith which the English government throws a portion of the expenses of all the wars upon the Indian budget, undei the pretext that the security of the empire is bound up with them. also gives the Native press frequent opportunities of exposing the selfishness and injustice of British rule."–REVUE DES DEUX MONDES," 15th June 1885.

† British India, its races and its History. Vol. 2 Page 372.

એ ભરતખંડ પ્રત્યે થાય તો તે ઈંગ્લંડનું ક્ષુધા પીડિત ને દુ:ખશોકનું કારણ છે."* વળી આટલું પણ સ્મરણમાં ધરજે કે વખત એવો પણ આવશે, ઓ મહાભિમાની બ્રિટાનિયા, કે તેં દુરાગ્રહ ધર્યો તો હું સર્વ રીતે હિંદને સાનુકૂળ થઈ તેને મોટો વૈભવ અપાવીશ, કેમકે એનું દુ:ખ મને બહુ સાલે છે, ને મેં કદી પણ આ પાંચ હજાર વર્ષમાં એની રક્ષા કીધી નથી; અને છેલ્લું યાદ રાખજે આટલું જ કે, યુદ્ધકુશળતા દર્શાવવી, રાજ્યલોભે મહાન્ રાજ્યને ઉંધું વાળવા મથવું, તેવાં મથનાર રાજ્યો કદી પણ સારી સ્થિતિમાં આવ્યાં નથી; અતિ ડહાપણ વાપરતાં અતિ ઘણું ખરડાવું ન પડે એ મારી છેલ્લી મોટી સાવધ કુશળ સૂચના છે. તારા રૂડામાં સર્વનું રૂડું."

ઠંડાપણાથી સ્વતંત્રતા દેવી, બહુ જ ગંભીર ને પ્રૌઢ ચેહેરેથી જોતી, પોતાનો ફક્કડ વાવટો ઉરાડતી, મોહ પમાડે તેવી રીતે હાલન ચાલન ને લટાછટા બતાવતી કુદવા મંડી પડી. બ્રિટાનિયા સ્તબ્ધ થઇને દિગમૂઢ બની ગઈ હતી. તેની કંઈ પણ બોલવાની હિંમત ચાલી નહી. જે મોટો લાંબો ઈતિહાસ કહ્યો તે એવો વજ્રબાણ જેવો એની છાતીમાં ઘર કરી રહ્યો કે જાણે તેની દશે ઇંદ્રિયો મરણ પામી નહી હોય! ને માત્ર ચૈતન્ય વગરનું સ્થૂળ નહી ઉભું હોય, તેવી પ્રેતસમ જડવૃત્તિએ ઉભી રહેલી જણાઈ. હિંદના મનમાં આ સત્યભાષિણી દેવીના અમૂલ્ય ઇતિહાસ કથનથી બહુ બહુ વિચાર થયા, ને વિચાર્યું કે જે આટલો બધો ઇતિહાસ જાણે છે, કે જે જાણવાની મને પણ તક મળી નથી, તે કેટલી પ્રબળ હશે, અને જેણે આ બ્રિટાનિયાને ક્ષણમાં માખણ જેવી બનાવી દીધી તે કોણ જાણે કેવી શક્તિ ધરાવતી હશે.

બહુ વખત વિતિ ગયો, ને બ્રિટાનિયાની બોલવાની હિંમત ચાલી નહી, તેને સુઝયું નહી કે મારે કયો માર્ગ લેવો, પણ હજી એના મનમાંથી મદ દૂર થયો નહોતો તેથી, અથવા તો સ્વતંત્રતા વધુ શું કહે છે તે જાણવાની ઇચ્છાથી પ્રશ્નકર્તા રૂપે તે બોલી:–

"દેવી, તારા કેહેવાથી મેં ઘણું જાણ્યું છે, તેં ખરી દલીલો બતાવી છે, પણ આ રાંકડી હિંદને તું આશ્રય ન આપે તો એનામાં કંઈ શક્તિ છે ખરી? અને એને સહાય થવાનું તને શું કારણ પડયું છે? અમારો કલહ અમે બંને સારી રીતે સમજી શકત નહી?"

---

* આ પ્રકરણ લખ્યુ ત્યારે ભરતખંડમાં, ઇલબર્ટ બીલના સબંધમાં ઝઘડો ચાલતો હતો, ને તેનું એ વાસ્તવિક ચિત્ર છે.

"નહી જ, જો તેમ હોત તો આટલો કાળ વિતત? કદી નહી," તુચ્છકારથી સ્વતંત્રતાએ ઉત્તર દીધો; "જો તમે બંનો સમજી શકો એવી સ્થિતિમાં હોત તો હું આવત નહી, હિંદ રડત નહી, ને તને બોલવાનું કારણ પણ મળત નહી, ને તેથી મારા જ નસીબમાં આ વિગ્રહનો નિકાલ કરવો સર્જીત છે તો તે મારે કરવો. હું શું કરત ? મૂર્ખ, નાદાન, હજી જાણતી નથી, તને ગડદાપેચ કરી છુંદી નાખત, એવી કે કદી ઉઠવા પણ શક્તિમાન્ થાત કે નહી તે હું કહી શકતી નથી. હિન્દ શું કરી શકે, તે તો પૂછ જ નહી. એણે જેટલું કીધું છે તેટલું કોઈ પણ કરનાર નથી. એમ પૂછ, કે એ શું નહી કરી શકે ? તારી જાણ માટે ઇતિહાસના ત્રણ મોટા દાખલા તને ટુંકામાં કહું છું, કેમકે હજી તો મારે ઘણું કહેવાનું છે. ઘણાં નમ્ર પ્રેમવચન બોલવે તું ચપળ છે, પણ તારામાં લોઢાનો આત્મા છે, તેથી જે ખરી લાગણીની વાત છે તે સમજાતી નથી, તો હવે તને ઠેકાણે લાવવી જોઇયે. ઘણા કાળ સૂધી દેવતાઓએ તારો પક્ષ ખેંચ્યો છે, પણ તેઓને હવે માલમ પડયું છે કે તું કોઈની થઈ નથી; માટે હવે મને વધારે ખીજવ નહી, ને વધારે બોલીને તારૂં વજન ગુમાવ નહી. મેં નિશ્ચય કીધો છે કે તારો ને એનો છૂટકારો કરવો, ને તારે માટે મને જે માન છે તે રહે તેવા વિચાર કાયમ રેહેવા દેવા. તેં જેમ સત્તા ને ઐશ્વર્ય વધારવાનો લોભ કરી સારી દુનિયામાં ધૂમાધૂમ કરી મૂકી, તેનાથી એ વધારે દોડ ને ધામધૂમ પૂર્વાપર હિંદના મોટા યશસ્વી તનુજો કરતા હતા, જો કે મોટા યોદ્ધાનાં શૌર્ય પરાક્રમ તારામાં હજુએ નથી, અથવા કવચિત્ જણાય છે, ને એનામાં તો નિરંતર જ તેવો અગ્નિ પ્રદીપ્ત રેહેતો હતો. સહસ્રાર્જુન, રાવણ ને કંસ, દુર્યોધન મોટા સમર્થ પુરૂષ જણાયા છે, પોતાની પ્રજાને પીડવામાં, સૌ રૈયતને રંજાડવામાં, ચોતરફ પોતાનો ગૌરવપ્રતાપ દર્શાવવામાં, મદોન્મત્ત નિરંકુશિત રહી બીજાઓને કનડવામાં, વૈભવ માટે યથેચ્છ વર્તન બતાવવામાં, ઉદ્ધતાઈ અહંકાર ખટપટ ને નાદાની કરવામાં, જાલમ કરો મૂકવામાં, સુંદર ને અતિ કોમળ સ્ત્રીઓને હરણ કરી પોતાના જનાનામાં ભરી રાખવામાં, ગૌબ્રાહ્મણ પ્રતિપાલનપણામાં ખામી બતાવવામાં, દેશની કીર્તિને હાનિ પોહોંચાડવામાં, નીતિઅનીતિ, લાભહાનિ, સારાસારનો વિચાર કરવામાં, ૠષિ ને મુનિ જે માત્ર પોતાના તપોબળને અધીન રેહેતા તેની પાસથી કર લેવામાં, અને સર્વ રીતે રાજ્ય મૂર્ખાઈ બતાવવામાં જે યુક્તિપ્રયુક્તિ વાપરી હતી તે દુઃખ ઘણા લાંબા કાળ સૂધી લોકોએ સહન કીધું.

એ સર્વ રાજાઓ, તામસીવૃત્તિવાળાઓએ જાણ્યું કે હવે આપણી સામા થનાર આ પૃથ્વીપર તો કોઈ માયનો પૂત નથી; જેથી તેઓએ પોતાનું ધાર્યું પાર ઉતાર્યું, જે કરે તેમાં કોઈ પૂછનાર ન હતું. પણ સૌની અવધિ હોય છે. કાળ પોતાના પંજામાંથી કોઈને મૂકતો નથી, તે જ્યારે વખત આવે છે ત્યારે સૌના ચૂરેચૂરા કરી નાખે છે. સહસ્રાર્જુને મદમાં આવી બ્રાહ્મણ સ્ત્રીપર કુદૃષ્ટિ કીધી ને બ્રાહ્મણધન હરી લીધું તો પરશુરામને હાથે તેનો અંત આવ્યો. રાવણે બ્રાહ્મણો પાસથી કર માગ્યો,* પણ તે શું આપે? તેઓ પાસે વલ્કલ ને વનવાસ સિવાય શી સંપત્તિ હોય? પણ ગર્વિષ્ટ રાવણને તો કંઈ પણ જોઈતું હતું, તેથી તેઓએ પોતાની તર્જનિમાંથી રક્ત કાઢી ઘડો ભરી આપ્યો ને પછી તેનાથી તેનો ક્ષય આવ્યો. ઈંદ્ર જે રાવણનો દાસાનુદાસ તેણે તેની પડતીનો સમય આવ્યો જાણી પોતાના સારથી સાથે રથ મોકલી રામને આશ્રય આપ્યો. કંસ પણ તેવો જ અહંકારી હતો. દુર્યોધનના મદ ને જુલમમાં કંઈ ન્યૂનતા નહોતી. તેની સામા મોટમોટા રાજાઓ પણ થયા. એ સૌપરથી એવું માલમ પડે છે કે આર્ય પ્રજા માત્ર સહિષ્ટ ને નીતિબળ-પર રહેનારી છે. પશ્ચિમવાસીઓ પોતાનું બળ હંમેશ ઘૂમવામાં ને મથન કરવામાં વાપરે છે, પણ આર્ય પુરૂષો તેમ કરતા નથી. એ તો સમય આવે ત્યારે માલમ પડશે. પણ અર્વાચીન ઐતિહાસિક દૃષ્ટાંત મોં આગળ છે. ઔરંગજેબે હિંદુઓને વટલાવી સૌની સુન્નત કરાવવાનો વિચાર કીધો હતો, ત્યારે એકલો શિવાજી† નિકળી આવ્યો, જ્યારે તેની આશા કોઈને જ હતી નહી. તેમ જ તારા સંબંધમાં પણ જાણ. હમણાં તો તને સઘળા સાતમે આસમાને ચઢાવી તારા તાબેદાર બન્યા છે, પણ જ્યારે તારી પરિપૂર્ણ પડતી આવી રેહેશે ત્યારે એ જ તારી પ્રશંસા કરનારાઓ તારી સામા થશે. જય-મુકુટ પેહેરી કોડથી ઘેલાં કાઢવાનો હમણાં તને સમય છે, અને તારો કુલકણો સ્વભાવ જાણી તને વખાણી મોહ પમાડે છે; પણ સ્તુતિપાઠકો એ

* આ બાબત રામાયણમાં પ્રસિદ્ધ છે. રાવણે સર્વ પાસથી કર લીધો, ને મદમાં આવેલા તેણે બ્રાહ્મણો પાસથી કર લેવો ઇચ્છયો. બ્રાહ્મણોએ પોતાની તર્જનિ–આંગળી-માંથી રક્ત કાઢી, રાવણના અનુચરને લોહીનો ભરેલો ઘડો આપ્યો ત્યારે રાવણ ચમક્યો, કે એ મહાઅનર્થ કારણરૂપ થઈ પડશે, ને તેથી અનુચરને કહ્યું કે એને કોઈ સ્થળે દાટી દે, કેમકે એ મોટા નાશનું કારણ છે. પુરાણમાં એમ જણાવ્યુ છે કે તે દાટવામાં આવેલા ઘડામાંથી જાનકીની ઉત્પત્તિ થઈ ને તેણે જ રાવણના કુળનું નિકંદન કરાવ્યું.

† શિવાજી અને ગુરૂગોવિન્દ પણ મુસલમાનો સામા ઉઠયા હતા. સિખરાજની સ્થાપના કરનાર એજ મૂળ પુરૂષ હતો.

મુકુટને ઉડાડી દેવામાં સમય આવે ત્યારે ચૂકશે નહી. આ મોહના તેજમાં તું રહીને નિર્ભયપણે એમ માની બેસે છે કે મારે હવે કોઈ શત્રુ નથી, પણ જ્યારે સમય આવશે ત્યારે આ સર્વ વિપરીત જણાશે. અમેરિકાનો દાખલો તારા મોં આગળ તાજો છે. તે છતાં તું હજી પણ ભુલાવો ખાય અને તારૂં રાજ્ય સ્વચ્છ સ્વતંત્ર તેજસ્વી કરવાને બદલે તેમાં ગંદાપણું રાખે છે, એથી તારી વિચારશૂન્યતા બીજી કયી? એનાથી વધારે નઠોરતા કયી? કોણ એને સાવધનીતિ કેહેશે? જલસાએ ક્યસરિયાં કીધાં, અને તારી સમક્ષ ઘણા દેશી રાજાઓએ મજરો કીધો, તેથી તું એમ માને છે કે તેં નિષ્કંટક રાજ્ય ચલાવ્યું છે? એજ તારા વિચાર તારા જયચંદ્રને કલંકયુક્ત કરે છે, ને એ જ તારી નીતિથી તારા રાજ્યનો અંત આવશે. દેશી રાજાઓને પક્ષે કરવામાં તારે હજી ઘણું કરવાનું છે, જેમાંનું લેશ કરવાનો વિચાર પણ તને થતો નથી, એ જોઈને તારી દીર્ઘદૃષ્ટિને માટે ઘણું હલકું મત ઉત્પન્ન થાય છે. હું હિન્દને આશ્રય નહીં આપું તોપણ એ તો ક્યારે પણ બહાર પડશે, પછી તે મોડી કે વેહેલી, પણ એ સખણી બેસવાની નથી, તેવી એને ટેવ જ નથી. અને મને આ કલહની વચ્ચે પડવાનું મુખ્ય કારણ તો એ જ કે જ્યારે તું પ્રથમ આ દેશમાં આવી ત્યારે યવનોથી હિન્દની છાતી રૂંધાતી હતી, એનો શ્વાસ ઘુંટાતો હતો. મેં ધાર્યું કે તું જઈને એને સાવધ કરી, કોઈ મોટી સાવધનીતિને અનુસરીને એનો છૂટકો કરી મને આપોઆપ બોલાવી સત્કાર કરશે. પણ તેં જેમ અમેરિકામાં કીધું તેમ અહિંયા કરવા આવી. 'હમ બડે ભાઈ હમ બડે' તેમ પોતાના જ ગુણગાન કરવા માંડ્યા. અમેરિકાએ મને ખાનગીમાં પ્રથમ જણાવ્યું કે મદદ આપશે? ને મેં 'હા' ભણી ને તારી બુદ્ધિ ખસી ગઈ;* જુલમ કરવા માંડ્યો, કરો મુકવા માંડ્યા,

* જ્યોર્જ ત્રીજાના સમયમા અમેરિકા સ્વતત્ર થયુ ઇગ્લડના ધર્મસબધી દુઃખથી દુણાયલા લોકો ત્યાં જઇને રહ્યા હતા. ઇંગ્લંડની પાર્લામેન્ટ માત્ર ત્યાં ગવર્નરો મોકલતી હતી. પણ પછાડીથી સઘળી સત્તા હાથમાં લેવા માગી, ને વિશેષ સત્તા લેવાનો મમત ધર્યો કર મુકવાની વાત પાર્લામેન્ટે કીધી, પણ આ સ્વતંત્રતા ઇચ્છતા લોકોને તે વાત ગમી નહી. ઇંગ્લંડે છેલ્લું માગ્યુ કે માત્ર ચાહપર કર લેવો, તે પણ એ લોકોએ નાકબુલ કીધું. અમેરિકાવાળાઓએ જેવાં ચાહનાં વાહાણ બદરમાં આવ્યાં કે ચાહ દરિયામાં ઝોકાવી દીધી (બોસ્ટનવાળાઓએ). ઇંગ્લંડે આ ઉન્મત્તાઈ સાખી નહી ને તેઓની ધારાસભા કાઢી નાંખવા ઠરાવ્યુ. અમેરિકાના તેર સ્વસ્થાનવાસીઓએ વિરોધ કીધો, પણ ઇંગ્લડે તે માન્ય રાખ્યો નહી. ૧૭૭૫ માં લડાઈ શરૂ થઈ. નવાં નવાં લશ્કરો અમેરિકનોએ ઉભાં કીધાં ને ઘણી લડાઇઓ અમેરિકનો લડ્યા. વોશિંગટન મહાપુરૂષ અમેરિકનોને મળ્યો ને ૧૭૭૬ ના માર્ચમાં મોટી જીત મેળવી. યોર્કટાઉનમાં છેલ્લી સેહે

સત્તા છીનવી લેવા માંડી, રાજસત્તા સ્થાપવા ચાહી અને છૂટાપણાને નામે મિંડુ વાળ્યું; પછી તેઓથી કેમ ખામોશ થાય? સૌ ઉઠ્યા ને સર્વોપરી રાજના મોટા શ્રીમંત કર્તાહર્તા સત્તાધિકારીઓને ભગાડી લજ્જિત કીધા; ત્યાર પછી ત્યાં તું સખણી બેઠી. પણ હિંદુસ્થાનના લોકોની પ્રકૃતિ જૂદી હોવાથી તેઓ મનમાં ને મનમાં કુંજરાયા કરે છે ને તને ધિઃકારે છે, પણ મ્હોડે બોલવાની હિંમત કરતા નથી; ત્યારે મારો ધર્મ છે કે એને સહાય થવું; તેથી હું આવી છું ને મારો હેતુ પાર પાડ્યા વિના જવાની નથી. જો તું માનશે તો તને કીર્તિમંત કરીશ; નહી તો દંડ કરવામાં બેધડક એવી તો નીતિ વાપરીશ કે તું તારૂં સઘળું ભુલી જશે. હિંદને ઘણી વેળાએ તેં ટમટમાવી છે, ને ઘણી વેળાએ તેં ભમાવી છેતરી છે, તેમ આ વેળાએ હું એને છેતરવા* દઈશ નહી. પણ આટલું તું યાદ રાખજે કે હું તને હમણાં માત્ર સલાહ જ આપવા આવી છું, તારી શત્રુ તરીકે નહી, પણ સખી તરીકે આવી છું. જેટલું મને હિન્દ માટે લાગે છે તેટલું જ તારે માટે પણ લાગે છે. તેં આ દેશને સ્વસ્થતા આપી શાંતિ સ્થાપી છે, કેટલીક બાબતમાં લોકોને આગળ પડતા કીધા છે. તેનો બદલો તને મળે નહી ત્યાંસુધી તું એનાથી દૂર થાય તે જોવાને હું ચાહતી નથી, ને હિન્દ ઘણી બળિયલ છે છતાં, તે આ તારા હાથમાંથી વસ્તુ જાય તે લઈને પણ આનંદ પામશે નહી. હજી તું રાજકાજમાં નિપુણ તથા ચતુર છે, જો કે કદીમદી ભેદપ્રપંચ રમે છે, પણ તે પ્રપંચો હજુ છેક જ હીણા નિકળ્યા નથી, ને તેટલાં સૂધી તને સમાલવી એવો મારો કલ્યાણકારી હેતુ તારા પ્રતિ છે, એમ મોહિત થઈ તને જણાવું છું."

"ઠીક, તારે તારો મુખ્ય હેતુ તો એ જ કેની કે મારી સર્વ સત્તા છિનવી લઈ મને નિરાધાર કરવી," બ્રિટાનિયા દુઃખ ખૂબ લાગ્યું હોય તેવી વાણીથી બોલી; "પણ ઓ સખી સ્વતંત્રતા, તું મને યાદ રાખજે કે જેને માટે તું બારીસ્ટરની પદવી લઈ આવી છે, તે એવી નથી કે કોઈ પણ દિવસે તારો શ્રમ સાર્થક કરે. મારા હાથમાંથી સત્તા લેવા પછી એના હાથમાં તો

---

પોહોંચાડી વાશિંગટને મોટો જય મેળવ્યો ને એ દેશ તદ્દન સ્વતંત્ર થયો. ૧૭૮૨ માં લડાઈ બંધ પડી ને ઇગ્લંડે પોતાનું પોત ગુમાવ્યું. ઇગ્લંડને સમજાવવા અમેરિકનોએ કશીપણ કસર રાખી નહોતી. આજકાલ દુનિયામાં સર્વ રાજ્યોમાં યુનાઇટેડ સ્ટેટ્સનું શાંતિરાજ્ય સર્વોપરી દિવ્ય દીપે છે.

* ઇગ્લંડે ઘણાં અભય વચનો ઇંડિયાને આપેલાં છે, પણ ઘણાંખરાં હવામાં ઉડી ગયાં છે. પાર્લામેન્ટમાં બેસવાનો હક્ક ન મળે તો ખેર, પણ સિવિલ સરવીસમાં દાખલ કરવાના, ધારાઓ પ્રજા અનુકૂળ ઘડવાના, ન્યાય યથાર્થ કરવાનાં વચનો થોડાં જ પાળ્યાં છે.

હમણાં સત્તા રેહેવાની નથી; કોઈ બીજો જ એને ભોગવનારો થશે; એને રાજ્ય સત્તા માટેનો ચડસ ઘણો ભુંડો છે."

"તું કેહે છે તેમાં ખોટું થોડું જ છે," સ્વતંત્રતાએ ખુલાસો કીધો; "મેં એમ નથી કહ્યું કે તારી સત્તાનો અનાદર કરવો કે છિનવી લેવી. મારો હેતુ એવો હતો નહી ને હમણાં થયો પણ નથી. મારો હેતુ એટલો જ છે કે તારી રાજરચનામાં સુધારો કરી તારા પ્રતિ જે અપ્રીતિ હિન્દની થઈ છે, તેના સહાય દેશહિતની થઈ છે, તેના પુત્રો તને કરડવા ધાય છે, તારા પુત્રો એના પુત્રોને ધિઃકારે છે તે બધામાંનો વસવસો, વૈરભાવ, અપ્રીતિ, અસંતોષ, કડવાસ એ દૂર કરવા ને સૌ ઠેકાણે શાંતિ પાથરવી. હવે શું તારો હેતુ સુધારો કરી શાંતિથી રાજ્ય ચલાવવાનો નથી? સ્થિતિ પ્રસંગ જાણ્યા છતાં, લોકોની અરૂચિના જ્ઞાન છતાં, વૃત્તિ ફેરવાઈ છે તે તને માલમ છે તે છતાં પણ તેં શું એવો જ નિયમ લીધો છે કે, દુરાગ્રહથી હઠીલી થઈ કરડાપણું બતાવવું ને નિરંકુશિત જાલમ સત્તા, ઔરંગજેબ અને મ્યાંગુએ* વાપરેલી તેવી સત્તા વાપરવી? શું તારો જ કક્કો ખરો એવો મમત તું ધરે છે? કાઢજે કાંદો ત્યારે તેમાંથી?" એ છેલ્લું વાક્ય તેણે અતિ રોષમાં કહ્યું ને બ્રિટાનિયાને તે ઘણું વસમું લાગ્યું.

"નહી, નહી, મેં કદી તારા સામા મમત ધર્યો નથી ને ધરવાને ચાહતી પણ નથી;" બિહીતાં બિહીતાં બ્રિટાનિયાએ ઉત્તર દીધો; "હે રૂડા ભાગ્યવાળી, હે સુંદર મુકુટયુક્ત મસ્તકવાળી, ઇંદ્રથી પણ વિશેષ તેજસ્વી, હું તારા ક્રોધને પાત્ર નથી. આ તારો ક્રોધ અયોગ્ય છે માટે ચંદ્ર પેઠે શાંત થા, ને મને ભયરહિત કર, કે જેથી તારી ઇચ્છાને હું અનુકૂળ થાઉં અને સુખરૂપ હિન્દપર રાજ્ય ચલાવું."

આ વાકયથી ને બ્રિટાનિયાની નમ્ર વાણીથી સ્વતંત્રતાને હાસ્ય પ્રાપ્ત થયું ને તેણે સ્મિતહાસ્યથી નિર્મળ આંખે તેના ભણી દૃષ્ટિ કીધી. આ વેળાએ સ્વતંત્રતા દેવીના શરીરમાંથી મદ ઝરવા લાગ્યો, ને પોતાના સર્વથી શ્રેષ્ઠ પરાક્રમથી તે કુલકણી બની.

"જો તું શાંત થઈ છે તો સાંભળ;" બ્રિટાનિયાએ ફરીથી કહ્યું; "મારી સર્વોત્તમ ઇચ્છા એ જ છે કે મારી સખીનું, મને જેની સહાય

---

* ચીનાઈ તારતરીનો ચીનનો મોકલેલો ગવર્નર. એણે ઘણી સ્વેચ્છિક શક્તિએ કારભાર કીધો ને લોકોને ત્રાહે પોકરાવી, જેથી ઘણાં બંડો થયાં હતાં. (ઇ. સ. ૧૨મા સૈકામાં)

છે અતિપ્રિય તેવી હિન્દનું, જે પ્રમાણે હિત થાય તેવું હિત કરવાને હું તત્પર છું, ને તેવું હિત શું છે તે તું મને જણાવ. એનું કલ્યાણ થાય ને મારૂં માન સર્વ રીતે રહે તેવી તારી સઘળી યોજનાને હું માન આપીશ, જેથી મારૂં ને એનું પ્રિય થાય તેવું કરવામાં હું તારા પર સઘળા પ્રકારને વિશ્વાસ મુકું છું. મારી સંપૂર્ણ ઇચ્છા છે કે, 'હિન્દુસ્થાનમાં જે પ્રકારે યોગ્ય વ્યવસ્થા થાય, લોકોને સઘળા સારા હક્કો મળે, ન્યાય ને દયા વાસો કરીને રહે, સર્વ પ્રકારે યૂરોપિયન ને આર્ય એક થાય, દેશના રાજકાજમાં સામાન્ય રીતે સૌ ભાગ લે, મને હર્ષથી વધાવે અને એ પોતે હર્ષથી રાચે,' તેવ સર્વ ઉપાયો લેવાને હું તત્પર છું. તારી મારા પ્રતિ કાળજી છે તો મને કહેશે કે તું કેવા પ્રકારે નવી વ્યવસ્થા કરવા માગે છે?"

"ભલું કીધું બ્રિટાનિયા, મોટા ભાગ્યવાળી સુપુત્રી; તેં ડહાપણ પકડ્યું છે અને તેં તારી સર્વેથી મોટી આબરૂનું સંરક્ષણ પણ કીધું છે. જો આજે તે મારી સામા કંઈ પણ હુલ્લડાઈથી ટેટ કીધી હોત તો મેં નિશ્ચય કીધો હતે કે તને પાયમાલ કરવી. હમણાં હિન્દમાં જોર આવ્યું છે, ને તારા પેલા હીણા રક્ત રેડવામાં આસક્ત, અભિમાની, પ્રપંચી, ક્રૂર કર્મી અને અપજશિય હાકેમના* રાજ્યમાં સર્વ પ્રકારની અવ્યવસ્થા થઈ ચુકી છે, ને તેવા સમયમ દુણાયલા લોકો મારી ઇચ્છાને સાનુકૂળ થાત નહી તોપણ હું મદ ઉત્પન્ન કરી છાકટા ને મદવાળા બનાવત, ને પછી પેલા જાલમ, તારા સદાના શત્રુ રૂશિયાને આ બાજુએ ઘસડી લાવત. તે આવતે કે સૌ કંટાળેલા તને પહેલ તો કુલાવત; પછી જેવી તું અફઘાન સરહદપર ગઈ કે તેઓ પોતપોતાનું સમાલવા પડત, ને ઇંગ્લંડથી કુમક આવી પહોંચતાં સુધીમાં તો એવે ફેરફાર થઈ જાત કે જેમ એક બે નાહાનોની ઉશ્કેરણીથી યુનાઇટેડ સ્ટેટ્સ સ્વતંત્ર† થયું હતું તેમ આ હિન્દ પણ સ્વતંત્ર થઈ મને પૂજત. પછી એન

* લોર્ડ લીટન. આ કોનઝરવેટીવ વૈસરાયના કાળમાં ઘણાં અપજશિયાં કામે થયાં છે. લોકહક્ક સત્તા છિનવી લેવામાં, દેશીઓ તરફ કરડા ધારા ઘડવામાં, દેશ છાપાની છૂટ છિનવી લેવામાં, વસૂલજમામાં ગોટાળો વાળવામાં એની રાજનીતિ તદ્દ અપકીર્તિને પાત્ર નિવડી છે. એ ૧૮૭૬ માં ઇંડિયામાં આવ્યો ને ૧૮૮૦ ના જુનમ વિલાયત સિધાર્યો હતો, જે વેળાએ તે પ્રજા તરફથી જરા પણ માન પામ્યો નથી.

† યુનાઇટેડ સ્ટેટ્સ સ્વતંત્ર થયું તેને માટે એક વાર્તા અમેરિકામાં આ પ્રમાણે ચાલે છે. ફિલાડેલ્ફયાના પંદર વરસના બે છોકરાઓએ એક મંડળી સ્થાપી. તેનો મંત્ર એ કે "દેશ હક્ક સંભાળવા." દશ વર્ષમાં અડધું નગર તે મંડળીનુ મેમ્બર થયું. ઇંગ્લંડ સામાં થવામાં પહેલ એ મંડળીએ કીધી હતી. એ મંડળીની ઉશ્કેરણીથી પ્રજાસત્તા રાજ્ય સ્થપાયું છે. આ બે છોકરાઓની મોટી યાદગીરી સ્વતંત્ર મેહેલ જે ત્યાં બાંધવામ આવ્યો છે તેમાં રાખવામાં આવી છે.

હાલહવાલ થાત કે "આણું"* પેઠે કાપાકાપી થાત તેમાં મને થોડી જ લેવા-દેવા હતી; એ એનું પછાડીનું ભોગવી લેત, પણ હાલ તારો તો ખોડો કાઢત. પણ જો તું મને તારી સઘળી સત્તા મારા સ્વાધીનમાં આપે છે તો હવે તારે યાદ રાખવું કે તારી આબરૂનું સર્વ પ્રકારે રક્ષણ કરી તને જય અપાવીશ. મારે જે શરણે આવે છે તેને મે કદી છેહ દીધો હોય તેવો એક પણ દાખલો તારી પાસે નહી હોય. આ તને કહું છું કે મેં જેને મારા છત્ર નીચે લીધા છે તેણે મને સદા જ આશીર્વાદ દીધા છે; તારાથી કંઈ પણ અજાણ્યું નથી. હવે હું માત્ર હિન્દનો શો વિચાર છે તે જાણવાને ઈચ્છું છું. જો એ પણ મને લવાદી સોંપશે તો તમારા ઉભયનું જેમ કલ્યાણ થશે તેમ કરવામાં જરા પણ ઓછું રાખીશ નહી. અને એ જે મારૂં કરેલું કાર્ય તેથી એવું થશે કે પેલા રાક્ષસ રૂશિયાના કોસાકસો પણ હિમ્મત ભીડી એક ડગલું વધી શકશે નહી."

પછી બીજી બાજુએ સ્વતંત્રતા ફરી ગઈ. હિન્દની છાતી આ વેળાએ ધપધપ ધબુકારો લેવા લાગી. તેના મોંપર ફીકાશ આવી ગઈ, ને તેનામાં બોલવાની હિંમત જેવું થોડું જ દેખાયું. તેનામાં તુરતને માટે જ વિચાર-શક્તિ હતી, ભાવિને માટે કશી પણ ગોઠવણ તેણે કીધેલી નહી, તેની બુદ્ધિ શક્તિ જ હમણાં નહોતી, તેથી તેને એટલો તો ગભરાટ છૂટયો કે ત્વરાથી યુક્તિ રમી છટકી જવાનો વિચાર કીધો. પણ વખત હવે હતો નહી. જે બને તે ખરૂં તે એ સારી રીતે જાણતી હતી, તેથી નસીબને આધીન થઈ ઉભી રહી.

"હે શચી† કરતાં વિશેષ આયુષ્યવાળી હિન્દ, તારે શું જોઇયે છે તેને માટે તેં વિચાર કીધો ખરો?" ગભરાયલી હિન્દને જરા આનંદ ઉપજે એવી વાણીમાં સ્વતંત્રતાએ પ્રશ્ન કીધો; "તારી એવી તો શક્તિ નથી, અથવા જે તારી શક્તિ છે તે હણાઈ ગઈ છે તેથી તારાં પોતાનાં રાજ્યો સ્થપાય એવી આશા થોડી જ રાખજે. તેમ કરવામાં સારૂં છે એમ

* ફ્રાંસમાં ૧૭૯૨ માં થયેલી કાપાકાપી, અવ્યવસ્થા, અંધેર, ખૂનામરકી ને રાજકુટુંબનો શિરચ્છેદ.

† ઇદ્રની ઇંદ્રાણી. એનું વય ઘણું લાંબું કેહેવાય છે; કેમકે પુરાણમાં એવી કથા છે કે ઇદ્ર ગમે તેટલા બદલાય પણ ઇંદ્રાણી તો તેની તે જ રેહે. જે સો અશ્વમેધ યજ્ઞ કરે તે ઇંદ્રપદને પામે; ને આગલા ઇદ્રની સઘળી સત્તા જાય, પણ ઇંદ્રાણી તો તેની તે જ રેહે, ને નવા ઇદ્રની સાથે લગ્ન કરી સસારવિલાસ ભોગવે. ગ્રીક લોકોના ઇંદ્રને જ્યુપીટર ને તેની સ્ત્રીને જુનો કેહે છે. એ જુનો વળી જ્યુપીટરની બેહેન પણ થાય. પ્રાચીન કાળમાં ભાઈ અને બેહેનનો લગ્નવિધિ હશે એમ કલ્પના કરી શકાય છે. ભરતખંડમાં વેનનો પુત્ર પૃથુ અને તેની બીજી પુત્રી અરચીના લગ્ન થયલાનો દાખલો ભાગવતમાં છે; ને તેજ પૃથુ ઈશ્વરના ચોવીશ અવતારમાંનાં એક મનાયો છે.

નહી જાણતી. માગ તે એવું માગ કે, તું સુખી થાય ને આનંદ પામે, સા આશીર્વાદ પણ દે ને લે."

"મોટી શક્તિવાળી સખી, તેં જે વાદ કીધો, ને આ મારી હમણાં સર્વોપરી થઈ બેઠેલી રાણીએ તને મોહિત કીધી તેથી હવે મારી ખાત્રી કે તું મારા હિતમાં ભાગ્યે જ રાજી થશે. બાકી મારી ઈચ્છા તો એવી છે કે મારાં પોતાનાં રાજ્યો સારી રીતે સ્થપાય ને આ અમારો દેશ અમા હસ્તકમાં રહી અત્યાનંદે કલ્લોલ કરે. તે જ સર્વથી મોટું સુખ છે. આજે કરી જશે તે કાલે ફેરવી નાંખવાને એ ધીટ થતાં વિલંબ લગાડ નહી. ને લુખ્ખાં લાડ ને ફીકાં માન આપવામાં એના જેવી કાબેલ કો નથી. રાજધર્મ તો એ જરા પણ જાણતી નથી. કોણ એને બાપજી કહી ઓળખે છે? એનું કુળવંતપણું શામાં છે? પ્રજાના હક્કો એણે આપવાન ખરો વિચાર ક્યારે કીધો છે? મારી પેહેલાંની રાજનીતિ* શી ખોટી હતી હમણાંની ઈંગ્લંડની રાજસત્તા ગમે તેવી સારી હોય તોપણ અહિંયાં મારા પુત્રોના સંબંધમાં તો એ ત્રણ નીતિએ રાજ ચલાવે છે: પ્રજામાં એ ચક્રી તે રૂશિયાની કરડી રાક્ષસી નીતિ છે, દેશી રાજ્યમાં ફ્રેંચની ફ્યુડ નીતિ છે, ને પોતામાં તો પોતાની જ નીતિ છે. એ એની રાજનીતિ મા નથી જોઇતી. એના જુલમથી હવે હું ધરાઈ ગઈ છું, ને એનું મોં જોવું પા મને ખાવા ધાય તેવું છે," હિન્દે કહ્યું.

"અહો હિન્દ, આજ તને કંઈ નવું શૂર છૂટયું છે, ને બોલવામાં બ બહાર પડી છે. પણ કંઈ વિચાર છે ખરો? તું મૂર્ખ છે, તો તારૂં તો ગ

---

* મનુસ્મૃતિના સાતમા અધ્યાયમાં રાજધર્મ ને રાજનીતિ માટે વિસ્તારથી બતા છે. "રાજ્યમાં ન્યાયથી ચાલવું;" "રાજાએ બ્રાહ્મણો પાસેથી સાલસાઈ, ગંભીરપણું શિખવું અને તેઓની જ પાસેથી નીતિશાસ્ત્ર, રાજ્યધર્મ, તર્કશાસ્ત્ર તથા આત્મવિદ્યા અભ્યાસ કરવો, અને કૃષિ, વેપાર અને બીજી વ્યાવહારિક કળાઓ બીજા લોકો પાસ સંપાદન કરવી;" "કામવાસના સમાવવી, ક્રોધ બંધ કરવો, નિદ્રાજીત થવું;" રાજા સાત કે આઠ સચિવ, પ્રધાન નિમવા (ક્ષત્રિય). જે પવિત્ર પુસ્તકના જ્ઞાતા, શૂરવીર, શ વાપરવે કુશળ, ને ખાનદાની હોય;" "એક બ્રાહ્મણ સૌથી શ્રેષ્ઠ ગણાય;" દુત નામ એક દક્ષ, મોટી બુદ્ધિવાળો, ઉત્તમ કુળનો, તથા દીર્ઘ દૃષ્ટિવાળો કારભારી હતો, જે સુમ અથવા પરરાજ્ય સંબંધી જ્ઞાતા હતો; તે પ્રમાણિક, •લોકપ્રિય, વ્યવહારકુશળ, દેશકા જાણનાર, ખુબસૂરત, શૂર તથા વક્તા હોવો જોઇએ." એ પ્રમાણે સૈન્યનાં વ્યવસ્થા નિયમ પણ ઉત્તમ હતા, ને વસુલજમા બાબત પણ ડાહાપણના ધારા હતા. ઇનસાફ વણી સખ્તાઈ હતી, અને ગ્રીસના ડ્રેકોના જેવા કરડા ધારા ફોજદારી ગુન્હાને મ હતા. આ રાજનીતિના ધર્મ બહુ વાંચવા યોગ્ય છે.

તે થશે, પણ તારા પુત્રોની અવસ્થાનો વિચાર કીધો? નાલાયક છતાં તને રાજ કરવાનો અભખરો બહુ છે, તો સત્તાવનમાં કેમ નહી ચલાવ્યું? તને થોડી તકો આપવામાં આવી નથી; પણ કોઈ પણ વેળાએ "ડાહાપણ" એનું તો ભાન જ રાખ્યું નથી. તને હવે તારી મૂર્ખાઈ માટે મારો ખરો ઉત્તર દેવો પડશે 'કે તું રાજ કરવે નાલાયક છે.' તારાં થોડાં રાજ્યો છે તેમાં શું ઉકાળ્યું છે કે હવે વધુ માગવા તૈયાર થઈ છે? બીજું કંઈ માગ," સ્વતંત્રતાએ ધમકાવી ખૂબ કડક જવાબ દીધો.

"જો તારી એવી જ ઇચ્છા ને આજ્ઞા છે તો ભલે મને અમેરિકન, ફ્રેંચ, જર્મન કે બીજું કોઈ રાજ્ય આપ, પણ એ તો નહી જ," હિન્દે કહ્યું.

"છટ, મૂર્ખ હેમક, વળી નાદાની કીધી? ઉંધી મતિ હજી પણ ચલાવે છે, એ તારી નબળી શક્તિ બતાવે છે, ને તને સારાનરસાનું કશું ભાન નથી એમ સ્પષ્ટ જણાય છે; પછી તેપરથી એમ માનવું કે તું અસલથી જડ છે કે હમણાં ઇંદ્રિયો બેહેર મારી ગઈ છે? ફ્રેંચો તને સારા લાગે છે? રોજના લડકણા, કાપાકાપી મચાવવામાં પહેલે નંબરના, આજે પ્રજારાજ્ય તો કાલે રાજારાજ્ય એવું કરનારા, જીતાયલાઓને સમાન માત્ર કહેનારા, પણ કરનારા તો જુદા જ. એ તો જ્યાં સુધી પ્રજારાજ્ય હોય ત્યાં સુધી ઠીકઠીક છે જ, તેમાં પણ 'સો મણ તેલે અંધારૂં.' પણ જ્યાં રાજારાજ્ય થયું ત્યાં તારો ગુંદીપાક કરવામાં લેશ પણ ડરે તેવા નથી.* હિન્દુસ્થાનમાં સેહેજ કાંઈ ચલાવે છે સારૂં તેથી લોભાઈ ગઈ, પણ એ તો જ્યાં ઘણું થાય ત્યાં પછી એવો વિચાર રેહે જ નહી. થોડામાં જ મજાહ છે. જર્મનમાં આર્યરાજ્યના ભેદો છે, પણ તે તને કયાં સુધી અનુકૂળ આવવાના હતા? તેનામાં કંઈ થોડા કરો ને થોડો જુલમ નથી. એ તો વળી એક નર† છે ત્યાં સુધી સઘળું સલામત, પણ દીવા પછાડી અંધારૂં ઘોર. બીજામાં રૂશિયાને તો તું માંગે જ નહીં. માત્ર યુનાઇટેડ સ્ટેટ્સ છે, પણ તે તને આવી વિફરેલી, વંઠેલ, કોઈની પણ તાબેદાર નહી થયેલી તેને પાલવે નહી. તેઓમાં માત્ર સઘળા ગુણો છે,

* મી૰ દિનશાહ અરદેસર તાલિયારખાનની "દક્ષિણની મુસાફરી જોવી." ફ્રેન્ચોનાં બે થાણાં હિન્દુસ્થાનમાં છેઃ પોંડીચરી અને ચંદ્રનગર, એ બંને ઠેકાણે સારૂં રાજ્ય ચાલતું જોવામાં આવે છે, ને ત્યાંની પ્રજા 'સર્વ વાતે સુખી કેહેવાય છે. અમેજો કેહે છે કે અમારા જેટલો દેશ એ લોકો મેળવે ને એવી રાજનીતિ ચલાવે ત્યારે ખરી વાત.

† એક ફ્રેન્ચ ગ્રંથકાર લખે છે કેઃ—"પ્રિન્સ બિસ્માર્ક એ દુનિયામાં શ્રેષ્ઠ નર ગણાય છે, તેની રાજનીતિનો પડછંદો યૂરોપમાં સઘળે પડે છે. તે સર્વ રાજ્યોપર સરદારી ભોગવે છે, ને કોઇપણ રાજ્યને ગભરાવવાની શક્તિ ધરાવતો કેહેવાય છે."

પણ તેઓ તો ઇચ્છે છે કે પોતાનું જ સલામત રહે તો બહુ થયું. જ્યાં સૌ જન નિર્લોભી હોય ત્યાં આવી ખટપટમાં પડે જ નહી. બીજા તને લેવામાં રાજી થાય, પણ મારી અક્કલ જો તને કામની હોય, તું મારૂં કરેલું બહાલ રાખવાને ઇચ્છતી હોય, તો તને જણાવું છું કે હાલમાં જ કંઈ સુધારો થાય તેટલો કરવાની ઇચ્છા રાખ, બાકી મોતનાં હવાતિયાં છોડી દે. તારે સારી રીતે જાણવું જોઇયે કે 'રાજ્યની સલામતી માટે, લોકોના ખરા હક્કના રક્ષણ માટે માત્ર દેખીતાં જાહેર કામ, રાજદ્વારી બનાવો રૂડી રીતે થવા જોઇયે એમ નથી. સ્વાત્મ વિચારથી છૂટાપણું અથવા નીતિબળ એ એક પુરૂષ માટે ઉત્તમ ગુણ ગણાય, પણ રાજ્યમાં મોટામાં મોટો ગુણ સલામતી છે. જ્યાં સલામતી નહી ત્યાં પછી ગમે તેવાં સુખ હોય તો પણ તે કામનાં શા ?'* બીજાં જે રાજ્યો આવશે તે મુસલમાન ને મોગલ રાજ્યને પણ વિસરાવશે. તેઓના જુલમ ઘણા કરડા છે. હા, આવતા સાથ લોકોનો વિશ્વાસ સંપાદન કરવા મોટા મોટા હક્કો આપશે, રાજ્યસત્તામાં દાખલ કરશે, ઘણી રીતે અભય વચનો આપશે, પણ યાદ રાખજે કે તેમનામાં જે કટેવ હશે તે જવાની નથી. સત્તાનું અભિમાન સર્વ પ્રકારે, મોડે કે વેહેલે સજ્જ થયા વિના રેહેતું નથી, ને તે કનડે પણ ખરૂં, ને તેથી અપ્રીતિ કયાં નથી ઉત્પન્ન થઈ ? ઇંગ્લંડમાં ફિનિયનોનાં ટોળેટોળાં છે, ફ્રાંસમાં કૉમ્યુનિસ્ટ, જર્મનીમાં સોશિયાલીસ્ટ ને રૂશિયામાં નિહીલીસ્ટ છે, તો જો ત્યાંની રાજસત્તા સારી હોય તો તેઓ કેમ નિરાંતે બેસે નહી ? અને જ્યાંની રાજસત્તા સારી છે તેઓ તને લેવાને કયાં તૈયાર છે ? જે પોતાનું રાજ્ય સલામત અને રૂડું રાખવાને રાજી છે તેઓ તો કદી પણ બહાર મેળવવાને રાજી થાય નહી. તેમ ગમે તેવા રૂડા રાજા હોય તો પણ રાજકર્તા ને રાજ્ય થતી પ્રજા બંનો જાતિએ પણ નહી મળતી હોય તો ત્યાં જયીને જિતનો ભેદ રેહેજ. તારો જ અકબર લેની. બીજાને દૂર કયાં શોધવા જાય છે? તેના રાજ્યમાં જેટલી સત્તા ને વૈભવ મુસલમાનોને હતા તેટલી સત્તા ને વૈભવ હિન્દુને પણ હતા, એમ કોણ કેહેશે ?† થોડા જણો સારી સત્તા ભોગવતા હતા, પણ તેથી

---

* "The Friend" by S. T. Coleridge.

† અકબરના રાજ્યમાં દેશીઓ રાજસત્તા ભોગવતા હતા. પણ કેટલાક ઓદ્ધા તો ખાસ મોગલોને માટે હતા, પણ જે મોટા ઓદ્ધા આપવામાં આવ્યા હતા, તે આજના અંગ્રેજી રાજ્યને મુકાબલે તો ઘણા મોટા હતા. ૧૮૭૭ ના જલસા વખતે સિંધિયાને કાઉંસીલર બનાવ્યો, ને હોલકરને સેનાધિપતિ કીધો, પણ તે નામના જ. અકબર તો રાજા માન, બિરબલ વિગેરેને યુદ્ધમાં પણ ઘણી વેળાએ મોકલતો હતો.

સકળ પ્રજાને મોટા હક્ક મળતા હતા એમ ગણાય નહી. તેમાં મે આમાં માત્ર એક ફેર છે, તે એ કે "બાદશાહ ત્યાં બજાર" તેમ દેશમાં રાજાનું રાજ્ય હોવાથી લોકોને ધંધારોજગારની તાણ નહોતી. હાલમાં બ્રિટાનિયાના સંબંધમાં માત્ર તેટલી જ ઓછપ છે, ને તેનો નિકાલ કંઈ હવણાં ને હવણાં જ થાય નહી. એ સૌ ધીમે ધીમે આપોઆપ થશે. વખત આવે ત્યારે તેવી બાબતમાં સૌ થઈ રહેશે. કંઈ તાજા થાયે સઘળું થાય નહી. માટે ગાંડાગાંડા વિચાર હોય તે મુકી દે, ને ખરે માર્ગે ચઢ કે જેથી તને લાભ થાય. પરદેશી રાજ્યમાં જેટલું સુખ મેળવી શકે તેટલું મેળવવાની આશા રાખ. બાકી પારકું તે સારૂં નથી જ એ મને સારી રીતે માલમ છે. જ્યાં સુધી તને સત્તાનું, ખરી સત્તાનું ભાન થયું નથી, ત્યાં સુધી તારે તારા બળપર કૂદવું એ કેવળ મિથ્યા છે. અત્યાર સુધીમાં તેં જે ગુમાવ્યું છે તેમાં તારી પણ થોડી ઘણી બેવકુફી તો ખરી, કેમકે તમે બંને અભિમાની છો; પરંતુ તમારા બંનેનાં અભિમાન હજી સુધી ડાહ્યાં છે તેથી જ આબરૂમાં રહ્યાં છો, અને મારી શિક્ષા તને આહા લાગે તો તે ડાહ્યાં રાખવામાં જ આબરૂ છે. હવે કંઈ પેલો કૃષ્ણકાળ નથી કે તારી આબરૂ ને બોલો જળવાઈ રહે. તારી ભૂલ જણાતાં સૌ ઉપડીને પીખી નાંખે, તે ખબર છે કે નહી? ડાહ્યાપણ શિખ, સલામતી ચાહ, નીતિની જાણકાર થા, સત્ય ને સ્થાયી શું છે તે શોધ, સબળ થાય ત્યાંસુધી થોભ, અને તત્કાળને માટે સુભાગ્ય થવા યથાર્થ હોય તે જ ઇચ્છ."

આ બોલવું હિન્દને ગમ્યું નહી ને ગમે તેવું પણ નહોતું, પણ સ્વતંત્રતા સામા બોલવાની તેની કશીએ તાકાદ નહી કે કંઈ પણ બોલી શકે. હવે તેની પાસ તકરાર નહી હતી, કેમકે તેની સઘળી તકરારો તોડીને કુરચેકુરચા ઉડાવી દીધા હતા. તેની એવી શક્તિ પણ નહોતી કે રણપરાક્રમ દેખાડવાને દોડી જાય ને આ જગતજનુનીનો તિરસ્કાર કરે. મદ એ જ એનામાં વિશેષ ભરાયો હતો. એના મગજમાં એવી જ ધૂન ભરાઈ હતી કે મારૂં જ ધારેલું થવું જોઈયે. ચિડિયાપણું હમણાં તેનામાં બહાર પડતું જણાતું હતું, ને ધુંધીપણાનો આવેશ ખૂબ ખીલ્યો હતો. પણ કરે શું? ઉપાય નહી, ચાલતું નથી, બહાર નિકળવાની હિમ્મત નથી, દુઃખમાં દટાયલી છે, કોઈ તેવો સુપુત્ર પણ પાસે નથી, તેથી સંકોચવૃત્તિ ધરી રહી. એ જાતે ઘણી ઠરેલ, સાવધ, પાકી, ગમે તેવા સંકટમાં પણ ગભરાય નહી તેવી, વળી શૌર્યવાળી, તે સાથ પોતાની પૂર્વકીર્તિને માટે મદભરી હતી, તેથી આ તેનો જે અનાદર થયો તે સહન થયો નહી. બોલવાને, ઘટતો કે અણઘટતો ઉત્તર

દેવાને ઘણી મેહેનત કીધી, પણ શુદ્ધ સરળ હૃદયની હોવાથી બોલ રખેને લજ્જા જાય એવા ભયથી સ્વભાવને દાબી રાખી બારીકો બ હઠીલો વિચાર બતાવતાં અટકી.

ઘણી વાર થઈ તો પણ હિન્દ બોલી નહી ત્યારે સ્વતંત્રતા બ્રિટ પડી. એટલા માટે કે જો કંઈ જ નહી બોલે તો તેનું પરિણામ સારૂં ને તેમાં લાભ કરતાં હાનિ વધારે છે. માટે ફરીથી બોલાવવા માટે, હિ નરમઘેંસ કરવા માટે વધારે કરડાકીથી બહુ મોટા વજબાણ જેવા શ બોલી, જાણે ઇંદ્ર પોતાના વજ્રથી પર્વતના ચૂરેચૂરા કરતો હોયની શું તે

"હિન્દ, તું તારા મનમાં એમ માને છે કે હું ઘણી કુશળ છું, ને જેવી સર્વોપરી શક્તિ કોઈ નથી. પણ હવે મને જરૂર છે કે તારા ગ કૃત્રિમ, મિથ્યા, મહાભિમાની વિચારોનું નિકંદન કરવું; કેમકે એવા નિ વિચારથી તું મિથ્યાભિમાની બની છે, ને તેથી જ તારો જ્યારે ને અંત આવે છે. આજ કેટલાં વર્ષ થયાં તું ઘેટાં જેવી થઈ છે, ને તને મુંડે તેમ મુંડાય તે કરતાં તારામાં વધારે શક્તિ નથી. તું લોભી નથી સંતોષી છે, ક્રૂર નથી પણ સ્નેહાળ છે, વિવેકી ને મર્યાદાવાળી છે, તો તને કરતાની ઇચ્છા છે, ને લોહીની નદીઓ વેહે તેવો તારો વિચાર હોય તો કેહે, હું તેનો ઇલાજ કરૂં; પણ સાંભળ, પરદેશી રાજ્ય છતાં, પક્ષ રહી બ્રિટાનિયાને નરમ પણ માયાળુ કરવા ઇચ્છું છું છતાં, મારે સ ખાતર કેહેવું પડે છે કે બળાબળમાં, માત્ર હમણાં જ, તારી ને બ્રિટાનિ સરખામણી કરિયે તો, આ દંભી, મૂઢ, વળી સાત્વિક ગુણવાળી, તું નિ લાણી ને એ સહસ્રગણી છે; ને જેમ ઉંદર ને બિલાડાંના બળમાં ફેર, કુત વાઘના બળમાં ફેર, સસલું ને હાથીના બળમાં ફેર તેમ તારા ને બ્રિ યાના બળમાં ફેર છે. આજે એ ધારે તો તને દૈવત વિનાની કરી મુકે, તારાથી એનો એક વાળ વાંકો થાય નહી. તારામાં તેવી શક્તિ જ ને આજે તારા આ વાઘનું કપાળ ચીરી નાંખ્યું છે તે જોતાં જ કોઈ હિંમત ભીડવાનો ક્ષણભર વિચાર પણ કરે નહી. બળિયા, સાધન અનુકૂળતાવાળા સાથે સ્નેહથી કામ કરવું જોઇયે, પણ હઠથી કંઈ નથી. તું હઠીલી થશે તો આ મારૂં તને છેલ્લું ને તારા ભલા માટે છે, કેમકે હું તારી દાઝ ખાઇને આવી છું, માટે જણાવવું જોઇયે બ્રિટાનિયાને સર્વ પ્રકારની સત્તા આપીશ; ને કહીશ કે "એ નાદાન છો "સાઠીને બુદ્ધિ નાઠી" તેવી અવસ્થાએ પહોંચી છે, તો ભલે એને જોવું શે

લેવા દે, તારે તારી ઇચ્છા પ્રમાણે વર્તવું." પછી એ તને સુખ આપે કે દુઃખ આપે, મારે કે જીવાડે, તે કશાની પણ હું જોખમદાર નથી. એને જરા પણ કર છે તો તે માત્ર મારો છે, ને જ્યારે મેં એને સર્વ હક્ક સ્વાધીન કીધા પછી એમે નડતર શી થવાની છે?"

"ભલી સખી, તું એટલી બધી ક્રોધિષ્ઠ ન થા, તારી ઇચ્છા પ્રમાણે હું વર્તવાને રાજી છું," હિંદને જે ગભરાટ થયો તે સાથે એકદમ સઘળી કબૂલત આપી દીધી; "જ્યારે તને મારૂં દાઝે છે, તું મારા હિત માટે આટલી બધી આતુર છે, મારે વગર પૂછવેગાછવે, મારી તરફનું વકાલાતનામું લઇને તેં આ મદભરી બીનો મદ ઉતાર્યો છે, તો હવે હું તારી વિરૂદ્ધ વર્તું તો ખરેખર મારા જેવી નિમકહરામ કોઈ નહી કેહેવાય. પણ હે સખી, તું મારા કલ્યાણમાં એવું સ્થાયી કરજે કે જેથી કેટલો કાળ સુધી મારે કંઇ પણ બોલવું પડે નહી, ને મને કોઇપણ રીતે હીણું લાગે નહી. જિત ને જયીનો ભેદ જેમ બને તેમ ટળે તેવું પણ કરજે, ને મારૂં નિવૃત્તિ સત્ત્વબળ વધે તેવા ઉપાય પણ લેજે. તને મારી સૌથી છેલ્લી પ્રાર્થના એ છે કે દુનિયાના પટપર મારા પુત્રો નપુંસક ગણાય છે, ને આ બ્રિટાનિયા પણ ગણે છે, તે અપવાદમાંથી પણ મુક્ત થાઉં તે લક્ષમાં રાખજે. વળી જેમ મારી શ્રેષ્ઠતા હતી તેથી પણ વિશેષ વ્યાપે ને સર્વ મને પીછાને, સૌ રાજ્યમાં મારી કીર્તિ ગવાય અને સૌ ઠેકાણે મને ઓળખે તેવો કરાર આ બ્રિટાનિયા સાથ તું કરજે કે જેથી એ મને હીણે નહી ને અસ્ત્રશસ્ત્ર વાપરવામાં મેં જે ઉજ્વળ યશ પ્રાપ્ત કીધો છે તે યશમાં વધારો કરે. મારૂં કલ્યાણ હવે તારા હાથમાં છે."

પોતાનો અતિ મોટો વિજય થયો છે એમ સમજીને, અને નવો જ રંગ પ્રદર્શિત કરવાના હેતુથી સ્વતંત્રતા ઘણા ઠાવકાપણાથી, પૂરતા ઉમંગથી અને બહુ ડાહાપણથી આ પ્રમાણે બોલી બંનેને રૂડી રીતે સંતોષી દીધાઃ—

"મારા શિરપરનું જોખમ હું બરાબર સમજું છું ને તમે વિશ્વાસ રાખો કે તે ફરજ હું પ્રામાણિકપણે અદા કરીશ, કેમકે ઇશ્વર સાંનિધ્ય તેનો ઉત્તર દેવાનો એક કાળ છે. તમે બંનો સખીઓએ મારાપર આટલો બધો વિશ્વાસ રાખ્યો છે, ને પોતાના કંઇપણ વિચાર આપ્યા વગર આ ટીંગુજી*

* હિન્દુસ્થાનનાં સ્વદેશાભિમાન, સ્વદેશપ્રીતિ અને સ્વદેશહિત, દેશદાઝને માટે આ ટીંગુજી વામનજીની ઉપમા યથાર્થ છે. "મુંકરજી મેગેઝીન"માં અમને વાંચેલું આ પ્રમાણે યાદ છેઃ "સ્વદેશાભિમાન હિન્દુસ્થાનમાં કંહી કંહી છે, પણ તે ખરેખરૂં તો

દેશહિત જોયા કરે છે તો તેને મારો સાક્ષી રાખું છું ને તે સર્વ સાથે આજે તમારો કલહ હંમેશને માટે ભાંગી તમો બંનોને સંતોષ પમાડું છું. મારો હેતુ કોઈપણ કાળે, તમો બંનો મારી સત્તા માન્ય રાખી, મોટું માન આપવા તત્પર થયાં છો તો, માત્ર તમારા કલ્યાણમાં છે એમ સમજવ છતાં, એવો નથી રાખ્યો કે મારી બંનો પ્રિય સખીઓને દુભવીને મારો સ્વાર્થ સાચવવો. ઘણા લાંબા કાળ ઉપર હું એવા જ પ્રપંચ ખેલતી હતી. પણ હવે તેમાં કંઈ સાર નથી ને તેનાથી વિનાશ વેહેલો વેહેલો થાય છે એમ મને જણાયું. તે પછીથી હું એવો દાવપેચ ખેલવો છોડી બેઠી છું તેમાં જ્યારથી ફ્રાન્સમાં કાપાકાપી ચાલી, માણસો જેમની જીંદગી ઘણી અમૂલ્યની ગણાતી હતી તેઓ કુતરાં કરતાં પણ નઠારી રીતે મુવા, ટોળી ઓએ પરાક્રમને મસે મોટા મોટા સમર્થ પુરૂષોને ગતઃપ્રાણ કીધા, માર હક્કો લૂટાઈ ગયા, રાજાનો, રાણીનો અને તેના કુટુંબકબીલાનો શિરચ્છે કીધો, ને જ્યાં ફાટાફાટી ચાલી ત્યાં મારો હાથ વાળ્યો વળ્યો નહી ને ખાળ્યો ખળ્યો નહી; તેમાં આ સૈકાના મધ્યમાં સ્વતંત્ર બળવાખોરોએ બખેડા કરી ભયંકર અવરોધનાં સાધનો તૈયાર કરી રાજાને નસાડ્યો ત્યારથી મેં નિશ્ચય કીધો છે કે જ્યાંસુધી યોગ્ય વ્યવસ્થા થાય નહીં ત્યાંસુધી કદીપણ મારે કોઈને આશ્રય આપવો નહી, પણ માત્ર સર્વ સુખરૂપ રહે તેવું કરવું. આ સઘળું પ્રિય બ્રિટાનિયા, તને જણાઊં છું, એટલા માટે કે તું મારો વિશ્વાસ બહુ થોડો રાખે છે. પણ બેધડક રહે, તને જરાપણ ઇજા થાય કે તારા ગૌરવને હાનિ પોહોંચે તેવું લેશ પણ કરીશ નહી."

બ્રિટાનિયાના મોંપર આ વેળા ઘણી લાલી આવી. તેણે હાથમાં કકડ ફોડતા આનંદથી આકાશ તરફ જોઈ બગાસું ખાધું.

"હું એવું કરીશ કે જેથી તમે બન્નો આનંદ પામો. પૂર્વાપર બ્રિટા નજાદી, તે હિન્દને રંજાડવામાં કંઈ પણ કસર રાખી નથી. એના પ્રાન્તોન

---

નથી જ. ઘરસંસારમાં, ધર્મમાં, વેપારમાં, નીતિમાં, ન્યાતમાં, જાતમાં, ઘરમાં સભામાં, રાજકાજમાં ને સામાન્ય વ્યવહારમાં સઘળે સ્વદેશાભિમાન ગાજી રહ્યુ છે પણ જો એક પણ કામ આ સ્વદેશાભિમાનીઓએ કીધું હોય એમ મને પૂછવામાં આ તો અમે ના કહીશું. સરકારના માનની તૃષ્ણા રાખવામાં પોતાને મોટા ઇલકાબો મ તે માટે ખુશામત કરવામાં આવે, દીકરાઓ જો મોટી નોકરીને માટે માંગણી કરે ત પછી સ્વદેશાભિમાન હોય જ શાનું? ખરેખરા સ્વદેશાભિમાન માટે થોડાના મા કરતાં વિશેષના માનની તૃષ્ણા રાખે તો જ સાચું" આ મતને મળતો લોર્ડ બ્રોહામને એક વિચાર તેની નીચે ટાંકેલો હતો. હિન્દુસ્થાનના સ્વદેશાભિમાનને ટીંગુજી કહેવા કારણ એ જ માત્ર મોંનો બકવાદ છે.

પ્રાન્ત તેં રાજ્યસંયોજન વિધિએ, દત્તક વિધિનો અવરોધ કરી લઈ લીધા છે. પણ હવે તેવો કાળ નથી, તેમ કરવામાં શોભા પણ નથી. જો તું દત્તકનો હક્ક છીનવી લેશે તો દેશી લશ્કર જે તારી સલામતી માટે છે તે તદ્દન અવિશ્વાસી થશે ને જ્યાં તેઓ ફાટ્યા કે તારી સલામતી ઓછી જાણજે, પણ જ્યારે લોકોની રૂચિ ગઈ, અરૂચિ થઈ, તને ખૂનીની આંખથી જોવા લાગ્યા, જેમ પોલ લોકો રૂશિયાને હંમેશ જોતા આવે છે તેમ, તો ત્યાં પછી તારે રાજ કરવું એ થોડું મુશ્કેલ નથી. વેરના ભડકામાં સૌ ચંપાઈ જાય તો તારા ભાર શા? અને હિન્દ, પ્રતાપી પણ આજકાલ ઘણી દુઃખદ અવસ્થામાં દટાઈ ગયેલી સત્ય પ્રતિજ્ઞાવાળી મહદ્દભૂતકર્મ આદરનારી ભારતી, તને પણ આટલું જણાવું છું કે જો તારી આબાદી કરવાની ઇચ્છા હોય, તારા પુત્રોને જગતમાં વિખ્યાતિ આપી યશસ્વી વિરલા બનાવવા હોય તો તારા પૂર્વના મોટાં કર્મો (?), જે તું વારંવાર આચરતી હતી તે હવે બંધ કરવાં* એ સઘળાં કર્મો કીધાથી તું કદી પણ વિજયી થઈ નથી, તો હવે થશે એ આશા તુર્ત તો સ્વપ્નવત્ છે. મારો ઇરાદો એવો નથી જ કે આ તારી ભૂમિ યાવત્-ચંદ્રદિવાકરૌ ગુલામગીરી કરી પરદેશી સત્તાના તાબામાં રહે, પણ મારી એવી ઇચ્છા છે કે તારા પુત્રોમાં જે રાજદ્વારી ઉત્તમ ગુણો જોઇયે તે જ્યાં સૂધી આવે નહી, શૂરવીરો સાહસિક ને બળવાન થાય નહીં અને પોતાનો ખરો ધર્મ સમજે નહી, ત્યાં સૂધી તારે આ બ્રિટાનિયાના શીતળ છત્ર નીચે રેહેવું, ને તે જ તને ઘણું લાભ કરનાર થઇ પડશે. જો તું એના પાસામાંથી નિકળી તો કોડીની થતાં વાર લાગશે નહી, કેમકે તારી શક્તિ જ નથી કે કોઇ પણ બીજા રાજ્ય સામા ટકી શકે. એના પાસામાંથી ખસી કે અન્ય પરદેશી ગીધો તને પીંખી નાંખશે. પણ જ્યારે સમય આવશે ત્યારે આપો-આપ તારી ચઢતી થશે, અને જ્યાં તું ખરી શુદ્ધિમાં આવી ત્યાં કંઇ એમ નહી ધારતી કે આ બ્રિટાનિયા ઉભી રહે. આશા જ શી રાખે છે? એ તુરત જ રામરામ કરી પોતાના સ્વદેશમાં જશે, ને પછી તું ખરેખરી આબાદીની ટોંચે પહોંચશે. પણ એ થતાં ઘણો વિલંબ છે. હું કંઇ સમય નિર્માણ કરતી નથી. ભવિષ્ય ભલાભલાનાં ખોટાં પડ્યાં છે તો મારા ભવિષ્યની વાત જ શી? પણ નક્કી જાણ કે એક સમય આવશે જ, ને ત્યારે હું તને સહાય છું જ. પણ હમણાં તારે બ્રિટાનિયાના તાબેદાર રહેવું. એ તને ગુલામડી નહી ગણે પણ સખી ગણશે. તેટલા માટે હાલમાં હું એક મહાપુરૂષને મોક-

* એ કર્મો તે બંડો કરવા, રાજા સામા થવું, માંહોમાંહે લડવું, અને કાપાકાપી કરવી તે.

લવાની એને આજ્ઞા કરૂં છું. એ મહાપુરૂષ ઈશ્વરની ઈચ્છાએ દેવવંશથી ઉતરી આવેલો છે ને કૈસર-એ-હિન્દને યશ અપાવનારો છે. એ દેશમાં દયા, ન્યાય, પ્રમાણિકપણું, પ્રેમ અને ઐક્ય સ્થાપશે; જ્યાં જ્યાં એ જશે ત્યાં ત્યાં પુષ્પની વૃષ્ટિઓ થશે અને દેવાંશી નર તરીકે પૂજાશે. વિક્રમ, યુધિષ્ઠિર કે રામની રાજ્યપ્રવેશવિધિ થઇ છે, તે વિધિએ જ્યાં ત્યાં પ્રવેશ કરશે; સ્ત્રી, પુરૂષ કે બાળક, વૃદ્ધ કે તરૂણ સૌના મોંમાં એના યશ ગવાશે. અયોધ્યાના દિલિપે વિજય કરીને રાજધાનીમાં પ્રવેશ કીધો* ને રૈયતના ઉત્સાહ-આનંદનો પાર નહોતો તેવો આનંદ એ પુરૂષથી તને પ્રાપ્ત થાય તો પછી તને વધારે કશાની લલુતા રાખવાનું કારણ નથી. અને બ્રિટાનિયા, જે પુરૂષને મોકલવાની મને પ્રેરણા ઈશ્વરની થઇ છે તે પુરૂષ તારા કલૈવ, બેન્ટિક, કેનીંગ કે મેયો એ સર્વથી વિશેષ યશ પ્રાપ્ત કરશે. તારા સુપુત્રો તેનાં કર્મની ગણના કરી તેઓ પણ હિન્દના પુત્રો સાથે આ તારા યશસ્વી પુત્રને પુષ્પથી વધાવવા તૈયાર થશે. વળી એ તારો પુત્ર, જેમ પ્રાતઃકાળમાં મોટા મોટા પુરૂષના નામસ્મરણ કરવામાં આ આર્યભૂમિના સુતનુજ સદા તત્પર રેહે છે, તેવા હરિશ્ચન્દ્ર, રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર, કર્ણ પેઠે તેને સદા સંભારશે, ઘેર ઘેર તેની પૂજા થશે, ને જ્યારે એ તારો પુત્ર સ્વદેશ આવશે, ત્યારે તારી પ્રજા ગર્વથી ગાંડી થઈ જશે, અને આ સાક્ષાત્ દેવાંશીને પૂજવો જ બાકી રાખશે. ક્રાઇસ્ટની મૂર્તિને પૂજવાને જેઓ ના પાડે છે તેઓ પણ એની સેવના કરશે. જે તારા પ્રિય પુત્રને મેં આ હિન્દના પ્રાણ રક્ષણ કરવાને યોગ્ય ગણ્યો છે તે ડાહાપણમાં રામ જેવો, યુદ્ધમાં ભીષ્મ જેવો, વિદ્યામાં દ્રોણ જેવો, ધૈર્યમાં ધ્રુવ જેવો, ક્ષમામાં પૃથ્વી જેવો, કલ્યાણમાં મહાદેવ જેવો, માહાત્મ્યમાં ગીતા જેવો, પવિત્રતામાં ગંગા જેવો, કાંતિમાં ચંદ્ર જેવો, ઔદાર્યમાં કર્ણ જેવો, વશ કરવામાં અને પ્રિય બોલવામાં ઉર્વશી જેવો થશે. તે દ્વેષી કે મિત્ર સૌને સમાન ગણી સર્વના તારણ માટે લક્ષ દેશે; અને જે અપ્રીતિ સર્વવ્યાપક વાયુપેરે સ્થળેસ્થળ વ્યાપી રહી છે તેને બદલે પ્રીતિ આનંદ સર્વ સ્થળે વ્યાપી રહેશે. તે અત્યંત તપાયમાન થયલાને શીતળ કરવામાં ઘણો ચતુર છે, અત્યંત દ્વેષીનું પણ

* રઘુવંશ મહાકાવ્યનો સર્ગ ૩ જો જુઓ. સ્વતંત્રતાના મોકલેલા લોર્ડ રીપનનું વિજય મુહૂર્ત તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૮૮૪ ને દિને મુંબઇ નગર મધ્યે થયું હતું. એ રંગકાળ રામનો અયોધ્યામાં થતો પ્રવેશ કે દિલિપના નગર પ્રવેશને સર્વ રીતે સ્મરણ કરાવે તેવો હતો.

હિત કરવામાં આગ્રહી છે, તે કદી અપમાનથી પીડિત થતો નથી ને ભયથી કંપતો નથી, પણ નમ્રતા ને વિનય એ તેના રક્ષક હોવાથી સદાય આપત્તિથી મુક્ત રહે છે. વળી હે પ્રિય ભાવિની બ્રિટાનિયા, આ મહાપુરૂષનાથી સર્વે એટલા તો સંતોષી બનશે કે દેવતા પણ તેની ઇર્ષા કરશે. તે કદી પ્રહાર કરવાની તો ઇચ્છા પણ ધરશે નહી, અને જેઓના ચિત્ત ને ભાવ હમણા વિભ્રમ થયા છે તે સર્વ ટાળી સર્વ સ્થળે મોટો જયઘોષ ગજાવશે, જો એવો આ તારો—"

આટલું બોલતાં જ પર્વતમાં મધુરૂં ગાયન થયું. સર્વ સ્થળેથી આનંદનાં વાજીંત્ર વાજવા લાગ્યાં, અને ચોપાસથી ખુશબોના બહેકાટથી મગજ તર થઈ જતું હોય તેમ વાયુ વાવા માંડ્યો. જ્યાં આ મહાત્મા મંડળી મળી હતી તેની પડોસમાંથી એક દિવ્ય સિંહાસનપર વિરાજીત થયેલા એક પુરૂષને ઉંચકીને બે અપ્સરાઓ બહાર નીકળી આવી, અને પર્વતથી અધર તે સિંહાસનમાં વિરાજમાન થયેલા પુરૂષને ઉંચકીને ખડી રહી. એના મસ્તકપર વિરાજમાન છે શ્વેત છત્ર, મુખપર સત્ય પ્રતિજ્ઞાનું તેજ છે, ને મેઘ જેવું શીતળ છે એનું સ્વરૂપ, એને જોતાં જ સૌ વિસ્મય થયા.

"જો આ તારો તે જ પુત્ર કે જેના ઉપર દેવતા પણ આજે પુષ્પવૃષ્ટિ કરે છે. એ મહાપુરૂષને તું હિન્દના પુત્રનું રાજ્ય સોંપ કે જે સર્વ સ્થળે જય પ્રવર્તાવે, ને સર્વ સ્થળે એવો જ આનંદ પ્રાપ્ત થાય અને તે આનંદથી આ પુરૂષને નિરખી ગર્જના કરવામાં આવે કે રીપન રાજેન્દ્ર દીર્ઘાયુ ભવ: મારી જે ઇચ્છા છે તે એ જ છે અને એ ઇચ્છા સંપૂર્ણ પાર પડવાથી "હિન્દ-બ્રિટાનિયા" તમો બંનો પણ પ્રેમભાવથી આલિંગન કરશો અને જે આજથી બાવીશ વર્ષપર, બ્રિટાનિયા, તેં અભય વચન આપ્યું છે કે "પ્રજાની ચઢતી કળા એ અમારૂં બળ, તેના સંતોષે અમારૂં નિર્ભયપણું, ને તેની કૃતજ્ઞતા એ અમારો ઉત્તમ યશ રહેશે," તે સર્વ તને યથાર્થ રીતે પ્રાપ્ત થશે. હે ભીરૂ, તમારૂં આથી વિશેષ કલ્યાણ કોઈ પણ નથી, અને તમો બંનો એનાથી સાંત્વન પામશો, ને ઉત્સાહભર્યા અમરકીર્તિ મેળવી અજીત બનશો."

દેવી સ્વતંત્રતાએ મોકલેલા એ મહામતિમાન્, તેજસ્વી, નિર્મળ અંતઃકરણવાળા, કોમળ ને પ્રેમાળ, વળી સાવધ, ધીર ને ચતુર એવા સદ્-ગુણવાળા, જેની પ્રભાવશ્રી ને ભવ્યકાંતિ જોઈને દેવ સરખા પણ છક થઈ જાય તેવા પ્રતાપી પુરૂષનાં દર્શન થતાં બંનો સખીવડિયાં એવાં તો દીંગ થઈ

ગયાં કે કેટલીક વાર તેની સામા જોઈ શકયાં નહી. થોડી વારે તેના સામા દૃષ્ટિ કીધા પછી બ્રિટાનિયા બોલે તેટલામાં હિન્દ પ્રેમાવેશમાં બોલી:

"અતિ વૃદ્ધ વચનો આ દેવતાઈ પુરૂષ મારી ભૂમિને પાત્ર છે. એ સર્વનું કલ્યાણ કરનારો, તારણહાર ને વિસ્મય પમાડે તેવો મહા પુરૂષ નિવડશે ને ખરેખર એનાથી વધારે સારો પ્રતાપી શ્રેષ્ઠ દિવ્ય પુરૂષ મને સાંપડશે નહી. એ મારા પુત્રોનાં સર્વ સુખો પૂરાં પાડીને તું મહા દેવીની ભવિષ્યવાણી પૂર્ણ કરીને મોટા યશને પામશે."

"તારૂં કલ્યાણ થાઓ, અને તું સર્વ સ્થળે એવો પ્રતાપી યશ મેળવ, એ ઉંચા પર્વતપર વિરાજનારી દેવી સ્વતંત્રા," બ્રિટાનિયા અત્યાનંદ પામતી બોલી; "મારી ભૂમિમાં આવું અનુપમ રત્ન છે એ શોધી કાઢવાની તારી ઉત્તમ શક્તિજ તારો પ્રતાપ દર્શાવે છે. આ મહાપુરૂષને મોકલવાને સર્વ પ્રકારના મહાભાગ્યના આનંદ સાથે તારૂં વેણ હું માન્ય રાખું છું. ચંદ્રોદય સમયે જે વિલક્ષણ શાંતિ પ્રતાપ જણાય છે તેવા પ્રતાપથી એ ભરપૂર છે અને એની શીતળ મુખમુદ્રા જ કહી આપે છે કે એનાથી વિશેષ પ્રતાપી પુરૂષ મને મળશે નહી. હે કેસરી તુલ્ય બળવાન્ , હે ભારતી ને બ્રિટાનિયાના યશમાં આતુર, હે વિવેક ચતુર દેવી, હે વિચિત્ર પ્રકારે યુદ્ધ કરનારી, હે ભ્રકૂટિ કટાક્ષમાં ક્ષણ વારમાં કોઈ પણ પ્રજાને યમલોક પ્રત્યે મોકલવે કુશળ, હે લોહમયી ચંદનથી ચર્ચિત થયેલી સુંદરી, હે વજ્રમણિ તથા હસ્તિ-મદે કરી સ્વતંત્ર, પણ સાપણી સરખી વિચિત્ર પ્રકારના તેજ ગૌરવથી દીપતી દેવી, તેં આ કલહ પતાવવા જે સૂક્ષ્મ સૂક્ષ્મ દૃષ્ટિ વાપરી છે તેવી કોનામાં છે ? આ ધર્મજ્ઞ પુરૂષ સર્વમાં પૂજવા યોગ્ય છે, ને ત્રણ લોકમાં હું નથી જોતી જે એનાથી વિશેષ ઉત્તમ આચારણવાળો બીજો નર હોય. એ સર્વ કાર્યમાં યથાવિધિ કર્મ આચરશે. ઇંગ્લંડ-ઇંડિયામાં સર્વને એક દૃષ્ટિવાળા કરશે ને સર્વ મહારાજ્યમાં પૂર્ણ યશને પામી કુળદીપક રાજપુત્ર નિવડશે."

આજ વેળાએ આકાશમાંથી દુંદુભિનાદ થયો ને પુષ્પવૃષ્ટિ પણ થઈ ને વાણીથી દેવતાઓએ જણાવ્યું કે "**હિન્દનું કલ્યાણ ઇચ્છનાર રાજેન્દ્ર રીપનાધીશ છે.**"

"મંગળ, કલ્યાણ અને સર્વ સિદ્ધિ તમને સાંપડે એ મારો શુભ આશીર્વાદ તમો ચારેને છે, અને આ જે મોટું કાર્ય આજે આપણે ઘણી ઘણી રકજક કરતાં; ઘણાં કડવાં મેણાંઓઠાં મારતાં, રોષ બતાવી દુઃખ ઉત્પન્ન કરતાં, આગલું પાછલું ભૂડું બતાવવા છતાં નિર્વિઘ્ને પાર ઉતાર્યું છે તે આનંદમાં તે

ધર્માત્મા કેશવ ભગવાનનું સ્તવન કરિયે, કે તે પ્રભુ આ જગતને પાળે છે, પોષે છે ને સંહારે પણ છે; જેની ઇચ્છા વિરૂદ્ધ એક તૃણ પણ હાલી શકતું નથી, તે મહા પ્રાજ્ઞ, મહા મતિમાન્, સર્વ પ્રાણીનું હિતકર્તા અને ત્રણેય લોકથી નથી કંઈ પણ અવિદિતે જેનું, તે કૃપાળુ કેશવ તમારો ધર્મ વધારે ને શ્રેયકર થાય, નિરંતર તમારા કલ્યાણમાં ઉદ્યુક્ત રેહે, ને સર્વ પ્રતિજ્ઞા પૂર્ણપણે પળાવે. તમે બંનો સખીઓ પ્રેમથી ભેટી એકેકના મસ્તક સુધી આ શુભ પ્રીતિયુક્ત પ્રાર્થનામાં સામેલ થાઓ ને હર્ષથી બોલો કેઃ–

**हिंद–ब्रिटानियानी साम्राज्यकीर्ति अविचळ रहो.**

शांति : शांति : शांति : ॥

## પરિશિષ્ટ

☞ અહિંયાં અમારો રાજકીય કથારૂપી નિબંધ સંપૂર્ણ થાય છે. આમાં અમે ઘણે ઘણે સ્થળે શુદ્ધાંતઃકરણથી બ્રિટિશ રાજ્યના દોષો બોલવામાં, તેની વર્તણુકનું અવલોકન કરાવવામાં ઘણા આડા વહ્યા છિયે, અને દેશી પ્રજાના ગુણ અવગુણ બોલવામાં, તેમના ગાંડાઘેલા અભિમાનને વગોવી તોડી પાડવામાં કશી પણ કચાસ રાખી નથી. એ રીતે બંનો પક્ષ તરફનો તિરસ્કાર ખેંચી લેવાના દોષને પાત્ર ઠર્યાં છિયે. પણ જે સાચો વાદ છે તે નિર્ભયપણે દર્શાવવામાં લેશપણ સંકોચ પામવાનું કારણ નથી ને અમે પામ્યા પણ નથી. જે મહાપુરૂષને દેવી સ્વતંત્રતાએ આ દેશમાં મોકલ્યો છે તે પુરૂષનું યશસ્વી કર્મ ચરિત્ર, જો પ્રસન્નતાથી આનો સત્કાર થશે તો રૂડી રીતે સૌ પ્રજા સમક્ષ ધરવાને અમને ઉત્તેજન મળશે. અમારો કીર્તિવંત ઇતિહાસ જેમ શાલિવાહન ને વિક્રમનો યશ પ્રવર્ત્યો છે તેમ યશને પામો. શાંતિઃ

---

## વિશેષ વિચાર

દેવી સ્વતંત્રતાએ જે પ્રતાપી પુરૂષને ભરતખંડમાં મોકલવાની ભલામણ બ્રિટાનિયાને કરી હતી તે મહાપુરૂષ અલિઆં બહાદુર ખુદાવિંદ માર-ક્વિસ આફ રિપન, કે. જી., પી. સી., જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., ભરતખંડના વૈસરાય અને ગવર્નર જંનરલ આ ભારતભૂમિપર તા૦ ૩૧ મી મે ૧૮૮૦ને દિને પધાર્યાં હતા, ને તા૦ ૨૦ મી ડીસેમ્બર સન ૧૮૮૪ ને દિને ૪ વરસ ૬ માસ ને ૧ દિવસ વહીવટ ચલાવી સ્વદેશ સિધાવ્યા, તે પ્રસંગે ઉત્તમમાં ઉત્તમ કવિતા ભારતવાસી કવિજનોએ રચેલી, જે આજે પણ સર્વ સ્થળે અતિશય મોટા પ્રેમાનંદથી ગવાય છે, તે અત્રે ઉતારી છે.

## INDIA'S VINDICATION OF LORD RIPON AND HER FAREWELL

Up, brothers, up, behold in yonder skies,
The glorious sun, down in the crimson west.
Thus noble Ripon gen'rous, just, and wise,
Goes to his Island home from toil to rest.

His reign has been poor India's halcyon day,
A sun-look piercing through the deepest gloom,
A radiant morn all redolent of May,
Ay, Hope's own Resurrection from the tomb.

For not the hero's Fame, the Lily red
That grows on crimson streams of blood, he sought,
His purer, loftier aim has been to shed
The life and light that cheers the People's lot.

His guide's the law revealed on Sinai's height,
The Sermon on the Mount his fount of love;
And the Great Book has taught his hopes aright.
To seek for glory but in realms above.

The bonds of Love, like silk, though soft and light,
Are stronger yet than adamantine chain;
And more than bayonet or sword of might
Potent t'attach men to a foreign reign.

Fetters can shackle limbs, but not men's hearts,
Coercion is the tyrant's poor resource;
For Loyalty is born of loving arts;
Of gen'rous Sympathy and Moral Force.

Arms may restrain awhile the stubborn breast,
May force allegiance from reluctant land;
Empires thus raised on weak foundations rest,
Like houses built by children upon sand.

But Love, confined to no one race or clan,
And Justice, emulous of Heaven's own,
Holding the balance ev'n' tween man and man,
These are the rock of power, of earthly throne.

And these, O Ripon, are thy title just
To the land's love and lasting gratitude;
For true to Duty and thy sacred Trust
Thy ceaseless care has been this country's good.

Shame on the lying tongues which falsely say,
That England's hold on India's heart has been
Weakened beneath this virtuous ruler's sway,
So just to all, so faithful to his Queen.

They call him weak, because he has not thrust
All he could wish down their reluctant throat,
Because he has been firmly, strictly just
In all he even did, or spoke or wrote.

Weak, weak indeed, he who at duty's call
Spurned Faction's threats, lies, slanders, and did stake
Position, influence, and power, all
All that the world holds dear, for Conscience' sake

Weak, weak indeed ! the Christian hero bold
Whom, from the rav'nous pack, like shepherd good
And vigilant, hath saved the helpless fold,
Aud still between the strong and feeble stood.

Mark, how they yell and chafe and strain their necks
To rush, with furious violence, on him,
The man who, of all men, imposed the checks
So needful to restrian each savage grim.

There are who blame him for great lust of fame,
Unblushing preachers of repressive force!
If to serve God and man deserves the blame,
He shares it with Hare, Howard, Wilberforce.

Misguided fools! As fragrance in the rose,
Sweetnesss in honey, nectar in the palm;
So Man's love in God's love inheres and grows,
Humanity's elixir, healing balm.

And fame, unsought, attends such hallowed Love
As Life attends the Universal Space;
Or as the songsters from the sylvan grove
Attend fair Usnsa when she shows her face.

An adult'rous class clamour for a sign !
    But will they, can they see ? the purblind band.
Behold, propitious to his rule benign,
    With health and plenty Heaven hath blest the land.

Apart from thousand nameless acts of grace,
    The kindly charities of life unbought,
It has been Ripon's glory to efface
    From Statute Book the law which shackled Thought.

A liberated Press, then view his plan
    Of Local Self-Government. Measures twain
That make the Patriot feel himself a man.
    And raise up India's drooping head again.

These are his triumphs, these the talisman
    Which Indian Union silently has wrought,
Making the Hindu, Parsi, Mussulman.
    All one in feeling, interest, and thought

Are not these great achievements, golden deeds
    That should in golden characters be writ ?
The prescient Husbandman hath sown the seeds,
    And these will grow in grace in season fit.

Will th' acorn, which doth in its tiny shell,
    The stately monarch of the forest hold,
Will it, as by a juggler's magic spell,
    Before its time the giant oak unfold ?

Wait, brothers, wait, O nurse the seeds with care,
    Still, still the soil prepare, manure, refine;
Time will change them to goodly plants and rare,
    The Trees of Life to nations in decline.

The Muse of History will fondly dwell
    On the bright record which embalms his fame;
When selfish rowdies at his name who yell,
    Will have sunk to Nothingness whence they came.

She does not build her verdict on the views
    Of class or clique or buzz of idle moth;
The People's voice is echoed by the Muse,
    All else she spurns as frowzy, worthless froth.

See, India, though long into marble grown,
Like fair Ahalya's vivified again;
She breathes, she weeps, no longer now a stone—
A touch of kindness thrilling heart and brain.

In tears, dear Mother, in a flood of tears?
Flow on, ye precious dews of surcharged breast!
Ye best express her grief profound and fears,
At loss of him who gave her strengthening rest.

The ages have not seen such stirring sight;
A Continent with one pulsation moving;
One heart, one mind, one soul ablaze with light
Of glowing passion for one loved and loving.

O England! What thy sword should ne'er achieve,
That Ripon's gen'rous rule has gently done.
The Millions here have motive now to live,
And closer cleave unto Victoria's throne.

The greatest Conqu'ror he of Modern Ind,
Mightier than Mahmood, Nadir, Tamerlane,
Who built their power on woes of human kind,
On ravished land, and desecrated fane.

Not his the triumphs of that robber band!
He's conquered hearts, the living are his slain;
The Olive branch of Peace his flaming brand,
And Justice, Mercy, Love, his warrior train.

Up, brothers, up your grateful homage pay
To him, whose rule benign will shortly cease;
Pour out your glowing hearts in thrilling lay,
Make the present one Carnival of Peace.

O twine his brow with wreaths that will not fade,
Such wreaths as never warriors' temples bound,
By fond Affection's loving made —
With such be Ripon by the Empire crowned.

And, now, farewell, though it breaks the heart
To say the word, still, fare thee well, once more,
And think, o think, all kindly as thou art,
Of us who love thee, honour, and adore.

May God, thy God and ours, our common God,
Bless thee with health, strength, and an evening calm,
And when thy mortal part's placed'-neath the sod,
Be thine the coveted White Robe and Palm!

RAM SHARMA.

## રીપનવિરહપદ્યાવલિ.*

राज्ञ्या यः किल लार्ड रीपन इति स्वप्रातिनिध्येऽर्पितो
भव्याय प्रहितोऽत्र भारतभुवः पातुं प्रजा न्यायतः ।
तद्वत्तुल्यदृशा निरीक्ष्य सकलान्यत्नान्व्यधान्नः शुभो-
दर्कानेष विशेषतः प्रणयवानस्मासु जीयाच्चिरम् ॥

અર્થ–લોર્ડ રીપન જેને મહારાણીએ પોતાના પ્રતિનિધિ દાખલ ભારતભૂમિના હિતને અર્થે અને પ્રજાનું ન્યાયથી પાલન કરવાને માટે મોકલ્યો, જેણે સઘળી પ્રજા ઉપર તેના (રાણીશ્રીના) જેવી દૃષ્ટિ રાખી લોકનું હિત થાય એવાં કૃત્યો કર્યાં અને એવાં શુભ કાર્યોથી વિશેષ કરીને અમારો જેણે પ્રેમ હર્યો તે (મહાન્ પુરૂષ) નો દીર્ઘ કાલ પર્યંત જય જય થાઓ.

आर्यस्तथैंग्लिशजनानथ पारसीका-
न्म्लेच्छानपरा अपि निजाः सकलाः प्रजास्ते ।
प्रेम्णा प्रपश्यति मतिः सुगतिः समाना
देशोन्नतिप्रचुरकर्मकृतावधाना ॥

અર્થ–દેશોત્કર્ષરૂપી ગહન કાર્યમાં તત્પર તારી સુબુદ્ધિ આર્ય, ઈંગ્રેજ, પારસી, મ્લેચ્છ તેમ જ પ્રજાના બીજા બધા વર્ગો ઉપર તારી પ્રેમયુક્ત દૃષ્ટિ સમાન રહી છે.

देशश्चिराद्दुर्बल आसनानाक्लेशः किलातः प्रसरत्कलातः ।
उत्कर्षमासाद्य सुखी यथा स्यात्तथा पथान्वाञ्छितवान्विधातुम् ॥

અર્થ–આ ઘણા કાળથી દુર્બલ, અને વિવિધ પ્રકારના ક્લેશથી દુઃખી દેશની, હવે પસરતા ઉદ્યોગથી, ચઢતી કળા થાય એવા ઉપાયો શોધી કાઢવા પ્રયત્ન કર્યો.

न राजनीतिं बहुराजमानां नराः जभावं गमिता नृपालैः ।
विदन्ति लोका इति तां विधातुं अभ्यासलभ्यान्कृतवान्प्रयत्नान् ॥

અર્થ–આગળના નરપાલોથી બકરી જેવા દીન બની ગયલા લોકો બહુ શોભીતી રાજનીતિથી અજ્ઞાન છે એમ સમજી તે તેમને પ્રાપ્ત થાય તેવા શુભ યત્નો કર્યા.

धनादिहीना अपि साधनानि जना अनायासत एव लब्ध्वा ।
स्युः श्लाघ्यशिक्षामधिगम्य दक्षाः कार्यं तथा भूमिभुजां स धर्मः ॥

---

* પંડિત શ્રી ગટ્ટુલાલજીએ આ રચના કરી છે, તેમાંથી માત્ર આટલા શ્લોક તારવી કાઢયા છે.

અર્થ-નિર્ધન લોકો પણ અનાયાસે સાધન મેળવી સ્તુત્ય વિદ્યા પ્રાપ્ત કરી ચતુર થાય એમ કરવું એ રાજાઓનો ધર્મ છે.

मनोऽप्युदारं विगलद्विकारं न्यायश्च सर्वत्र स निर्विशेषः ।
प्रसिद्धिपत्रे च वचांसि राज्ञ्याः सार्थानि कर्तुं हृदयप्रवृत्तिः ॥

અર્થ-(એનું) મન ઉદાર અને વિકારરહિત, (એનો) ન્યાય સર્વત્ર એક સરખો, અને એની હૃદયવૃત્તિ મહારાણીશ્રીના (૧૮૫૮) જાહેરનામામાંનાં વચનોને સફળ કરવામાં પ્રવૃત્ત હતી.

व्यर्थाद्विशेषवचनारचनाद्वरिष्ठं कृत्वा प्रदर्शनमभीष्टविवेरितदिम् ।
जानन्सन्मानमतिभूपतिनीतिरीतिप्रीतिप्रदः स्वजनभीतिमसौ भिनत्ति ॥

અર્થ-વ્યર્થ બોલી વાતો કરવા કરતાં ધારેલી વસ્તુ કરી બતાવવી એ વધારે સારૂં છે એમ જાણી એ અપક્ષપાત મન રાખનારા રાજાની નીતિ અને રીતિમાં ખુશી પામનારો એ (નામદાર) પ્રજાના દીલમાંથી ફીકર કાઢી નાંખે છે.

राज्यं जनस्य धनधर्मधराप्रतिष्ठारक्षाकृते न समुपेक्ष्य सुखं प्रजानाम् ।
स्वस्यैव सौख्यधनसाधनमेतदीक्ष्यं राज्ञेति शुद्धशुभबुद्धिमसौ बिभर्ति ॥

અર્થ-રાજ્ય, પ્રજાનું ધન તથા ધર્મ અને પૃથ્વીની પ્રતિષ્ઠા અને પાલન માટે છે; પણ પ્રજાના સુખના અનાદરમાં નથી; તેમ વળી રાજ્યને પોતાની પ્રજાના સુખ અને ધનનાં સાધન તરીકે રાજાએ માનવું જોઇએ એવી શુદ્ધ અને ઉંચી બુદ્ધિ એ ધરાવે છે.

लेख्यं न सत्यमपि वृत्तदलैरिहत्यै राज्ञो विरुद्धमिति दुर्नियमो य आसी-
त्संताडितस्य मुखरोधनतुल्यमेतन्नीतिप्रचारचतुरः खलु संजहार ॥

અર્થ-સત્ય પણ રાજાનું પ્રતિપક્ષી લખાણ વર્તમાનપત્રોએ ન કરવું એવો જે દુષ્ટ નિયમ હતો તે કોઈ માણસને માર મારી તે બોલી ન શકે તે વાસ્તે તેનું મોં બંધ કર્યા જેવો હોવાથી, નીતિમાર્ગમાં ચતુર લાર્ડ રીપને કાઢી નાખ્યો.

आवश्यकी क्षितिभुजामनिरुद्धचित्तलोकाशयापगतिरग्रिमकृत्यहेतोः ।
कुर्युः परस्परहिताचरणेन तुष्टा भूपाः प्रजाः प्रणयमित्थमसौ व्यतानीत् ॥

અર્થ-આગળ શું કરવું તેની સુઝ પડે માટે લોકોના મનમાંનો ખરો આશય શો છે તે જાણવું રાજાને અવશ્ય છે. અન્યોન્યનુ હિત કરી સંતુષ્ટ થએલા રાજા તથા પ્રજા પ્રીતિ રાખી રહે એમ એણે કર્યું.

रंका अपि गतशंका शिक्षादक्षाः स्युरुज्झितातंकाः ।
कर्तुं तथा शुभपथाञ्जनदृग्विशोधनविधौ व्यधाद्वर्गम् ॥

અર્થ-રંકજનો પણ શંકા તથા ચિંતા રહિત થઈ વિદ્યામાં જેવી રીતે કુશળ થાય તેમ કરવા સારૂ લોકોની રૂચિ જાણવા વિદ્વજ્જનનું એક મંડળ નીમ્યું.

नियमकैर्नियमाः प्राक्प्रकाशनीयाः प्रसिद्धिपत्राद्यैः ।
तेष्वाशयं जनानां प्राप्य विशोध्य प्रवर्तनीयास्ते ॥

અર્થ-કાયદા રચનારાઓએ પ્રથમ તો વર્તમાનપત્રદ્વારા કાયદા જાહેર કરવા, અને તે ઉપર લોકોનો મત જાણી ઘટિત ફેરફાર કરી પછી અમલમાં લાવવા પસાર કરવા.

देशहितो विहितोयं नियामवरः स्थानिकस्वराज्यमिति ।
येषां वसु तैरिष्टे योज्यं निजकृत्य एव तदितिधिया ॥

અર્થ-જે લોકોનો પૈસો તે તેઓ પોતાની મરજી માફક પોતાના કામમાં ખરચવા ગોઠવણ કરે એમ સમજી દેશને હિતકારી સ્થાનિક સ્વરાજ્ય નામે ઉત્તમ કાયદો ઘડ્યો.

राज्यव्यवहृतिकृतिनो भूत्वार्या अप्यशेषकार्याणि ।
ब्रिटिशवदिहापि कुर्युर्यथातथा सत्पथावलंबोऽयम् ॥

અર્થ-આમ કરવાથી રાજકીય વ્યવહારોમાં કુશળ થઈને આર્ય લોકો ઈંગ્લંડ પેઠે અહીં પણ સર્વ કાર્યો કરી શકે એવા શુભ માર્ગના અવલંબન-રૂપ આ કાયદો છે.

एवंविधः शुभविधा विविधा विधाता श्री लार्डरीपन इति प्रथिताभिधानः ।
अस्मादृशाधनजनोपकृतिप्रतुष्टादीशाच्छुभानि लभतामखिलानि सोऽसौ ॥

અર્થ-આવા પ્રકારના અનેક શુભ નિયમો કરનાર શ્રીમાન્ લોર્ડ રીપન આ નામથી પ્રસિદ્ધ અમારા જેવા ગરીબ આર્યજનોના ઉપર કરેલ ઉપકારથી પ્રસન્ન થયેલા ઈશ્વર પાસેથી અનેક પ્રકારનાં શુભ પામે એવી અમારી પ્રાર્થના છે.

श्रीमद्राज्ञ्याः प्रतिनिधितयात्रागमिष्यंत्यथो ये
तेते कृत्वा सकलमनया राजनीत्या शुभं नः ।
अस्मद्भूमिं ब्रिटिशपदद्रव्यविद्यासमृद्धां
सत्स्वातंत्र्यां व्यवहृतिकलाकौशलाच्च क्रियासुः ॥

અર્થ-મહારાણીશ્રીના પ્રતિનિધિ દાખલ જે જે ગૃહસ્થો અત્રે આવે તે સર્વ આ રાજનીતિને અનુસરીને અમારૂં કલ્યાણ કરી આ ભૂમિને ઈંગ્લંડ પેઠે દ્રવ્ય અને વિદ્યાથી સમૃદ્ધ કરો. અને વ્યવહારમાં તથા કળામાં લોકોની કુશળતાથી અમારા દેશને ખરી રીતે સ્વતંત્ર કરો.

ભારતમાર્તણ્ડ પંડિત ગટ્ટુલાલજી

# શ્રી રિપનાષ્ટક

## (છપ્પા)

જય જય રિપન ઉદાર, જયતિ ભારત હિતકારી;
જયતિ સત્ય પથ પથિક, જયતિ જનશોકબિચારી;
જય મુદ્રા સ્વાધીન, કરન સાશ્રમ દુઃખનાશન;
ભૃત્યવૃત્તિપ્રદ જય, પીડિત જન દયા પ્રકાશન;
જય પ્રજારાજ સ્થાપનકરન, હરન દીન ભારતવિપદ;
જય ભારતબાસિહિ દૈન નવ, મહા ન્યાયપતિ પ્રથમ પદ. ૧
જય જય હિંદૂ ઉન્નતિ, પથ અવરોધ મુક્તકર;
જય કર બન્ધન મન્થર, કર જય જયતિ ગુણાકર;
જય જન સિચ્છન હેત, સમિતિ સિચ્છા સંસ્થાપક;
જય જય સેતાસેત, બરણુ સમ સમ્મત માપક;
જય રાજ્યધુરંધર ધીર જય, ભારત સિલ્પોન્નતિ કરન;
જય પરમ પ્રજાવત્સલ સદા, સત્ય પ્રિય જયશ્રી રિપન. ૨
રાજતન્ત્રકે પંડિત, તુમ જાનત પ્રયોગ ખટ;
સ્તમ્ભન કીનો રાજ, વાક્ય કરિ અટલ નીતિ અટ;
જન દુઃખ મારન, ઉચ્ચાટન દૈ મિદ્ધ ભાવ જગ;
વિદ્વેષણુ સ્વારથી, મિલિત દલ મધ્ય ન્યાયમગ;
આકર્ષણુ મન સબ જનનકો, નિજઉદાર ગુન પ્રગટ કર;
જય મોહન મંત્ર સમાન નિજ, વાક્ય વિમોહિત દેશબર. ૩
જય ભારત નભ ઉદિત, રિપન ચન્દ્રમા મનોહર;
શુક્લ કૃષ્ણુ સમ તેજ, તદપિ જસ અપજસ વિધિ કર;
જસ ચંદ્રિકા વિકાસિ, પ્રકાસ્યૌ ઉન્નતિ મારગ;
વાક્યઅમૃત બરસાદ, કિયે આલ્હાદિત નર જગ;
સસઅંક વંગબિલ સો લસત, જન મન કુમુદ પ્રફુલ્લતર;
સત્તાઇસ રૈનપ્રકાસ સમ, સત્તાઇસ શુભ કર્મ કર. ૪
જય તીરથપતિ રિપન, પ્રજા અઘશોકવિનાશક;
ગંગ જમુન સમ મિલિત, તદપિ જાન્હવિ મરજાદક;
અક્ષય વટ સમ અચલ, કીર્ત્તિ થાપક મનપાવન;
ગુપ્ત સરસ્વતિ પ્રગટ, કર્મોશન મિસ દરસાવન;
કલિકલુષ પ્રજાગનભીતિકો, સબવિધિ મેટન નામ રટ;
જય તારનતરન પ્રયાગ સમ, જસ ચહુંદિસિ સબપૈ પ્રગટ. ૫
જદપિ બાહુબલ કલાઇવ, જીત્યૌ સહ સિગરી ભારત;
જદપિ ઔર લાટનકો, જગ ન્રૂમ ઉચ્ચારત;

જદપિ હેસટિંગ આદિ, સાથ ધન લે ગયે ભારી;
જદપિ લિટન દરબાર, કિયો સજી બડી તઇયારી;
પૈ હમ હિન્દન કે હીયકી, ભક્તિ ન કાહૂન સંગ ગઈ;
સો કેવલ તુમરે સંગ રિપન, છાયાસી સાથિન ભઈ. ૬
શિવિ દધીચ હરિચન્દ, કર્ણ બલિ નૃપતિ યુધિષ્ઠિર;
જિમિ હમ ઇન કે નામ, પ્રાત ઉઠિ સુમિરત હૈ ચિર;
તિમિ તુમ હૂ કહ નિતહિ, સુમરિ હૈં તુમ ગુન ગાઈ;
યાસો બઢ અનુરાગ, કહો કા સક્ત દિખાઈ;
હમ રાજભક્તિકો બીજજો, અબલૌ ઉર અંતર ધર્યો;
નિજ ન્યાવ નીરાસો સીંચિકૈ, તુમ યામે અંકુર કર્યો. ૭
નિજ સુનામકે બરન, કિયે તુમ સફલ સબહિ વિધિ;
રિપુ સબ કિયે ઉદાસ, દઇ હિઇ રાજભક્તિ વિધિ;
મહારાનીકો પન, રાખ્યો નિજ નવલ રીતિ બલ;
પરિ મધ ન્યાવ તુલાકે, નૃપ રાખ્યો સમ દુહુ દલ;
સબ પ્રજા પૂજ્ય સિર આપકો, રિન રહિહૈં યહ સર્વ જન;
તુવ નામ દેવસમ નિત જપત, રહિ હૈ હમ હે શ્રીરિપન. ૮

ભારતેન્દુ હરિશ્ચન્દ્ર

## પધરામણી

### (દોહરા)

શીતલ, મંદ સુગંધમય, ત્રિવિધ સમિર સુખકાર;
વહે શિખર સિમલાતણે, વસે જેહ તે ઠાર.
પરમ હંસ નર એહના, અનુપમ જે ગુણગ્રામ;
વરણવતાં વરણાય ના, સુણજો સજન તમામ.
કોમળ કરૂણામય દિસે, જેનું અંતઃકર્ણ;
**ભારતજનની** કારણે, આવ્યો અશરણશર્ણ.
ભાગ્યદેવી સહુ આર્યની, થઇ પ્રસન્ન જે સાર;
પશ્ચિમ દિશામાં પરવરી, આણ્યો દેશમુઝાર.
પરદુઃખભંજન નૃપતિ તે, વિક્રમ વીર સુજાણ;
તેતણો અવતાર છે, કવિજન કહે પ્રમાણ.
આગળ પશ્ચિમ દિશથકી, આવ્યા અસુર અનેક;
પિંઢારા સમ પાપિયો, ધાણ કાઢવા છેક.
નાદિર તૈમુર ગજનિનો, લોભી જે સુલતાન;
લૂંટી ઝૂંટી દેશને, ગયા કંઇક હેવાન.

વળિ કંઈ સાગરપારથી, આવ્યા લઇ અધિકાર;
દેશ ડુબાવી દુઃખમાં પ્હોંચ્યા નિજ નિજ ઠાર.
જે અપજશના ગાંઠડા, બાંધી ચાલ્યા સાથ;
પાછળ ભૂમી ભામની, ઉર પિટતી નિજ હાથ.
પણ આ અવસર તૂજને, છે પશ્ચિમ દિશ ધન્ય;
નર એવો તેં મોકલ્યો, જે સમ મળ્યો ન અન્ય.
રિપુ ન કોઇનો તેથકી, ધર્યું રિપન અભિધાન;
અજાત શત્રુ એહ છે, પાંડૂપુત્ર સમાન.
ઉદય અધિક આ દેશનો, દિલથી કરવા કાજ;
ભલે પધાર્યો પ્રેમથી, દેવાંશી નર આજ.
દશા દેશની અવરથી, એ વણ નવ પલટાય;
ભરતભૂમિને એથકી, મળશે નિર્મળ ન્યાય.
હરખ, હરખ, તુ આ સમે, હેતે હિન્દુસ્તાન;
મનગમતો તુજને મળ્યો, આજે સુખો સુજાણ.

કવિ સવિતાનારાયણ

---

## કીર્ત્તિ

(શાર્દૂલવિક્રીડિત)

સેવા રાણિતણી કરી, કરિ વળી જેણે મહારાજ્યની;
સર્વે જાત પ્રજા સમાન ગણિને દાખી ગતી ન્યાયની;
જેની નીતિ વડે જ રાજ્ય વિષયે વૃત્તિ વધી દેશિની;
સંધે વ્યાપિ રહી દેવની અમિર તે રીપનની કીર્ત્તિની.

---

ધીરવીરજશ ગાઇએ, નર્મદ ધરી ઉમંગ;
રંગરંગ રીપન તુંને, હિંદને આપ્યો રંગ.

કવિ નર્મદાશંકર



# પરિશિષ્ટ ૨ જું



("હિંદ અને બ્રિટાનિયા"માં આવેલી અંગ્રેજી નોટોનો તરજુમો)

પાનું ૧૯ મું–આપણી રાજ્યસત્તા દેશી વણકર અને કારીગરને જેટલી ભારે થઈ પડી છે તેટલી કોઈ બીજા વર્ગને થઈ નથી.

પાનું ૨૫ મું–"હિંદુસ્થાનમાંથી આવતા કાપડને લીધે ઈંગ્લંડના વેપારને પહોંચતો ધોકો" અને પ્રધાનમંડળને વિનંતિ કે, "તેનો ઇલાજ કરવાને નવા કાયદામાં એક એવી કલમ ઉમેરવી કે જેથી હિંદુસ્થાનમાં રૂનું સાંચાકામ ન મોકલવું અથવા સંચાનો દેશમાં અટકાવ કરવો."........ઑબરનું રાઈઝ ઍંડ પ્રોગ્રેસ ઑફ બ્રિટીશ પાવર ઇન ઇંડીયા; વોલ્યુમ બીજું, પાનું ૧૩૬ મું.

પાનું ૨૮ મું–"દેશને પૈસાથી ભરપૂર બનાવવાને અને તેમ છતાં પણ તેમાંથી લાભ મેળવવાને ઇંતેજાર હોવાથી છેલ્લા બત્રીશ વરસમાં થયેલાં આપણાં કાર્યો સપૂર્ણ રીતે નુકસાનકારક અને નાશકારક નિવડ્યાં છે." એચ. એમ. હિંદમેન.

પાનું ૨૮ મુ–"બળવાની પહેલાં એક વર્ષ અગાઉ એટલે સને ૧૮૫૬ માં સરકારના કામને વાસ્તે હિંદુસ્થાનના લોકોની પાસેથી ૨,૩૦,૦૦,૦૦૦ પૌંડની રકમ લેવામાં આવી હતી; ચોવીશ વર્ષ પછી સને ૧૮૮૦ માં તેજ કામને માટે તેમની પાસેથી છેક ૬,૮૦,૦૦,૦૦૦ પૌંડની રકમ લેવામાં આવી હતી." એચ. એમ. હિંદમેન.

પાનું ૩૮ મું–હેસ્ટીંગ્સના એક સરકારી નોકર દેવીસીંગે ગુજારેલા ઘાતકીપણાનું હૃદય ફાડી નાખે તેવું આ વર્ણન કહાય .ભાષામાં અનુપમ છે. બર્કના ભાષણનો આ ભાગ સાંભળી ઘણીક સ્ત્રીઓ મૂર્છિત થઈ હતી એમ કહેવાય છે.

બર્કનાં સ્પીચીસ, ડબલીન આવૃત્તિ.

પાનું ૮૦ મું–ફક્ત ત્રાસ આપીને અને જંગલી મારફાડ તથા જોરથી આપણ રાજ્ય સ્થાપવાનું નથી તો યોગ્ય દેશીઓને રાજકારભારમાં વધારે ભાગ આપવાની તથા સારા વર્તન માટે તેમને સાધન પુરાં પાડી તેમની પ્રીતિ સપાદન કરવાની કંઈ યુક્તિ શોધી કાઢવી. ફોસેટનું જન્મચરિત્ર, પાનું ૩૪૬ મું.

પાનુ ૮૨ મું–"જેને માટે બેશક પરમેશ્વર આપણી પાસેથી અથવા આપણા છોકરાં પાસેથી બદલો માગશે તેવા ખૂનરેજીના વૃત્તાંતોમાંનું આ એક પાનું હતું."

પાનુ ૮૩ મું-ત્રિપક્ષ તહનામામાં એવું ઠેરવેલું હતું કે સલાહકારોના સંયુક્ત પ્રયાસથી જીતેલા પ્રદેશો તેઓની વચ્ચે સરખે ભાગે વહેંચી લેવા. લોર્ડ કોર્નવોલીસે ઘણી જ નિમકહલાલીથી અસલ કરારને વળગી રહેવાનો નિશ્ચય કીધો હતો અને દરેક પક્ષ-વાળાને નુકસાનીના રૂપીઆનો એક તૃતીયાંશ ભાગ (૧૫,૦૦,૦૦૦ પૌંડ) તથા પ્રદેશનો પણ તેટલો ભાગ સ્વાધીન કીધો અને બીજો એક તૃતીયાંશ ભાગ કે જેની વાર્ષિક ઉપજ ૪૦ લાખ રૂપીઆની હતી, તેને કંપની સરકારના રાજ્ય સાથે જોડી દીધો.–માર્સમેનનો હિંદુસ્થાનનો ઇતિહાસ, ભાગ બીજો, પાનું ૨૫ મું.

પાનુ ૮૭ મું–દેશીઓને આપણે જે હલકી સ્થિતિમાં રાખીએ છિયે તે આપણા રાજ-બંધારણનું મુખ્ય દુઃખ છે... વિશ્વાસની અને પ્રાપ્તિની દરેક જગ્યામાંથી આપણે તેમને બાતલ કરીયે છિયે. તેમને આપણે છેક હલકી નોકરીઓ જ આપીએ છિયે જેમાંથી તેઓ ભાગ્યે પેટ જેટલું મેળવી શકે છે; અને તે જગ્યાઓ પણ આપણે તેમને

ન છુટકે આપીએ છિયે; કેમકે તે જગ્યાઓ ઉપર કામ કરવાને અંગ્રેજો તદ્દન નાલાયક છે, હલકા વર્ગના પ્રાણીઓ તરીકે આપણે તેમને ગણીએ છિયે. જે માણસો દેશી રાજસત્તાના અમલમાં રાજ્યની મોટી મોટી પદવીઓ ઉપર હોત, જેઓ આપણે નહોત તો જુદા જુદા વિભાગના સુબા થાત, તેઓ હલકા ચાકર કરતાં વધારે ગણાતાં નથી. આવી અધમ સ્થિતિએ આપણે તેમને પહોંચાડીએ છિયે, અને પછી મોટી જગ્યા માટે અયોગ્ય ગણી આપણે તેમની તરફ તિરસ્કારની નજરથી જોઇએ છિયે.

પાનું ૯૭ મું–હિંદુસ્થાનનો પાછલો ઇતિહાસ (બ્રિટિશ અમલમાં) એ મહેસુલની ગેરવ્યવસ્થાનો તથા લડાઇથી સંસારી સુધારામાં અટકાવનો છે–સર જોન કયે.

પાનું ૯૧ મું–આ બાબતનો નિર્ણય કરવાનું હક્કનાં કારણોપરથી નહીં પણ ઉપયોગીપણાનાં કારણોપરથી રહ્યું. દત્તક લેવડાવીને અથવા કોઇપણ હક્કદારને કબુલ રાખીને, તે રાજ્યને હતું તેમ રાખવાને માટે રેસીડંટ મી૦ મેનસલે ઘણી બાથ ભીડી અને વડી કાંઉન્સીલમાં સર જોન લોંથે એક પોતાના મતની નોંધ કરી તેને ટેકો આપ્યો હતો; સિંધ અને પંજાબને ખાલસા કરવાથી દેશી રાજ્યમાં ક્યારની પસરી રહેલી ધાસ્તી, જાહેર રીતે આપેલા વિશ્વાસ મુજબ સર્વ પ્રકારે ચાલવાની જરૂર, અને વારસના સંબંધની ગોઠવણ રાજાની વિધવાને તથા નાગપોરના મુખ્ય માણસોને પોતાને કરવા દેવાનું ડહાપણ એ સઘળુ તે નોંધમાં દર્શાવ્યું હતું... તેમ છતા પણ આ વિચારો ગવર્નર જનરલના વિચારથી તદ્દન વિરૂદ્ધ હતા.

† પોતાનાં ઢોર, ઘોડા અને સરસામાનની સંખ્યાની બાબતમાં તથા પોતાનાં ઘર અને કપડાંના બહારના દેખાવની બાબતમાં ત્યાંના (અયોધ્યાના) લોકો આપણી પોતાની પ્રજાના કરતાં કોઈ પણ પ્રકારે ઉતરતા નથી. (ઘણીક બાબતમાં આપણી પ્રજા કરતાં વધારે સારા છે.) લખનૌની દોલત, ફક્ત અમલદારોની નહીં પણ સરાફો અને દુકાનદારોની આબાદી, બ્રિટીશ સંસ્થાનોના કોઈ પણ શેહેર (કદાચ કલકત્તા સિવાય) કરતાં ચઢિયાતી છે. જો ત્યાંનાં રાજકારભાર જુલમ અને સખ્તી માટે પ્રખ્યાત થયો હોય તો આ સઘળું કેમ બની શકે? 'હિંદુસ્થાનના કામકાજની નોંધ'–(વો. ૧ લું, પાનું ૧૫૬ મું)–ઓન એફ. આઈ. શોરકૃત.

પાનું ૯૨ મું–આ કામથી (સતારાના ખાલસા કરવાથી) મી૦ એલફીન્સ્ટનને જેટલો કંટાળો ઉપજ્યો હતો તેટલો બીજી કોઈ વેળાએ ઉપજેલો મેં જોયો હોય તે મને યાદ નથી. જે જાગીર ઉપર આપણા જાગીર સંબંધી ઉપરીપણાના હક્ક હતા એવી જાગીર તરીકે સતારાના રાજ્યને ગણવું એ તેના મનમાં ઘણું કંટાળા ભરેલુ કામ લાગ્યું.

પાનું ૯૨ મું–"બંડખોરોને શિક્ષા કરવાને તથા સ્થાયી સત્તાની સામે હથિયાર લઈ થનારાને દબાવવાને અમે આવ્યા છિયે.'

પૂછ્યું કે 'સઘળા સીખ લોકો આપણી સામે કટ્ટા શત્રુભાવથી શું ઉશ્કેરાયા હતા? ત્યારે તેણે 'ના' કહી જવાબ દીધો.

સીખ લોકોએ આખી પ્રજા તરીકે બ્રિટીશ સત્તાની સામે કદી પણ માથું ઉચક્યું નહોતું.

પાનું ૯૩ મું-"રાજ્ય સયોજનનું વર્ણન, ઇતિહાસ રૂપે અંગ્રેજ રાજનીતિવેત્તાઓનાં કૃત્યોનાં વર્ણન કરવા કરતાં જંગલમાં પિંઢારાઓએ મેળવેલી લુટની ગણત્રી કરવા જેવું બેશક ઘણી વાર લાગ્યું હશે."

† "સાચું પૂછો તો હિંદુસ્થાનના રાજ્યકારભારની સવિસ્તર હકીકત સંબંધી વાદવિવાદ કરવાની મારામાં હિંમત નથી. કારણ કે એકંદરે જોતાં આપણા ત્યાંના

અમલ માટે મને ઘણી નાસીપાસી ઉત્પન્ન થાય છે તમારી અગાડી એક પડદો ધરો ને તેને ત્યાંનુ લશ્કર કહો અથવા તો ત્યાંના કારભારની વાત સ્પષ્ટ રીતે લંડનમાં ખુલ્લી મુકો, તોપણ હકીકત તો તેવી ને તેવી જ રહે છે, પાર્લામેન્ટમાં ભેગા થયલા અંગ્રેજ લોકોએ હિંદુસ્થાનમાં ૧૫ કરોડ લોકોપર જુલમગાર રીતે રાજ્ય કરવાની જોખમદારી હોરી લીધેલી છે જુલમગારીપણાનો નિયમ તેઓએ અનુસરવા માંડ્યો છે, અને તે કામ ઇંગ્લંડની પ્રજાને આફત તથા શ્રાપના કારણ સિવાય બીજું કંઈ હોય તેવું મને ભાસતુ નથી.'' મોરલીકૃત 'કૉબડનનું વૃત્તાંત' ભા. ૨ જો, પા. ૩૬૦–૬૧ મું.

પાનુ ૯૪ મું–"ચરબી લગાડેલા કારતુસ પોતાને જ્ઞાતિભ્રષ્ટ કરવાના હેતુથી દાખલ કીધા હતા એવું જે સિપાઇઓનું માનવું હતું, તે માટે મારા ધારવા મુજબ શંકા ઉઠાવવાની જરૂર નથી. પણ એવો જુઠો બુટ્ટો તેઓએ ખરો માન્યો, કારણ કે તેમના પોતાના પ્રાંત( અયોધ્યા )ના સબંધમાં બ્રિટીશ લોકોના કૃત્યથી રાજ્ય કરનારી સત્તા પરથી તેમનો એટલો બધો વિશ્વાસ ઉઠી ગયો હતો કે તેમની સામે થતી ગમે તે વાતો ખરી છે એવુ સમજવાને તેઓ તૈયાર થઈ ગયા હતા......ઘણે દરજ્જે અયોધ્યાનું સંયોજન અને તે પછી થયેલાં કામો, તથા થોડે દરજ્જે ચરબીનો ખરેખરો ઉપયોગ, એ બેથી સિપાઇઓને અવિશ્વાસ લાવવાનું સબળ કારણ મળ્યું હતું '' કર્નલ મેલીસનકૃત 'કે સાહેબના સિપાહીઓના બળવાનો ચાલુ ભાગ ૧ લો, પા. ૩૫૧–૫૨ મુ.'

† જોન બ્રાઇટે ૧૮૫૯ માં કહ્યુ હતુ:–"જે રાજવંશી કુટુંબો એક વાર હિંદુસ્થાનમાં રાજ્ય કરનારા હતા, જેઓ હમણાં એક વાર પોતીકી કહેવાતી ભૂમિમાં ઘર વગરના ભટકનારા જેવા થાય છે અથવા જે પરદેશીઓએ તેમનાં ધનમાલ લઈ લીધાં છે. તેમની ઉદારતાથી મળેલા પેન્શનપર દહાડા ગુજારતા થયા છે કેટલાક જમાના સુધી જેઓ ઉમરાવ, ઉદાર અને નમ્ર હતા તેઓ આ વખતે સાધારણ વર્ગના લોકોમાં ભેળાઈ ગયા છે."

પાનુ ૯૫ મુ–'કોઇપણ હિંદુસ્થાનનો દેશી રાજા હૈયાત રહેવો જોઇએ નહીં.' "બસેં ને પચાસ નાના રાજાઓ રાજ વગર જલદીથી અદૃશ્ય થવા જ જોઇએ છે.'' ફ્રેંડ ઑફ ઇંડિયા

પાનુ ૧૦૦ મુ–કંપનીની નાણાં સબંધી વ્યવસ્થા કરવાની મુખ્ય રીત ખરચાળ તથા જુલમગાર હતી તેની રાજનીતિ વધારો કરવાની તથા રાજસંયોજન કરવાની હતી. અનુભવમા જોવામાં આવતુ તે પ્રમાણે તેના રાજ્યકારભારમાં કોઈ જોખમદાર રહેતુ નહીં, કોઈ દુર્લભ પ્રસંગ સિવાય અથવા એક બીજા પક્ષના લાભ ખાતર હોય તે સિવાય પાર્લામેંટમાં હિંદુસ્થાન સબંધી કામકાજની કોઈ વાતો સાભળતુ નહોતુ. ગવર્નર જનરલ મરજીમાં આવે તેમ વર્તતા હતા બોર્ડ ઑફ કંટ્રોલનો સરનશીન સ્વેચ્છાચારી હતો હિંદુસ્થાનની અંદર રહેલાં સાધનો માટે તદ્દન બેદરકારી બતાવવામાં આવતી હતી.

પાનું ૧૦૪ મુ–"હિંદુસ્થાનના બળવાએ ફકત એક જ જણને પેદા કીધો હતો, અને તે એક જણ એક **સ્ત્રી** હતી ''

પાનુ ૧૦૫ મું–"આ ભૂમિના લોકો તરફ બજાવવાની આપણી ફરજ આપણે બજાવી નથી એવું હુ માનું છુ'' લૉર્ડ મેયો

પાનુ ૧૦૬ મું–"વેર ! વેર ! ટાઇમોથીઅસ બૂમ પાડી બોલી ઉઠે છે; જુઓ પરીઓ ઊંચે નીકળી આવે છે; જુઓ તેઓ જે સર્પ ઉછેરે છે તેઓ તેમના પોતાના માથાના વાળમાં કેવા ફુફાડા મારે છે; અને તેમની દૃષ્ટિમાથી કેવા ચમકારા નીકળે છે." ડ્રાઇડન.

પાનું ૧૦૭ મું–"પણ બળવાખોર સિપાહીઓના ટોળાંને તથા તેઓ સઘળા મરી ગયા નહોતા તેથી તેમાના સંખ્યાબંધને સળગાવી દીધા તેના જેવું ઘાતકીપણું હિંદુસ્થાનમાં આપણાં કૃત્યોમાં આપણને જણાતું નથી." હર્બર્ટ સ્પેન્સરની સ્ટડી ઓફ સોસીઓલોજીની પ્રસ્તાવના, પાનું ૨૦૮ મુ

દિલ્હી સર કીધા પછી, સર જોન લોરન્સને લખી જણાવતાં મુબઇનો ગવર્નર લોર્ડ એલફીન્સ્ટન કહે છે કે અર્ધો જંગલી ઇરાની નાદીરશાહ, જેણે દિલ્હીને ૧૭૩૮ માં ભેદાનમેદાન કીધુ હતું, તેના કરતાં અંગ્રેજ જીતનારે આ વેળાએ ઘાતકીપણામા ચઢિયાતપણુ મેળવ્યું છે.

પાનું ૧૧૪ મું–"લોકોની સ્થિતિ તેમના પોતાના દેશી રાજ્યોના તાબામાં તેઓ હોય છે તે વખતના કરતાં સારી થશે તે માટે મને અતિશય શક છે. દરેક બળવો દબાવી દેવાને, દરેક પરદેશીના હુમલા દૂર કરવાને, અને કોઇ પણ દેશી રાજ્યની પ્રજા નથી ભોગવતી તેવું સારું રક્ષણ પોતાની પ્રજાનું કરવાને અંગ્રેજ સરકાર પોતાના બળને લીધે શક્તિમાન્ થાય છે. તે રાજ્યોમાં નહિ જણાયલું તેવું સંસારી જુલમમાંથી રક્ષણ તે પ્રજાને અંગ્રેજ સરકારના કાયદા કાનુન તથા રાજ્યબંધારણથી વળી મળે છે. પણ આ કાયદાઓ તેમને ઘણા જ મોંઘા પડ્યા છે; સ્વતંત્રતા, સ્વદેશાજનતા, અને જે જે વસ્તુથી પ્રજા માન પામે છે તે, સઘળાનો ભોગ આપીને આવા કાયદા તેઓએ મેળવ્યા છે. વેપારીઓ, મીરાસીદારો અને ખેડુતો તરીકે પોતાના જુદા જુદા ધંધા ધાસ્તી વગર બ્રિટિશ પ્રાંતના દેશીઓ ચલાવે તથા શાંતિમાં પોતાની મેહેનતના ફળનો ઉપભોગ કરે; પણ શાંતિમાં આબાદી મેળવવાની પ્રાણી માત્રને આ સ્વાભાવિક સ્થિતિ ઉપરાંત વધારે કશાની તેઓમાથી કોઈ પણ ઉમેદ રાખી શકે નહીં, પોતાના દેશના કાયદા બંધારણમાં અથવા દિવાની કે લશ્કરી રાજ્યકારભારમા કોઈ પણ પ્રકારનો ભાગ લેવાની કોઈ પણ આશા રાખી શકે નહીં, જેઓ જાહેર સરકારી ઓદ્ધાઓ ભોગવે છે અથવા તેને માટે લાયક છે તેમનું અનુકરણ કરવાથી દેશીઓનાં લક્ષણ બંધાય છે; જ્યાં એવા માણસો હોતા નથી, ત્યાં પ્રજાના બીજા કોઈ વર્ગના પુરુષોમાં કોઈ પ્રકારની શક્તિ આવી શકતી નથી. આનું પરિણામ દરેક બ્રિટિશ પ્રાંતમાં જોવામાં આવે છે, જેના રહીશો હિંદુસ્થાનમાં ઘણી જ અધમ અવસ્થાએ બેશક પોહોંચેલા છે. લશ્કરી ખાતાંમાં જેઓ સુબેદાર કરતાં ઉંચી પદવીએ ચઢી શક્તા નથી, જ્યાં સેનાધિપતિથી સનદી અમલદાર (એન્સેન) જેટલે દરજ્જે ઉતરતો છે તેટલે દરજ્જે એન્સેનથી તે (સુબેદાર) ઉતરતો છે. એવા માણસો તરફથી, તથા દિવાની ખાતામાં હલકી ન્યાયખાતાંની કે મેહેસુલ ખાતાંની નોકરી કે જેમાં તેઓને મળતા ટુંકા પગારનો બદલો આડા હાથ મારવાથી (લાંચ રૂસવતથી) તેઓ વાળે છે તેવી નોકરી કરતાં કંઈ વધારે ઊંચી પદવીની જેઓ આશા રાખી શકે નહીં તેવા માણસો તરફથી ઊંચા પ્રકારનાં લક્ષણની વક્કી રાખી શકાય નહી."

"તેટલા માટે અંગ્રેજ લશ્કરે હિંદુસ્થાનમાં મેળવેલી જીતનું પરિણામ એટલું થશે કે સઘળી પ્રજાની સ્થિતિ સુધારવાને બદલે તે ઉલટી અધમ થશે. પોતાના દેશના રાજ્યકારભારમાં દેશીઓને ભાગ લેતા બ્રિટિશ હિંદુસ્થાનમાંથી જેમ તદ્દન અટકાવવામાં આવેલા છે તેવી રીતે કોઈ પણ જીત વેળાએ થયેલું હોય તેવો કદાચ એક પણ દાખલો નથી." લોર્ડ મનરો.

પાનું ૧૧૯ મુ–"ઘણા જ ગરીબ વર્ગના ખેડુતોને ઘણું નુકસાન પોહોંચાડી સ્ટાંપ આફટથી મેહેસુલમાં વધારો કીધો છે......મુકરદ્દમા લડવાનું કામ ઘણું વધી પડ્યુ છે." સર જેમ્સ કેર્ડ.

પાનું ૧૧૯ મું–"ઇગ્લંડના મહત્ત્વનો આધાર ઘણે દરજ્જે તેની રુડી કીર્તિ તથા પ્રમાણિકપણે કામ કરવાની આબરુપર રહેલો છે."

પાનું ૧૨૦ મું–હાઉસ ઓફ કામન્સમાં મી૦ જોન બ્રાઇટ બોલ્યો હતો કે:–"હિંદુસ્થાનમાં ચાલે છે તેવો રાજ્યકારભાર કે જેના પર કર ભરનારાઓનો જરા પણ અંકુશ નથી, તેવા કારભાર વિષે નામદાર ગૃહસ્થોએ જરા કલ્પના કરવી. આપણે સઘળા જાણીએ છિયે તે મુજબ, હિંદુસ્તાનના અસંખ્ય રહીશોનો કોઈ પણ પ્રકારે ત્યાંના કારભારપર સેજ પણ અંકુશ નથી, તેમ તેનાપર કોઈ સ્વતંત્ર અંગ્રેજ પ્રજાનો, લોકમતનો પણ અકુશ નથી; જે મત ત્યાં રહેલા છે તે સરકારનો પોતાનો અથવા લશ્કરી અને સીવીલ ખાતાંના અધિકારીઓનો, મુખ્યત્વે કરીને છેલ્લા ઓના ફક્ત ત્યાં મત ગણાય છે. પણ તેઓ કંઈ કર ભરનારાઓ નથી; તેઓ તો કરનો ખરચ કરનારા તથા ઉપભોગ કરનારા છે, અને તેટલા માટે દરેક શાણા તથા પ્રમાણિક રાજકર્તાને માથે જે મોટી ફરજો રહેલી છે તે બજાવવાને માટે ત્યાની સરકાર ઘણીજ કમનસીબ સ્થિતિમાં આવી પડેલી છે. સીવીલ સરવીસના અધિકારીઓ, કેટલાક હક્ક તેઓ ભોગવે છે તેથી મગરૂર છે, તથા હું કહું છું કે ઘણાબરા જુલમગાર છે...અને લશ્કરી અમલદારો, કર ભરનારા તથા સીવીલીઅનોના દૃઢ ઠરાવથી તેઓને જ્યા અંકુશમાં રાખવામાં નથી આવતા ત્યાં સઘળી જગ્યાએ હોય છે તે પ્રમાણે વધારે ખરચ કરવા માટે ધોંધાટ કરી રહેલા તથા અસંતોષી છે."

"સાધારણ વ્યવહાર, જ્ઞાનવાળી બુદ્ધિનો, દેશનો વતની, રહીશ જાણે કે પ્રેરણા બુદ્ધિથીજ જે જાણે છે, તે બાબત તેઓને (પરદેશીઓને) ધીમે ધીમે, અને તે પણ અપૂર્ણ રીતે, અભ્યાસ તથા અનુભવથી શીખવું પડે છે," વગેરે.

પાનું ૧૨૧ મુ–"હું તે લોકોની તરફથી અરજ કરું છું. પાછલાં ઘણાંએ વર્ષ થયાં દયા વૃત્તિ તથા ન્યાય માટે મેં તમને વિનંતી કીધી છે: અને હમણાં હું ઘણી આતુરતાથી કહું છુ તો તેનું કારણ એટલુંજ કે જે બાબત માટે હાલ હું બોલું છું તે મને ઘણી પ્રિય છે. અંગ્રેજ લોકોના મનમાં લાગણી ઉત્પન્ન કરવાનું, આપણા અહીંના રાજ્યકર્તાના ગુન્હા તથા ભૂલોથી તે કમનસીબવાન દેશપર જે દુઃખનો વરસાદ વર્ષે છે તેનું તેમને ભાન લાવવું તે શું અશકય વાત છે? દેશીઓના સામા તમો સખ્ત હૈયાના થયા હો, તેમનાં દુઃખ જોઇને તેમને માટે લાગણી દર્શાવવાને કોઈ બાબત તમને ઇશ્કેરતી ન હોય, તોપણ તમારા પોતાના દેશી ભાઇઓ ઉપર તો કંઈ દયા લાવો. હું કહું છું તેપર પુરો વિશ્વાસ રાખજો કે હાલમાં હિન્દુસ્થાનમાં જે કારભાર ચાલી રહ્યો છે તે થોડા વખતમાં ઘણું ભયકર રૂપ ધારણ કરશે"–જોન બ્રાઇટ.

† "આપણી નાણાંસબંધી સ્થિતિ જેવી સારી હોવી જોઇએ તેવી નથી તેવું મને જણાવા માંડે છે. લોકોના પૈસાનો ગેરઉપયોગ ઘણો થયો છે, અને ઘણા સખ્ત ઉપાય કામે લગાડવાની તથા તે માટે ઘણા કડવા સુખન કહેવાની મને જરૂર પડી છે." (ત્રણ માસ પછી એજ નામદાર સર હેન્રી ડુરાંડને લખે છે કે:–) "લશ્કરમાં ઘટાડો કરવાની જરૂર પડે, કે દિવાની ખાતામાં ખરચ કમી કરવા પડે,

કે બાહેર બાંધકામ થતાં અટકાવવાં પડે, ગમે તેમ થાય પણ હવે ફરીથી મહેસૂલમાં ખાડો ન પડવા દેવો એવો મેં ઠરાવ કીધો છે."

પાનું ૧૨૨ મું-ઇગ્લંડમાં ગણાતો દરમાયો જે સરકારી નોકરો માટે આખી દુનિયામાં ભારેમાં ભારે છે તે મુજબ (રાજકારભારની) તે નોકરી બદલ પગાર આપવાનું હિંદુસ્થાનથી બની શકે નહીં; પણ પોતાનો દેશી દરમાયો, જે એવી નોકરી માટે આખી દુનિયામાં કદાચ ઓછો છે તે મુજબ તે નોકરી માટે પગાર હિંદુસ્થાન આપી શકે છે."

† "આ દેશમાંથી ગયેલા એબીસીનિયામાં રોકેલા લશ્કરનો સાધારણ ખરચ હિંદુસ્થાને આપ્યા કરવો, એ ઠરાવ જાણીને હું ઘણો જ દિલગીર થયો છું...બેશક આ ભાડે આપ્યાનો કે ઉછીના આપ્યાનો સવાલ નથી, પણ જે દેશ લશ્કરને ઉપયોગમાં લે છે તે દેશે ખરચ આપવો જોઇએ એટલી જ વાત છે. બળવા વખતે કામે લગાડેલું અંગ્રેજ લશ્કર જે ઇગ્લંડથી આવ્યું હતું તેનો સઘળો ખરચ હિંદુસ્થાનની તીજોરીમાંથી આપ્યો હતો એ મારૂં કહેવું ખરું છે એવું હું માનું છું. વળી ચીનની લડાઇના ખરચનો કોઇપણ ભાગ હિંદુસ્થાન પાસે લહેણો કાઢ્યો હતો એવું મારા જાણવામાં નથી. મારી ખાતરી છે કે તેમ હોવું ન જ જોઇએ," વગેરે-લોર્ડ લોરેન્સે સર સ્ટાફર્ડ નોર્થકોટને લખેલું-૧૮૬૭-૬૮ માં.

લોર્ડ ક્રેનબ્રુક...... લખે છે કેઃ-"કોઇપણ વખત ન ચલાવેલી એવી ઘાતકીમાં ઘાતકી એક લડાઇ."

"હમણાં જે રસ્તો લેવામાં આવનાર છે તેમાં ખાસ અન્યાયની વાત નીચે પ્રમાણે છેઃ-હિંદુસ્થાનના કોઇ કામના અર્થે આપણે અંગ્રેજ લશ્કરને ઉપયોગમાં લાવીએ છિયે, બળવા વખતે કીધેલું તેમ; ત્યારે તે દેશમાં લશ્કર જે ક્ષણે પગ મુકે છે તે ક્ષણથી તેનો સઘળો ખરચ હિંદુસ્થાનની તીજોરીમાંથી આપવામાં આવે છે; પણ હિંદુસ્થાનના લશ્કરને શેહેનશાહી ઉપયોગ માટે કામે લગાડવામાં આવે છે ત્યારે આપણે કહીએ છિયે કે હિંદુસ્થાને તેનો ખરચ આપવો જોઇએ." હેન્સાર્ડ, ગ્રન્થ, ૧૯૦, પા. ૪૦૭.

પાનું ૧૨૩ મું-એક ફ્રેંચ ગ્રંથકાર લખે છે કે.-"સ્વતંત્ર સંસ્થાનો બાબત જ અંગ્રેજ સરકારને વિચાર કરવાનો નથી; જે પ્રજામત હમણાં પોતાનું બળ જણાવવા માંડે છે તે પણ ધ્યાનમાં લેવાનું છે. મહારાણીના સીધા કારભાર તળે રહેલા ૧૫ કરોડ હિંદુઓ પોતાના દેશના રાજકારભારની કંઈ કાળજી રાખતા નથી અને ઢોરનાં ટોળાં માફક દોરવેલા દોરવાય છે એવું ધારવું ભૂલ ભરેલું ગણાશે .....(રાજનીતિ તરફ જણાતી ચંચળતાના સંબંધમાં) આ ઔત્સુકતા સામાન્ય છે; છેક હલકા વર્ગના લોકમાં પણ તે પસરેલી છે, અને તેમની જિજ્ઞાસા પૂરી પાડવાની ખાતર સંખ્યાબંધ વર્તમાનપત્રો નીકળ્યાં છે." "રેવ્યુ દે દો મોન્દ"

પાનું ૧૨૪ મું-"આપણી પડોસનાં રાજ્યો સાથે નિખાલસ મનથી સંબંધ રાખવો અને હંમેશાં સ્નેહભાવથી તેમની સાથે વ્યવહાર ચલાવવો, એજ કોઈ દિવસ પણ વચમાં પડવાની જરૂરીયાતથી આપણને સારી રીતે બચાવશે એવું હું માનું છું. તેજ કારણને લીધે કેટલાકને સમજાવવામાં હું ફત્તેહ પામ્યો છું ને થોડા વખતમાં સઘળાઓને બતાવીશ કે તેઓ ઘણા બળવાન્ તથા સ્વતંત્ર થાય એવી ઇગ્લંડની ઈચ્છા છે." નામદાર મહારાણીશ્રીના એક પ્રધાનને લોર્ડ મેયોએ લખેલું.

† 'હિંદુસ્થાનની મહેસૂલમાંથી વધતો જતો ભાગ જે હાલમાં એક તૃતીયાંશ થયો છે, તે ઇગ્લંડમાં ખરચાય છે. એવી કમનસીબવાન સ્થિતિમા હાલમાં હિંદુસ્થાન આવેલું છે."

પાનું ૧૨૫ મું-"અમે વર્ષે અફઘાન લડાઇમાં થયેલો જંગી ખરચ, આશરે ૧,૫૦,૦૦,૦૦૦ પાઊંડ તે સંબંધી હું બોલ્યો હતો. ઇગ્લંડના લોકોનાપર નાંખેલા કરમાંથી આ આખો ભાગ લેવો જોઇતો હતો, કેમકે ઇંગ્લંડના પ્રધાનમંડળે અંગ્રેજ લોકોના હેતુ તરીકે મનાયલા કારણ માટે એ લડાઈ ચલાવવાનો હુકમ કાઢયો હતો"

પાનું ૧૨૬ મું-"એક ક્ષણવાર જરા હિંદુસ્થાન તરફ જુઓ. હિંદુસ્થાન તમારો એક ખુલ્લો બજાર છે; જકાતની હરકત નડ્યા વગર તમારાં કારખાનાંઓનો સામાન જેમાં દાખલ થઈ શકે છે તેવુ તે એક જ મોટું બંદર છે........ હિંદુસ્થાન હોય તો સસારી વ્યવસ્થાને તે તદ્દન જોખમ ભરેલું થઈ પડે તેટલે દરજ્જે બર્મીંગહામના રોજગાર વગરના લોકોની સખ્યા ઘણી વધી પડશે." લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલ. અક્ટોબર. તા૦ ૨૩, ૧૮૮૫.

વળી લોર્ડ મેયો લખે છે કે -"આપણા પ્રાંતોમાં તથા મધ્ય એશિયાના સસ્થાનમાં, અબાલામાં મળેલી સભાને લીધે આપણી સત્તા ઘણે દરજ્જે દૃઢ તથા સબળ થઈ છે; અને જો આપણે લોકોને એટલુ જ સમજાવી શકીએ કે વચમાં ન પડવુ તથા સલાહ રાખવી એવી આપણી રાજનીતિ છે, અને આ સમયે પગપેસારો ન કરનાર રાજ્ય એશિયામાં ફક્ત ઇગ્લંડનું જ છે, તો પહેલા ન ભોગવેલી હોય એવી સત્તા પુર અમલથી આપણે ભોગવી શકીશું" હટર સાહેબનું 'મેયોનું વૃત્તાંત,' પા. ૨૭૧ મું.

‡ લોર્ડ લોરન્સ કહે છે કે.-'બીજા સંસ્થાનો કરતાં હિંદુસ્થાન સાથે જૂદા જ પ્રકારની નીતિ ચલાવવામાં આવે છે.'

પાનુ ૧૨૬ મુ:-§" હિંદુસ્થાન જેવો એક મોટો દેશ આપણા આબરૂદાર કુટુંબના નાના છોકરાઓને પૈસા મેળવવાને સગવડવાળી જગ્યા છે એવું આપણા દેશીઓનો મોટો ભાગ ગણે છે. ત્યાંના લોકોની સ્થિતિ માટે આપણે તદ્દન નિરાંત રાખીએ છિયે."

પાનું ૧૨૭ મુ-(ડયુક ઓફ વેલીંગ્ટન જેવો સમર્થ પુરૂષ લખે છે કે:)-દેશી રાજાઓને આપણે આપણા તહનામામા સ્વતંત્ર રાજ્કર્તા તરીકે સ્વીકારેલા છે. ત્યાર પછી આપણે તેમના દરબારમા રેસીડંટો મોકલ્યા. એલચી તરીકે વર્તવાને બદલે તેઓએ હુકમ આપનારાઓની ફરજ બજાવવા માંડી, સઘળા ખાનગી ખટલાઓમાં હાથ ઘાલ્યો, તેમની સામે થયેલા તાબે ન રહે તેવા લોકોની વાતો સાંભળવા માંડી ઉત્તેજન આપ્યુ, અને પોતાની સત્તાના ઉપયોગનો ઘણો જ ભપકાવાળો દેખાવ દીધો."

† "આ ઉપરથી જણાશે કે આશરે ૧૮½ ટકા કર વધાર્યો છે, છતાં મહેસૂલ વધારો (વસ્તીના વધારાની બાબત ધ્યાનમાં લેતાં પણ) આશરે ૧૨½ ટકા ફક્ત હતો." લોર્ડ હોબર્ટ (તેમનું વૃત્તાંત ભાગ બીજો, પા. ૯૯ મું)

‡ માજી લોર્ડ હોબર્ટ જેના કરતાં હિંદુસ્થાનના ગરીબોનો વધારે સારો મિત્ર કોઈ ન હોતો તે એક બીજે ઠેકાણે જણાવે છે કે. 'નિરાધાર અને ગરીબ ખેડુતપર મુકેલો કર, જે ખરૂં જોતાં જજીયા વેરો છે, તેમાં વધારો કરવાને હું ઘણો જ નારાજ છુ એવુ હું કબુલ કરૂં છું" (વૃત્તાંત ભાગ ૨, પા. ૪૮૯ મું) લોર્ડ હારટીંગટન... ભાષણ કરતાં બોલ્યો હતો કે:-" આપણાં અમેરિકાનાં સંસ્થાનોપર અંગ્રેજ સરકારે

ઘણો ભારે કર મુક્યો હતો, અને શહેનશાહી કામો માટે તે કર મુકયો હતો કે જેથી આપણે અમેરિકાનાં સંસ્થાનો ગુમાવ્યાં હતાં એવું મારૂ ધારવું છે."

પાનું ૧૨૭ મું—જ્યોર્જ કેંપબેલ લખે છે કે: "હાલમાં છે તેના દશમા ભાગનો બીડાપર કર ફક્ત મુસલમાન રાજાઓના વખતમાં હતો."

પાનું ૧૨૮ મું—"જમીનના ખેડુતો સરકારને જમીનનો કર આપે કે ખાનગી જમીનદારોને ભાડું આપે તેમાં તેઓના જ સંબંધમાં તો તેઓને કંઈ લાભહાનિકારક નથી વગેરે ......... તેટલા માટે તે દેશના લોકોપર કરનો બોજો કેટલો પડેલો છે તે સાબીત કરવા સારૂ, હિંદુસ્થાનમાં જુમલે કર કેટલો ઉત્પન્ન થાય છે એ જેઓ ટાંકી બતાવે છે તેઓ તદ્દન ભૂલ કરે છે."

"કુલ સત્તાવાળા ખાતાના ઉપરીઓના નિરકુશ ઠરાવના કરતાં ચિંતા ઉત્પન્ન કરે તેવું વધારે ભારે કારણ તો આપણી મહેસૂલ સબંધી રાજનીતિમાં ઠેરઠેર જોવામાં આવતું મોઘમ વચન કે **દેશની જમીનપર, દેશનાં રહીશોનું માલકીપણું નથી પણ સરકારનું છે** એ છે" 'સ્ટેટ'—રાજ્ય જ્યારે પ્રજાનું બીજું નામ હોય તેવું ગણીયે ત્યારે જમીનનું માલીકીપણું રાજ્યનું એમ કહેવામાં ઘણી અડચણ નથી; પણ જે થોડાએક પરદેશીઓ જમીનમાથી મળેલી મહેસૂલ (૭૦,૦૦,૦૦૦ પાઉંડ)નો આશરે એક તૃતીયાંશ ભાગ તેઓના પોતાના નોકરોના પગારમાં વાપરે છે અને જેઓને આ દેશમાં રહેવાની સ્થાયી જગ્યા નથી તથા દેશના નસીબમાં જેઓને જોખમ વેઠવાનું નથી, તેવાઓ રાજ્યના પ્રતિનિધિ તરીકે હોય ત્યારે તો આ વાત તદ્દન જુદી જ છે. હમેશને માટે જેમાં દર ઠેરવેલા છે તેવા પ્રાંતો સિવાય હિંદુસ્થાનમાં બીજે બધે જ આવા નિયમને અનુસરી આપણે વર્ત્યા છીયે તેથી જ ખેડુત વર્ગને આવી કંગાલ સ્થિતિમાં આપણે લાવી મુકયો છે." (પાનું ૫૩-૫૪ મું)

પાનું ૧૨૯ મું—"હિંદુસ્થાનની સ્થિતિ જેઓ બરાબર જાણે છે તેનો ઘણોખરો એકમત એવો છે કે સારી રીતે રાજકારભાર ચાલતાં અનેક નાનાં દેશી રાજ્યોનો સમૂહ હિંદુસ્થાનની રાજનીતિ સંબંધી અને વ્યવહારનીતિના વધારા માટે ઘણો લાભકારક છે......સંપૂર્ણ રીતે આપણે સમજવું અશકય એવી યોગ્યતા તથા સમાનતાપણું તે (દેશી રાજ્ય)માં તેઓ માટે સમાયલાં છે." લોર્ડ કેનબોર્ન (૧૮૬૭).

પાનું ૧૩૦ મું—પોતાની હઠીલાઈ તથા હલકા વિચારોથી ઔરંગઝેબે પોતાની પ્રજાની પ્રીતિ ખોઈ હતી. પરંતુ એના અમલમાં પણ પોતાના ધર્મની ખાતર એક પણ હિંદુને મારી નાંખ્યો અથવા કેદ કીધો અથવા તેના માલપર કર મુકયો હોય એવું જણાવું નથી; અથવા ખુલ્લી રીતે પોતાના બાપદાદાના ધર્મ પ્રમાણે ચાલવામાં કોઇ પણ સખસને કદી સવાલ કરવામાં આવ્યો હોય એવું ખરેખર માલમ પડતું નથી." એલફીન્સ્ટનનો ઇતિહાસ ભાગ ૨ જો, પા. ૫૫૨ મું.

પાનું ૧૩૧ મું—એચ. સી. ઇરવીન પોતાના 'હિંદુસ્થાનનો બાગ' નામના પુસ્તકના પૃષ્ઠ ૩૦૭ લખે છે કે:—

"તેઓ (સાધારણ વર્ગના લોકો) ઘણીકવાર પેટપુર ખોરાક પામી શકતા નથી, ઘણુખરૂં જોઇએ તેટલાં લુગડાં તેમને મળતાં નથી, અને પોતાનું કહી શકે તેવું, એક સરખી રીતે, તેમની પાસે કંઈ નથી."

ધંધો કેમ ગયો તે માટે ઇરવીન લખે છે કે:—દેશી રાજ્યના વખતમાં રૂ કાંતવા

વણવાનો, મીઠું પકવવાનો અને દારૂના કૂંડનો એવા ત્રણ મુખ્ય ઉદ્યોગ હતા. આમાંનો પહેલો મેન્ચેસ્ટરની હરીફાઇથી પડી ભાંગ્યો છે. કાયદા બાંધવાથી જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે તેથી બીજો ઉદ્યોગ નાશ પામ્યો છે; અને એક મોટા વર્ગનો ધંધો જતો રહ્યો છે ........મીઠું પકવવાનું કામ ભાંગી પડવાથી ૪,૦૦,૦૦૦ પાઉંડનું મીઠું દર વર્ષે બહાર ગામોથી આવે છે." 'હિંદુસ્થાનનો બાગ.' પાનું ૩૦ મું.

એક ગ્રથકાર લખે છે કે-"કુપરસ હીલ કોલેજ જે હિંદુસ્થાનના કર ભરનારાપર ૭,૩૮૩ પાઊંડનો બોજો નાખે છે, તે પરમેશ્વર જાણે કે હજી શા માટે ચલાવી રહેલા છે."

પાનું ૧૩૧ મું–મી૦ ગ્લાડસ્ટનના પણ આ શબ્દો અગત્યના છે' આવા કારણોને લીધે, આગસ્ટની તેરમી તારીખ કે જે વેળાએ આમની સભા સાત માસ સુધી બેઠેલી હોય છે તે તારીખ પહેલા અમે હિંદુસ્થાનના બજેટની તકરાર માટે કોઈ દિવસ વહેલો કાઢી શકતા નથી."

પાનું ૧૩૨ મું–"હિંદુસ્થાન તરફ તેઓની ફરજ બજાવવાની તેમની ખાયેશ થાય તો તે દેશમાં મોટા અને સારા માણસો હોય તેમની મદદ અને સલાહ લેવાથી જ ફક્ત તે ફરજ બજાવી શકાય હિંદુસ્થાનના વતનીઓમાં રાજનીતિની ભારે બુદ્ધિ તથા શક્તિ નથી એ તેમનું કહેવું મૂર્ખાઈ ભરેલું ગણાય. તેઓએ ખરેખર઼ ઘણા મગરૂર થવુ ન જોઇએ. હિંદુસ્થાનના રાજ્યકારભારની સરખામણીમાં અંગ્રેજ રાજકારભાર ઘણે જ દરજ્જે ચઢતો છે, એવું બોલવાને તેઓ હમ્મેશાં તૈયાર થાય છે પણ જો હિંદુસ્થાનના દેશીઓ તેટલા જ ગુણદોષ વિવેચન કરવાનું મનપર લે, તો અંગ્રેજ રાજ્યકારભારમાં પણ વખોડવા જેવી બાબતો કાઢવાને તેઓ શક્તિમાન્ થશે." સર સ્ટાફર્ડ નોર્થકોટ (હેન્સર્ડ, વોલ્યુમ ૧૮૭ મુ, મૈસોરને લગતો વિષય. ૧૮૬૭).

સર જોન લો લખે છે કે-"અંગ્રેજ ગૃહસ્થો ખરચે છે તે કરતાં બચાવે છે વધારે, અને બચાવેલી રકમ તેઓ એક દૂર દેશાવર મોકલી દે છે."

પાનું ૧૩૨ મુ–લોર્ટ મનરો લખે છે કે-"આપણે જે કાયદાઓ માટે મગરૂર થૈએ છિયે તેની અસર ત્યારે આખરે શું એટલી જ કે સઘળે શાંતિ પસરાવવી તથા ત્યાના વતનીઓને એવી અધમ સ્થિતિમાં રાખવા કે તેમાંનો એક પણ કદી સત્તા મેળવવાને માટે યોગ્ય થાય નહીં? નાની નાની જગ્યાઓ સિવાય બીજી કોઈ પણ જગ્યા માટે તેમની પાસે નોકરી ન લેવી એ સંબધી જો સરકારને ઘણી જ ચિંતાનું કોઈ સમયે કારણ હતુ તો આપણી પ્રજાને આટલી બધી હીણપત લગાડનારી તથા આપણું પોતાને ધાસ્તી પોહોંચાડનારી રાજનીતિ છોડી દેવાનો અને એક ઉદાર નીતિ પકડવાનો ખરેખર હવે તો વખત ભરાઈ ગયો છે. પોતાની પ્રજાનાં લક્ષણ સુધારવા એ બ્રીટીશ સત્તાની નીતિ છે, અને તે પ્રજાને ભરોસા અને સત્તા બંનેની જગ્યાઓ આપીને તેમના પોતાના મનમાં પોતા માટે ઊંચો મત આણવાથી એ હેતુ પાર પડશે તેટલો બીજાથી નહીં પડે"

પાનું ૧૩૩ મુ–"હું જે કરૂ છું તેમાં મારો એક જ હેતુ રહેલો છે; **આ ભૂમિના લોકો તરફ બજાવવાની આપણી ફરજ આપણે બજાવી નથી એવું હું માનું છું.** જીત મેળવનારી કોમ માટે કરોડો રૂપિયા ખરચવામાં આવ્યા છે, તે જ રૂપીઆ આ ભૂમિના પુત્રોને શ્રીમંત બનાવવાને તથા ઉંચ સ્થિતિયે લાવવાને ખરચી

શકાતે......વગવસીલાઓમાં ઓછા ખરચવા અને લોકો માટે વધારે ખરચવા એ સિવાય આમ થવું અસંભવિત છે......હિંદુસ્થાનના લોકોનું ભલું કરવું એ આપણો મુખ્ય હેતુ છે. તેઓના લાભ માટે આપણે અહીં નથી આવેલા તો આપણે અહીં તદ્દન રહેવું ન જોઇએ."

પાનું ૧૩૩ મું-"હિંદુસ્થાનની કંગાલ સ્થિતિની સાબિતી આપતો 'ઇન્કમટેક્ષ" કેવે પ્રકારે થોડો લાભકારક છે તે વાત નીચલી બાબતપરથી સ્પષ્ટ થશે; એક પાઉંડે અઢી પેન્સ એટલે સેંકડે એક ટકા કરતાં સેજ વધારેના કરથી ફક્ત ૫,૦૦,૦૦૦ પૌંડ ઉત્પન્ન થાય છે, અને અહી જેમને કર ભરવો પડતો નથી તેવાઓની આવકપર એ કર (હિંદુસ્થાનમાં) પડે છે." મી૦ ફોસેટ ઇન્કમટેક્ષ માટે બીજાજ પણ જોઇએ તેવા સબળ કારણને લીધે વાંધો ઉઠાવે છે; તે એ છે કે "હિંદુસ્થાન જેવા ગરીબ દેશમાં ઉદ્યોગ સંબંધી વધારો એથી અટકે છે." આન. ફોસેટ પોલી. એક. પૃષ્ઠ ૫૩૭ મું.

પાનું ૧૩૪ મુ-"મોટી પ્રજાને જાણે કે ઉગતી અવસ્થામા સંભાળતો હોઉં નહીં એવી અસર મારા મનપર હુ ઇડીયા ઓફીસમાં કામ કરતો હતો તે વેળાએ થઈ હતી. ત્યા થતા ફેરફાર એટલા બધા ઝડપવાળા હતા; હજારો વરસોના જુના વહેમો એટલી ઝડપથી દૂર થતા હતા; કામ કરતા માણસો એટલા બધા સત્તાવાળા હતા કે ભવિષ્યમાં ઉત્પન્ન થાય તેવા સવાલના ઠરાવનુ ભાવી કહેવું, કે તેથી પણ વધારે પોતાની વર્તણુકથી તેની તપાસ કીધા વગર તેનો નિશ્ચય કરવો, એ કોઈ પણ બ્રિટીશ રાજ્યનીતિવેત્તાનું ઉદ્ધતમાં ઉદ્ધત કામ જેવું મને લાગ્યું"

† 'પગારને લીધે તથા દેશી સિપાહીઓ સબોલટર્ન અધિકારીની પદવી કરતા ઉંચે દરજ્જે વધે તેના અસંભવને લીધે હિંદુસ્થાનના લશ્કરમાં ઘણો જ ભારે અસતોષ પેદા થયેલો છે."

‡ "કેટલાંક વર્ષો થયાં કરમાં હમ્મેશાં વધારો થયા કરે છે તેને લીધે દરેક વર્ગમાં, બંને યુરોપીયન તથા દેશી, અસંતોષ અને અપ્રસન્નતાની લાગણી ઉત્પન્ન થયેલી છે મારૂ માનવું એવું છે કે આવી લાગણી જારી રહે એ રાજકીય ભય છે ને તે ભય એવો છે કે તેની અતિશયોક્તિ થઈ શકનાર નથી."

પાનું ૧૩૫ મું-"રાજ્યની સલામતી તેમની સાથે જોડાયલી છે એવે બાહાને સઘળી લડાઇઓનાં ખરચનો એક ભાગ ઇંગ્લંડના રાજ્યકારભાર કરનારાઓ જે સરળતાથી હિંદુસ્થાનના બજેટમાં નાંખે છે તેથી પણ બ્રીટીશ રાજ્યના સ્વાર્થીપણું તથા અન્યાય ખુલ્લા કરવાની દેશી છાપાને વારંવાર તક મળે છે" રેવ્યુડેસ ડયુસ મોન્ડીસ, ૧૫ મી જુન, ૧૮૮૫.

પાનું ૧૩૫ મું-બ્રિટીશ હિંદુસ્થાન, તેની જાતો અને તેના ઇતિહાસ, ભાગ બીજો, પાનું ૩૭૨ મું.

---

## પરિશિષ્ટ ૩ જું

(કર્તાની વધારાની ટીકા)

પાનું ૧૫ મું, ૨૭ લીટી-હેનરી હુબલેના સીપાઇના બળવાની તવારીખ જોવી.

પાનું ૧૯ મુ, ૧૮ મી લીટી-ડયુક ઓફ વેલિંગ્ટનનું જન્મ ચરિત્ર અને પાર્લામેંટની ૧૮૫૩ ની બ્લુબુક.

પાનું ૨૦ મું, ૨૩ મી લીટી-૧૮૬૬માંનુ મી. બ્રાઇટનું ભાષણ.

પાનું ૨૦ મુ,–નોટ–જ્યાર્જ વોશિંગ્ટનના જન્મ વૃત્તાંતમાનું સ્વતંત્ર સંસ્થાઓનુ જાહેરનામુ.

પાનું ૩૨ મું, ૧૩ મી લીટી–રોમના મહારાજ્યમાં પ્રજાજનના બે વિભાગો હતા. રોમનવાસી તે પાટ્રિશિયન, ને નગરજન નહિ પણ જીતાયલા તે પ્લીઓયન. પાટ્રિશિયન સઘળાં હક્ક ભોગવતાં, પણ પ્લીબીયનને હક્ક મળતો નહિ. રાજસભાના પેટ્રન ને પેટ્રિશિયન અને જીતાયલા લાટીન લોક તે પ્લેબ્સ અને તે જ પ્લીબિયન. પાટ્રિશિયન રાજકાજમાં ભાગ લેતા ને પ્લીબિયન અતડા રહેતા, લગ્નાદિ સંબંધથી કોઇ પાટ્રિશિયન પ્લીબિયન થતો તેને ધિક્કારતા, ને પ્લીબિયન પાટ્રિશિયનને ધીક્કરતા હતા. સર્વિયસ ટલ્લિયસે બન્નેને એક સરખા કીધા ને રાજકાજમા ભાગ આપ્યો ત્યારથી એ ભેદ મટી ગયો.

પાનું ૭૨ મુ, ૨૧ મી લીટી–સેમિરામીસ રાણીનો હુમલો ઇ. સ. પૂર્વે ૨૫૦૦–૨૦૦૦ વર્ષ ઉપર થયેલો ધારવામાં આવે છે, એ નિનસની પત્નિ, આસિરિયન ગાદીની ધણીઆણી હતી. સિન્ધુ નદી ઓલંગવા વહાણ, હાથીની સ્વારી લઇને ઉપડી હતી. તેની પાસે ૩૦૦૦૦૦૦ પેદલ, ૨૦૦૦૦૦ હેદલ, ૧૦૦૦૦૦ રથી, ૧૦૦૦૦૦ ઉંટ સ્વાર હતા. તેના હાથી કૃત્રિમ હતા, સીતાબોર આર્ય રાજા (જે સિન્ધ પ્રદેશનો હશે) તે પણ તેટલા જ લશ્કરથી સામો થયો હતો. યુદ્ધમાં સેમિરામિસનો જય થયો હતો, પણ પછાડીથી સીતાબોરે તેણીના સેનનો પુલ ઓલંગતાં પ્રપંચથી નાશ કીધો હતો. હિન્દુસ્થાનના ઇતિહાસમાં આ વૃત્તાંત કેથે નથી. પરંતુ એ ઇતિહાસનું વૃત્તાંત સાચું હશે, કેમકે Sardanapolus નામના લોર્ડ બાયરનના કરૂણાજનક નાટકમાં, સારડન એપેલસ એ જાતે શૃંગારી પુરૂષ હતો અને જેની ઇચ્છા છેલ-છબીલા કાનુડા જેવી હતી. તેનામાં વીરસેનનો જોસ્સો ઉત્પન્ન કરવા તેનો સામો આ પ્રમાણે "સારડન એપેલસ" ની પૂર્વજેણ સેમિરામિસનું ગુણ કથન કરે છેઃ–

*Sal* – Wherfore not ?
Semiramis–a woman only–led
These our Assyrians to the solar shores
Of Ganges
*Sar* – 'Tis most true, And *How* return'd ?
*Sal*.–Why, like a *Man*–a hero; baffled, but Not vanquish'
With but twenty guards, she made
Good her retreat to Bactria
*Sar* – And how many
Left she behind in India to the vultures ?
*Sal*– Our annals say not
*Sar* – Then I will say for them.
That she had better woven within her palace
Some twenty garments, then with twenty guards
Have fled to Bactria, leving to the ravens,
And wolves, and men–the fiercer of the three,
Her myriads of fond subjects. Is this glory ?
Then let me live in ignominy ever.
*Sal* – All warlike spirits have not the same fate.

Semiramis, the glorious parent of
A hundred Kings, althought she fail'd in India,
Brought Persia, Media, Bactria, to the realm
Which she once sway'd–and thou *might'st* sway.
*Sar* – I *sway* them
She but subdued them.
*Sal.*– It may be erelong
That they will need her sword more than your sceptre.

ભાવાર્થ:–

**સાલ**– શા માટે નહિ?

સેમિરામિસ–માત્ર એક **સ્ત્રી**–આ આપણા આસિરિયનોને સૂર્ય પ્રકાશિત ગંગાના કીનારે લઇ ગઈ હતી.

**સાર**–તે ખરી વાત છે. પણ પાછી કેવી ફરી?

**સાલ**–કેમ, એક પુરૂષ તરીકે–એક શૂરવીર તરીકે; ગુંચવાઈ ગભરાયલી, પણ પરાજિતા નહિ. કેવળ વીશ અંગરક્ષકો સાથે, તેણી બેકટ્રીઆ સહિસલામત પાછી ફરી.

**સાર**–અને કેટલાને તેણી પાછળ હિન્દમાં ગીધ્રડાંઓના ભક્ષ તરીકે મૂકતી આવી?

**સાલ**–એ કંઈ આપણા ઇતિહાસોમાં નોંધેલું નથી.

**સાર**–ઠીક, ત્યારે હુંજ તને કહી સંભળાવું. કાગડા, વરૂ અને માણસોને–આ ત્રણમાંથી અત્યંત ક્રૂરને પોતાની પ્યારી પ્રજાના લાખો માણસોને ભક્ષ તરીકે છોડી વીશ ચોકીદારો સાથે બેકટ્રીઆ નાસી તેના કરતા પોતાના રાજમહેલમાં રહીને તેણીએ વીશ વસ્ત્રો વણવા જોઇતા હતા. શું આનું નામ કીર્તિ કે? ત્યારે તો ભાઈ મને અપકીર્તિમાં રહેવા દે.

**સાલ**–બધા જ શૂરવીર મહાત્માઓનો આવો જ ફેજ કંઈ આવતો નથી. સેમિરામિસ, જે સેંકડો રાજાઓની વિખ્યાત માતા છે, તે જો કે હિન્દમાં નિષ્ફળ ગઈ, તો પણ ઇરાન, મિડિયા, બૅકટ્રીઆને પોતાના એકવાર હકુમત ચલાવેલા રાજ્ય સાથે જોડી દઈ શકી હતી—અને તું પણ હકુમત ચલાવી શકશે.

**સાર**–હું તેઓપર હકુમત ચલાવું છુ, જો કે તેણીએ તો તેઓને શરણે કર્યા હતા.

**સાલ**–ભાઈ, હવે વખત એવો આવી લાગ્યો છે તેઓને તારા રાજદંડ કરતા તેણીની તલવારને યાદ કરવી પડશે.

પાનું ૭૫ મું, ૯ મી લીટી–"અગ્રેજ રાજ્ય સ્થપાયા પછી, કેળવણીનો પ્રચાર અધિક થયો છે, તથાપિ પુરૂષત્વ નાશ પામ્યું છે. આખા દેશમાં એક પણ પુરૂષ એવો નથી કે જેને ખરેખરો પુરૂષ કહી શકાય." **બાબુ સુરેન્દ્રનાથ**

પાનું ૭૫, ૧૦ લીટી–પુરૂષ એટલે પુરૂષાર્થવાળો

પાનું ૭૭, નોટમાં વધારો. મી. બર્ક લખે છે કે, "હિન્દુઓ ધર્મિષ્ટ, પ્રમાણિક, સત્યવચની, શૂરા, સાહસિક, પરદેશી તરફ પ્રેમી અને અતિશય જ્ઞાની છે. એમના રીતરીવાજ બહુ રૂડા અને સદા સંતોષી છે. સ્ત્રીઓને પુરૂષ કરતાં વિશેષ માન આપે છે!" કર્નલ મેલીસન દેશીઓ માટે ક્રોધ ભર્યાં વચનો કહે છે કે "દેશીઓનો વિશ્વાસ શો? એ વચનભંગી ને ક્રૂર, કપટી છે. દેશી રાજાઓનાં વચન ઉપર

ઇતબાર ન લાવતાં તેઓને દબેલા રાખવા!!" (ચાર ગૃહસ્થોનાં ચાર પ્રમાણ લક્ષ દેવા યોગ્ય છે જ. પણ મી. બર્કના વિચાર કરતાં કોઇપણ વધારે વજનદાર છે એમ કહેવાશે નહિ. આ નોટ અને ૧૩૧ મા પાનાપર નોટ સાથે વાંચવી.)

પાનું ૮૩ મું ૯ મી લીટી-"રાજા" એ વિશેષણ મૂર્ખ અથવા અક્કલહીન પુરૂષને પણ લગાડવામાં આવે છે, ને તે જ અર્થમાં હવેના રાજાઓ રહ્યા નથી એમ કોણ કહે છે? **અમરીતાબઝારપત્રિકા.**

પાનું ૧૦૮ મું, ૧૬ મી લીટી-આજ સત્ય છે. "રાણીનો ઢંઢેરો જ્યારે બહાર પડ્યો ત્યારે જ દેશી રાજ્યોના કેટલાક હક્કો નબળા પડ્યા, તેઓના દટાયલા ખીલા ઉપડ્યા, ને તાબેદાર ગણાયા. સનદો ને હક્કો આપ્યા, ને તે કબુલ કીધા એટલે મહારાજાની ને રાજાની પદવીનો ભેદ સ્પષ્ટ જણાયો, પણ તે વેળા બ્રિટિશ રાણી આ નવીન પદ લેવાનો સ્પષ્ટ ઢંઢેરો બહાર પાડવાની હિમ્મત કરી શકી નહિ. તે કામ આજે ઓગણીસ વર્ષે મી૰ દીઝરાયલીએ માથે લીધુ છે." પણ રીતસર રાણીને મહારાણી ગણવાનો ઢંઢેરો તો ૧૮૭૭ ના જાનેવારીએ બહાર પડ્યો હતો.

પાનું ૧૧૪ મું, ૯ મી લીટી-"સામસન એગોનિસ્ટિસ" નામનું વીરરસ કાવ્ય મહા કવિ સુરદાસ મિલ્ટને અંગ્રેજીમાં રચ્યુ છે. એનો કથા પ્રસગ બૈબલમાથી લીધેલો છે એ મહાબલિયો ભીમ જેવો હતો, ને એનાથી એના શત્રુ રાજ્યો થરથર કાપતાં હતાં ડેલિલા નામની તે શત્રુઓની એક દીકરીએ પોતાના હાવભાવથી એ બળિયાને વશ કીધો, ને પછી તેની સાથે લગ્ન કીધુ મોહવશ થયેલા સામસનને પૂછ્યું કે, પતિરાજ, તમારૂં આટલું બધુ બળ શામાં છે? ને તે કમભાગ્યવંત પુરૂષે જણાવ્યું કે કેશમાં છે. એક રાતના તે નચિંતે સુતો હતો તેવામાં શત્રુઓએ આવીને, ડેલિલાના કહેવા પ્રમાણે તેના કેશ મુંડી નાંખ્યા, જેથી સામસન નિર્બળ થયો ને કેદ પકડાયો ને તેની આંખો ફોડી નાખવામાં આવી. પછીથી તેના નગરની ઘણી અધમ દશા કરવામાં આવી હતી. જ્યારે તેના વાળ પાછા ઉગ્યા ને છુટો થયો ત્યારે, તે દિવસે શત્રુ પેલિસ્ટિનિશોએ જય મેળવ્યો તેનો ઓચ્છવ કરવા દેવળમા ગયા; જ્યાં સામસન પણ ગયો. એ દેવળ એકસ્થંભી હતું. તેમાં જ્યારે સઘળા લોકો પ્રાર્થના કરવા આવ્યા ત્યારે આ ભીમે પોતાનું વેર લેવા મધ્યનો સ્થંભ ઉંચક્યો કે ગડગડ કરતું દેવળ તુટી પડ્યુ ને સૌ લોક મરણ પામ્યા. મિલ્ટન કવિએ સ્ત્રીઓના ચાળા ચસકા ને તેમનાં ચરિત્ર માટે આ કાવ્યમાં બહુ ઠોક માર્યા છે, ને કેદખાનામાંનો સ્ત્રી પ્રતિ સામસનનો ધિક્કાર તો હૈડું ભેદી નાંખે છે.

પાનું ૧૧૭ મું, ૧૨ મી લીટી-"પાયોનિયર"માં ૧૮૭૭-જાનેવારી, કૈસરે હિન્દના જલસાપરથી નીકળતા સારાંશના સંબંધમાં એક મોટા અધિકારીએ એ પ્રમાણે લખ્યું હતું.

પાનું ૧૧૮ મુ, ૧૧ મી લીટી-કાંટાવાળા પૈસા હજી પણ કહીં કહીં જોવામાં આવે છે. કંપનીના રાજ્ય સાથે સિક્કા પાડવા માંડ્યા ત્યારથી અદલ ન્યાય બતાવવા એ પૈસા પાડવા માંડ્યા હતા. તે ૧૮૫૦ પછી પાડવામાં આવ્યા નથી.

પાનું ૧૧૮ મું, ૨૨ મી લીટી-ગુજરાતમાં જોશીઓ વરસની શરૂઆતે નવા વરસનું ફળાદેશ કહેવાને નીકળી પડે છે, ને તેમાં ભૂત ભવિષ્યના બનાવો કહે છે. ઇંગ્લાંડમાં એડવર્ડ છઠ્ઠાના રાજ્યમાં એક ડોશી નોર્થામપટનમાં એવો ભાવ કહેવાને પહેલવહેલી નીકળી હતી, ને તેણે ઘણા પૈસા ધુતી ખાધા હતા. (એ જ પ્રમાણે આ દેશમાં

પણ થાય છે.) એ ડોશીએ એ "સારા"માં ઘણા કુટુંબોમાં કલહ પેસાડ્યો હતો. પછી રાણી મેરીના રાજ્યમાં તેને ધર્મ નિમિત્તે બાળી મુકવામાં આવી હતી. ગેઈ-કાયલ તથા બીજા કેટલાક ગણીતશાસ્ત્રીઓ જે જે છાપી પ્રકટ કરે છે તે પણ સારો જ છે.

પાનું ૧૨૩ મું, લીટી ૧૦-૧૧ મી-તે સમયની પાર્લામેન્ટની બ્લુ બુક જોવી. ગ્લાડસ્ટન, બ્રાઇટ એની સામા હતા, પણ ઝાઝી તકરાર કે ટક્કર લેવામાં આવી નોહતી. ઓન્સ્રો નામનો એક ઐરીશ મેમ્બર એને 'લૂટારાનો ભાગ" કહે છે.

પાનું ૧૩૧ મું, લીટી ૩૭-"હિન્દુઓ અચપળ વૃત્તિના, ધ્યાની ને તરંગી, ઘણુંકરીને લડાઇના કામથી કાયર, દેશાભિમાનથી રહિત, જાતિભેદથી છુંદાઈ ગયેલા, ધરમમાં સંશયી, અડધા જંગલી અને વહેમથી ગંઠાયલા છે." "First Englishman in India"

"હિન્દુઓ ધર્મિષ્ઠ, મળતાવડા, અજાણ્યા ને સત્કાર કરનારા, વિદ્યાજ્ઞાનની આસક્તિવાળા, હોંસથી દેહકષ્ટ કરનારા, પ્રિતથી ન્યાય ઇચ્છનારા, એકાંતવાસી, કામ કરવે શક્તિમંત, કૃતજ્ઞ, સત્યની પ્રસંશાવાળા, પોતાના સકળ વ્યવહારમાં પ્રામાણિક છે. આર્યપણું આપત્તિમાં વિશેષ દીપે છે. સંગ્રામમાંથી ભાગવું એ તેના વીરો જાણતા નથી, પણ જ્યારે યુદ્ધનો અંત શંકાશીલ જણાય છે ત્યારે કેસરીયા કરી પોતાના શૌર્યનું દેણુ અદા કરે છે કે વિજયની વરમાળ પેહેરે છે. પોતાના વડીલ અને શિક્ષા ગુરૂને દેવ જેટલું માન આપે છે, ને ઈશ્વર પ્રિત્યર્થે પોતાનું પ્રાણદાન દેવામાં લેશ પણ સંકોચ ધરતા નથી." આઇની અકબરી.

આ બેમાંથી વિશેષ બળવાન મત કોનું છે તે વાંચનારે વિચારવું.



# રાજભક્તિ વિડમ્બન



## ( ભાણુ )

[ રંગભૂમિપર બ્રાહ્મણ આવી પ્રાર્થના કરે છે. ]

દોહરો-કળા કરે જે નવનવી, દાખે સાધૂ વેશ;
ચાતુતા જીવન જેહનું, નમું હું તે બગવેશ.

[ બ્રાહ્મણ જાય છે.

### સ્થળ-ત્રિવેણી સંગમ

ભાણ્ડાચાર્ય-(મોટો નિશ્વાસ મુકતો પ્રવેશ કરે છે)

દોહરા-પરધન પરસ્ત્રી લોભથી, ગયું રાવણનું રાજ;
કુસંપ ઇર્ષા સ્વાર્થથી, આર્ય ગયા પર હાથ.
રાજદ્રોહથી ભુંડું છે, દેશદ્રોહનું પાપ;
પિતા અવકૃપા ભલી, માતા મહા સંતાપ.
પિતા પાળે સ્વાર્થથી, ઇચ્છે સ્વાત્મજ સૂખ;
માતા રાખે ઉદરે, ભોગવીને મહા દુઃખ.
તે માતાનો દ્રોહ ત્યાં, કરે પાપી જે જન;
નરક યાતના ભોગવે, ધિક્કુ તેનું જીવન.

( આસપાસ નિહાળી ) આહાહા ! પ્રભાતના પહોરની શી શોભા આવી રહી છે. વાટ ઘાટનો ઠાઠમાઠ તો અનુપમ થઈ રહ્યો છે. જાતજાતના લોકો કેવા જણાય છે તે તો જુઓ. કોઈ બગભકતો પગ સ્થિર રાખી વગ વધારવા, જગને જણાવવાને નાક પકડીને ઉભા છે; કોઈ ધૂપમ્ સમર્પયામિ-દીપં સમર્પયામિ, એમ ઢોંગ આદરી બેઠા છે; કોઈ સાધુડા સાધુડીઓ ચાળા ચસ્કા કરે છે; કોઈ સ્ત્રી પુરૂષના તારામૈત્રકની બલિહારી જ છે! પશુ પંખી-ડાંઓ પણ કોલાહલ કરી રહ્યાં છે. યાર, આજે દહાડો તો આનંદમાં જાય તેમ જણાય છે ખરૂં! કંઈ કાર્ય થશે ખરૂં કે ? ( થોડોક અગાડી વધે છે તેટલામાં રંગભૂમિ પરનો પડદો ફેરવાય છે. ) ચાલોજી, આપણે કાર્ય સિદ્ધિ માટે શ્રમ લઇયે. (સામાથી કોઈ આવતું હોય તેને નિહાળી એકદમ ચકિત થઇને, સ્થંભી ઉભો રહે છે.) અહોહો ! આ લટકાળાં બાઈ શ્રી પાંચ વિશ-નખી બાઈ કોણ આવે છે ? વાહ ! શો એનો ઠમકો ને કેવો એનો લટકો છે! નેણનો માર તો બડો અડપલો જ મારે છે. ઘુઘરા પણ ઘમઘમ વાગી જ રહ્યા છે. મટકો પણ ખૂબ છે. યાર છે તો ઠસકપર જો ! ( શરીરના હાવ-

ભાર કરી,) અંગનો મરોડ જોતાં તો આપણા હાંજા જ ગડગડી ગયા છે. (સાંભળીને) એ શું ગવાયું?

(ગરબી)

ઠુમક ઠુમક પાંઉ ઘુઘરૂ બજાવે, કોઇ દિન નામ અપાવે;
હાંરે કોઈ દિન નાન ખીલાવે.
ઠુમક ઠુમક પાંઉ ઘુઘરૂં બજાવે.

પુંશ્ચલી સમ એ મૂખ દિખાવે, કોઇ દિન નામ કઢાવે!—હાંરે.
લટક મટકસે ચલી અલબેલી, મુનિકા માન મુકાવે;
તારામૈત્રકકિ બાજી લગાકે, અજાકુ ગજપે બીઠાવે-ઠુમક૦
જો જન ઇસકી સંગમે રેહેતા, પદ ઉસકા બઢ જાવે;
નામ બઢાવત, નાન ખીલાવત, સી. આઈ. ઈ. પદ પાવે-ઠુમક૦
ચાટણદાસકી બેટી એ હૈ ભૈયા, ચાટણચંદકી નારી;
નેન મટકસ લેત ફંદામે, લગે ગળે તક પ્યારી—ઠુમક૦
રાજા મોહ્યા રંકભી મોહ્યા, મોહ્યા દેશકા દાદી;
અલીવલી મોહ્યા સહજમે, સબકી ઇસસે સાદી-ઠુમક૦
બીબી ખુશામત બ્હોત ફાંકડી, સાદીસે માન બઢાના;
નાન ખીલાવત ચાંદ અપાવત, જુતીયા કબ કબ ખાના—ઠુમક૦

એમકે? વાહ, એ આંખના અણીયારા કેવા નચાવે છે કે ભલા ધનેત્તરનું પણ દિલ લલચાવે! ઓયરે લટકો! હાયરે ઠમકો! આપણું તો કાળજડાં કોરી જ નાંખ્યાં જો! મારૂં મન તો આમ તેમ લપક લપક થાય છે. વારૂ એમને જઇને પૂછું કે તમો કોણ છો? પણ વખતે એકાદ થપડાક લગાવી દે તો? પણ ચાલની, એમ બીહીક કેવી? (થોડાંક પગલાં આગળ વધીને, કોઇને પૂછતો હોય તેમ) ઓ રઢીયાળાં, લટકાળાં બૈરાં, તમારૂં નામ શું? (સાંભળીને) શું? ચાટણદાસ શેઠની દીકરી ખુશામતબાઈ? વાહરે! નામ તો બહુ સારૂં છે. તમારા મોઢાપર લાલી તો ઠીક પાદી છે. ઓય ઓય! તમારૂં નામ. તમારાપરથી તો ભલા ભલા વારી જાય તેમ છે. પણ તમો ક્યાં સીધારો છો? (સાંભળીને) શું, તમારા બાપે તમને એવી આજ્ઞા આપી છે કે તમારે દિન પ્રત્યે નવા નવા માટી શોધવા? વાહરે! તમારે તો બહુ મઝા!. રોજના નવનવા માટીને વરો એ તો તમારા ભાગ્યનો પાર નહિ! (સાંભળીને) હું કે? તમે ભલા ભલાને ગુલતાન કીધા છે? કાંય નહિ કરો? તમારો રોપ ને ભભકોજ એવો છે તે? તમને ન મોહે તેના ભોગ, કેમકે તમે જેનાપર તુષ્ટમાન થયાં તેના ભાગ્યનો પાર જ નહિ! પણ તમે કેટલા માટી કીધા છે વારૂ! (સાંભળીને)

શું શ્રીકૃષ્ણ ભગવાનને તો ૧૬૧૦૮ રાણી હતી, પણ તમને તો તેનાથી દશ હજારગણાથી પણ વધારે માટીઓ છે? અહો હો! બાઇશ્રી પાંચ ખુશામતબાઇજી, તમારી ખુબી શી ગાઉં? અને એ સઘળાને એકે સામટાં, શ્રીકૃષ્ણપેરે સુખ આપો છો, ભોગવો છો એ પણ અહોભાગ્યની વાત કેની? હવે તમે ક્યાં સીધારો છો? (સાંભળીને) તમારા માટીને ત્યાં? ચલોની હું પણ તમને વળાવા આવું છું (થોડાંક પગલાં ચાલીને) કેમ અટક્યાં બીબીજાન? એ તમારા માટીનું ઘર? એમનું નામ શું? મીયાં ચીચાજાન! હાહા એમનું નામ સાંભળ્યું છે ખરૂં!! એ તો મીયાં મારતે મીયાં છે, પણ વગર સમજે મીયાભાઈનું નાકું પકડીને તમને પરણેલા નથી તો! તમારી સાથે મડાગાંઠ પડ્યા પછી તો મીયા નાઇટ બન્યા છે નાઇટ ને વાઘ મારૂ કેહેવાય છે. એ બીજું કેનું ઘર? તમારા માટી ભીંગડાદાસ ભાંગ પીઉજીનું? એમનાં પણ તમેં ઘરવાળાં કે? હાયેસ્તો. આ ત્રીજા તમને આવી મળ્યા તે તો કાશીના રાજા કે? હવે એ તો ગયા વિશ્વેશ્વર પાસે!! પણ ઓલા ભૈયાનું મુખચુંબન કીધું તે કોણ? એ પણ રાજા જ કે? હોહો! એક તસુ જમીનના માલીક નહિ ને રાજા! ભલા માણસને આફ્તાબગીરી નથી ને પાલખી પણ નથી! તો એવા રાજા સાથ તમને કેમ પરવડે છે બીબી? એ તમને ઠીક લાડ તો લડાવે છે તો!! આ બીજા કોણ અંધાચાર્યજી! હાહા ઓળખ્યા ઓળખ્યા! એ તો મુંબઇમાં વસે છે. એ બાઈ સાહેબ તમને પરણે તેમાં નવાઈ શી! એમની દાઢી મોટી ને માથું નાહનું, તેથી પેલા કાજીજી જેવા હાલ થાય જ થાય. બાઈ તમારા માટી તો રૂડા ખરા! પણ હવે તમે મારી પાસથી તો સીધારો. રખે તમે મને પરણી બેસો. મને તો તમો નહિ ગમો! તમારાં ગલાના સમ, મારાથી તો દૂર જ રહો!!

મારે ને તારે બલી નહિ બને, તું તો જાતની છિ—લ—મારે૦
હું તો છું દેસનો દાદખાંરે, તું તો છે હરામખોર;
તારા માટી પણ નહિ રૂડા, ભલી જાતનાં એ ઢોર.—મારે૦

તમારાં જેવા છબિલા, છટેલ આજે હ્યાં તો કાલે ત્યાં એમ વેશિયા પેરે ફરો તે મને નહિ ગમો જો! કરો કાળું બાઈ તમે મારાથી, હું! ગઈ કાળા મોઢાની! દદાએ કંઈ કંઇના વ્રત ભંગ કરાવ્યાં! રાંડે કંઈ કંઈને વટાળ્યાં! એ કોણ જાણે કેવી મોહિની ધરાવે છે તે જણાતું જ નથી, પણ એના મોહમાં કોઈ લટપટ થયો કે પછી તે મુંવો જ છુટ્યો. એ રાંડની મોંકાણમાં તો આપણે ગલીયા બલદપેરે ગાંડામાં જોતરાઈને વેઠ કરીયે છીએ, તો

પછી, બડી બડી બાતા ને બગલમાં ઈંટા તેવો વેશ કરવો, ગાલપર તમાચા મારીને મોઢાં રાતાં રાખવાં તેમાં માલ શું?

આપણા માથાપર મોટું કલંક છે કે આપણે આપણી જનનીનો દ્રોહ કરીએ છીયે, ને તે મહા પાપનો ભાર ઉપાડીયે છિયે. (આકાશમાં જોઇને) શું? પાપનો ભાર નહિ, કેમ ? (કોઈ કહેતું હોય તેમ કાનપર હાથ મુકીને) હું, સ્વાર્થ સર્વને લાગેલો છે તેથી કે? અલ્યા ભલા માણુસ, સ્વાર્થ તો સૌને લાગેલો છે, પણ પરમાર્થની વાત તો કર! સ્વાર્થમાં શું કમાઈ ગયા? સ્વાર્થ દ્વેષ ને વેરને લીધે તો આપણે મોળા પડ્યા છિયે. (કંઇક સાંભળી) શું? 'અમારા ભોગ?' બેશક અમારા ભોગ જ તો. ભોગ નહિ તો બીજી વાત શી? 'કરેગા સો પાવેગા'. 'કરણી તેવી પાર ઉતરણી.' પણ અરે ઓ ગમારના જણ્યા! ભલા માણુસ, હવે તો કંઈ સમજ. ઘર ગયાં, ગામ ગયાં, ધરા ગઈ, ધામ ગયાં; રાજ ગયાં, સાજ ગયા, પાટ ગયા, પટલાઈ ગઈ; ઠાકર ગયા, ઠકરાઈ ગઈ, પણ•ભલા માણુસોની ટેસી ગઈ નથી તો. પેટમાં પાસેર પાણી નહિ, ને મેરે નામ દરિયાવખાં-તેમ (મૂછપર હાથ ફેરવે છે.) કેવી ઠકરાત છે! ધિક્ક પડી એ ઠકરાતમાં-ફટરે ભુંડી ઠકરાત! ખુશામતમાં જ ઠકરાઈ છે તો! 'સબ હાલ બીગડ ગયા'-યા અલ્લાહ! સુભાન અલ્લાહ! મુસલમાન બીગરે, હિંદુ બીગરે, પારસી બીગરે-સારા દેશ બીગરા! અબ કોન બચ ગયે?

પદ-બિગરી કોણ સુધારે, નાથ બીન બિગરી કોન સુધારેરે.-બી.
હિદુ બીગરા, પારસી બીગરા, બીગરા મુસલમીનરે;
દસ્તુર બીગરા, દારૂસ બીગરા, ફોકટ હોત સબ ખીનરે.-બીગરી કોન.
રાજા બીગરા, નાઇટ બીગરા, બીગરા સબ સરવાળારે;
કાજી બીગરા, બ્રાહ્મણ બીગરા, બીગરિકિ જપત માળારે.-બીગરી કોન.

વાતચીતમાં, પોતાનો સ્વાર્થ ને દેશની દુર્દશામાં પણ બીગરા! અહાહા! ખુશામતબાઈ ખુશામતબાઈ! વાહ તારી કરામત! ધન્ય તારા નામને! ધન્ય તારાં માતપિતાને! ને ધન્ય તારા કામને! તારા નામની બલિહારી છે. તું રંકને રાય ને તરણાને મેરૂ કરે છે. તારૂં રાજ ચોમેર વ્યાપી રહ્યું છે. તારો જયજય બોલાય છે. આજકાલ દેશમાં સર્વત્ર ખુશામતબાઈ ને તેના સંતાન મિથ્યાપ્રશંસા, વખાણુ ને સ્તુતિ, વિવાદ ને વિતંડા ફરી વળ્યાં છે! હાય! હાય! અમારા દેશની કેવી અધમ હાલત! હાયરે! હવે તે કેમ ખમાય? (ક્ષણભર થોભી) બસ બસ! આપણી

હાલત બોત ખરાબ હો ગઈ. હવે ઈલાજ શો લાલાજી ? ખુશામતબાઈને પરણીને એક કરતાં અનેક પ્રકારે દેશનો દ્રોહ કરવામાં આવે છે, અનેક પ્રકારે જાતનો દ્રોહ કરે છે, અનેક પ્રકારે માતાનો દ્રોહ કરે છે ! અને એવી ખુશામતબાઈને પરણીને હવે દેશોન્નતિના ઉત્તમ કાર્યમાં પણ આગળ પડે છે ! ! ( આસપાસથી પ્રતિઘોષ સાંભળી ) શું કહ્યું ? 'હા, હા, ખુશામત-બાઈને પરણીશું, કહો છો શું ?' એમ કે ? ઠીક ભાઇ ઠીક. ખુશામતબાઈને વરો, માખણબાઈને વરો, ને પછી તમારો ભસ્તો ભરો ! કોણ ના પાડે છે. આજકાલનો ઘાટ જ જૂદો છે. નિયોગ કરવામાં એક બાયડી ૧૧ માટી કરે તોપણ છૂટ છે. તો આ વળી ૧૧૦૦ માટી કરે–ને ૧૧૦૦૦ કરે તોપણ કોણ ના પાડે તેમ છે ! તેને પણ પરણવાને "લાલ કુંવરજી પરમાનંદ, ને દેશદ્રોહી થઈ કરે આનંદ" તેવાઓ તૈયાર થાય છે એ પણ રાજની ખૂબી ! વખતની લીલા ! પણ અયે દાંભિકો ! તમે તો હવે હદ કીધી. કોનગ્રેસ જેવું દેશોન્નતિનું સાધન તેમાં પણ ખુશામતબાઈને વરી દ્રોહ કરવો ? ધિક્કાર ! ધિક્કાર ! તમારા જીવતરને ધિક્કાર ! તમારા ભણતરને ધિક્કાર ! તમારા મનનાં ચણતરને ધિક્કાર ! હાય ભારત-જનની ! હાય ! તારા પેટે આવા કપૂતો ઉત્પન્ન થાય તેનાથી તો પથરા પડે તે પણ સારા ! તારી દુર્દશા કરવાવાળાઓનો, કીયા અધમા-ગારમાં વાસ થનારો છે ! ખુશામતબાઈને પરણેલાઓથી કેવા કેવા (ગેર) લાભો થાય છે તે જોઈને સરકાર પણ અંધેરપીછોડી ઓઢીને કામ કરે છે ! તેને પણ સારાસારનો વિચાર નથી, ને તેથી તે ખુશામતબાઈના માટીઓને ઉત્તેજન આપવાને માટે અનેક પ્રકારની લાલચની પેટી પોતા પાસે રાખે છે. કોઇને સી. એસ. આઇ., કોઈને સી. આઈ. ઈ., કોઈને ખાંડ બહાદુર ને કોઇને રાંડ બહાદુર બનાવી જાય છે ! ! મોટા મોટા ઋષિમુનિ, રાજા ને મહારાજા ખુશામતબાઈની લટકમટકમાં ફસાઈ પડ્યા છે. એ માયારૂપી મોહિની ખુશામતબાઈ એવી છે કે ન પૂછો વાત.

પદ–નીચ પુરૂષના મોહને કારણ, વિધિએ મૂર્તિ બનાવી એ;
કામ કરાવવા, મોટાઈ લેવા, ઉત્તમ રીતે ચલાવી છે.
સી. આઇ. ઇ. ને સી. એસ. આઈ, નાઇટ્ બહાદુર બાઇથિ થાયે;
ધરમ ઢાલ એ ઢોંગી જનની, સૌ જનને મન બહુ ભાવે.

વાહ શી બલિહારી ખુશામતબાઈ તારી ! તેં તો ઠીક ડંકો બજાવ્યો. તારી તો વાખવાખી જ છે તો ! તારા પ્રતાપથી કોણ કોણ ઉંચા તખ્તપર બેઠા છે તે તો જો.

પદ—પુરૂષ સખનકો માયામંત્ર એ, મંગળ કાર્ય કરાયો હૈ;
કામદેવ સમ મોહ પમાડત, સબ જનકે મન ભાયો હૈ.
બડે બડે પદ પામત સહજમેં, નહિ જપતપ જગાતા હૈ;
સિદ્ધ બનત ક્ષણુમેં અજારૂપ, ચાટુ પૂત્રીકી બાતા હૈ.

આ મંત્રના પરમ ફળ રૂપ સાક્ષાત્ સર × × × છે! રાજા × × × પણુ બડો લાયક થઈ ગયો છે. ભીંગાનું ભીંગડું પણુ ભખભખી રહ્યું છે. સરકાર દરબારમાં પણુ તેનો મરતબો ભારી છે! મસનદપર બેસવાની તેણે તૈયારી કીધી છે. તેના લોભમાં હવે ઘણા ફસાતા જાય છે. (ઉપર જોઇને.) શું? 'ફસાય જ તો?' કારણુ? (કાનપર હાથ મુકી સાંભળીને.) "તેમાં લડુ ખાનેકા મીલતા હૈ." વાહ! કારણુ તો બહુ સારૂં શોધ્યું! હાય! હાય! હવે તો ખાવાની વાત ચાલી. (બીજી બાજુએથી સાંભળી.) શું કહ્યું? 'કારણુ જુદું જ છે?' કીયું કારણુ? 'એમાં જે ખાવાનું મળે છે તે જુદા જ પ્રકારનું છે' હા ભાઈ હા. જુદા પ્રકારનું છે તેમાં નવાઇ નહિ. પણુ અનેક પુરૂષની સંગતિ કરનારી નિર્લજ ખુશામતસુંદરીને પરણીને લાડુ ખાવા એમાં માલ શો બળ્યો છે? સ્ત્રીઓના પગ ધોઇને પદવી મેળવવી! લ્યાનત્, ધિક્ ધિક્! ફટ પડી તમારી જીંદગીમાં! એ તો ચાટીયાચંદનું કામ, એમાં મર્દાઈ શી? એમાં આબરૂ શી? એમાં માન ને પ્રતિષ્ઠા શી? દેશનો દ્રોહ કરીને વળી માન મેળવવું. ધિક્ક તમારી જનુનીને! તેને પેટે પથરા પડ્યા હોત તો પણુ સારા. હવેના ચાટીયાચંદ તો અમારા ગોકુલીયા ગોસાઇલાલના મંદિરના પડિયા ચાટુ કરતાં પણુ વધારે નપાતર! વૈષ્ણવ તો ઠાકોરનો પ્રસાદ લે છે, પણુ આ તો શૂદ્રનો પર—સાદ! શૂદ્રનો પ્રસાદ હોય તો પણુ પેટની આંતરડી ઠરે, પણુ આ તો પેટડું બાળે છે! બેશક હિંદુસ્થાનની દુર્દશા બેઠી છે! ખુશામતબાઇના ચાટીયાઓએ તો હદ વાળી છે! તેઓ રાક્ષસો બનવા લાગ્યા છે! મલિકાને પણુ છેતરે છે. છતી આંખે અંધાપો હોરે છે! સરકારને કહે છે કે "સબ કુચ અચ્છા હે, ધકેલો તુમેરા ગાલ્લા!" ત્યારે તો ભલા ભગવાન્! હવે તારે કરવું હોય તે કર, આ આપણે તો બેઠા! કીસીકા ઘર જલો, કીસીકા પૂત મરો, લેકીન બંદા તો ખાકે સોતે હૈ. (જમીનપર સુઈ જાય છે.) હે કૃપાઘના! કરૂણાસાગરા! પરમેશ્વરા! અમારા આર્ય દેશના વિમળ જનની મતિની ગતિ વિલક્ષણુ થતી જાય છે, તેને સમજાવવાને કોઇ સુજ્ઞ પતિ મોકલ કે જેથી અમારી હાલત પરમ કલ્યાણુરૂપ થાય. ખુશામતબાઇના ચરિત્રથી તો તોબા! ચરિત્રની પણુ હદ

છે, પણ આ તો વાત હદ બહાર વહી જાય છે. (ઉભો થઇને.) એક વખતે અકબરશાહે કહ્યું કે, હોશિયારમાં હોશિયાર ખુશામતખોર લાવ. ત્રણ મનુષ્ય હાજર થયા. બાદશાહે પૂછયું કે 'તું ખુશામત કરશે?' પેહેલાએ કહ્યું, 'હજુર! કેમ નહિ?' બાદશાહે તેને કાઢી મૂક્યો. બીજાને પૂછયું, તેણે જવાબ દીધો કે 'જહાંપનાહ! ખુદાવિંદ! જ્યાં તક હો સકેગી વાંહ તક કરેંગે!' બાદશાહે તેને પણ કાઢી મૂકયો. પછી ત્રીજાને પૂછયું, 'કેમરે તું ખુશામત કરશે કે?' તે બોલ્યો, 'ગરીબપરવર, ત્રણ જહાનના માલિક, દીનના દાતાર, દરીઆએ હાફેજ, અલ્લાહ અકબર! કયા મજાલ, ક્યા ભલા, મેરી ક્યા તાકાત કે આપકી ખુશામત કર સકું?' બાદશાહે જાણ્યું કે આ બડો ખુશામતખોર છે. તેવા જ આપણા દેશમાં ત્રીજા પ્રકારના ચાટીયાચંદો નિકળી પડ્યા છે. દેશ ને દેશી પ્રજાના હિતની લાંબી લાંબી વાતો કરે છે, પણ મુદ્દામ ખુશામતબાઈ વગરનું તો તેમનું જીવતરજ બન્યું નથી. મૂર્ખ આ છંદીબાઇને વરે તેમાં આશ્ચર્ય શું, પણ પંડિતો ખુશામતબાઇને વરે છે! 'કર્તુમ—અકર્તુમ—અન્યથા કર્તુ સમર્થ પ્રભુ.' તારી લીલાની બલિહારી! તું કરે તે ખરૂં! (નેપથ્યમાં સાંભળીને) શું? હું ટકટક મિથ્યા કરૂં છું? (પાછો સાંભળીને) મુદ્દાની વાત કરૂં તો ઠીક, તો હવે સાંભળ રોંડના ગમાર! આપણે મુદ્દાની વાત કરીએ. આપણી કોન્ગ્રેસ જેવી પરમપારમાર્થિક સભાનો આપણા દેશના કેટલાક ચાટીયાચંદો દ્રોહ કરે એ બહુ અનર્થકારક બનાવ નથી કે? કોંગ્રેસ! કેવી રૂડી રાજસમાજ! તેમાં કેવું ઉત્તમતાપણું છે! હરિયાલી જેવી પ્રજા સમાજ! વરિયાલી જેવી રાજસમાજ! મુંબાઈ નગરીમાં સ્થપાઈ!! સઘળા જનોએ તેની ઘણી પ્રશંસા કીધી! સર્વે લોકોએ જય જયકાર કીધો કે એ કોન્ગ્રેસ સૌથી વધારે લાભ કરશે!! તેનો જયજયકાર હો. પછી તેનામાં વધારે મજબુત તત્ત્વ ઉમેરાયું. રાજા ભેળાયા, પંડિત ભેળાયા, સુજ્ઞ ભેળાયા ને વિવેકી પણ ભેળાયા. સૌ કોઈ તેનાં વખાણ કરવા લાગ્યા. પણ કેટલાક ખુશામતબાઇના માટીઓ, ચાટિયાચંદોને તે ગમ્યું નહિ. તેઓ કેહેવા લાગ્યા કે કોન્ગ્રેસ એ તો રાજદ્રોહી છે! કેવે પ્રકારે રાજદ્રોહી, તે કોઈ બતાવતું નથી, પણ રાજદ્રોહી છે! બસ રાજદ્રોહી! એમ બુમ મારવા માંડી! વાતમાં વિસાત નહિ, ને બોલનારમાં ચવ નહિ, તે છતાં આપણા હિતના કટકા, આપણું ખાઈ આપણું જ ખોદનારા કેટલાકોએ તે વાત ઉઠાવી લીધી ને 'ખીશકોલી ભેળી તેની પુછડી પણ હાલે' તેમ કેટલાક સર ને નાઈટના ભોગી ને લોભીઓ તેને પુંછડે વળગ્યા.

'જાનમાં કોઈ જાણે નહિ, ને હું વરની ફોઈ;
ગાડે બેસવાનો હુકમ નહિ, ને દોડી દોડીને મોઈ.'

તેમ કેટલાક શંખભારથીઓ ઝુંડો લઈ મેદાન પડ્યા; કે અમે પ્રજામત જાહેર કરીએ છીએ કે કોન્ગ્રેસ રાજદ્રોહી છે; તેમાં ભેળાવું નહિ, કલકત્તા અને મદ્રાસ, મુંબઈ ને અલાહબાદ, જહાનમ્ ને દોજખ, આફ્તાબ ને મહતાબ! ખુણા ને ખોચરા, રાણીજાયા ને બીબીજાયા એમ સર્વ સ્થળેથી કેટલાક મારતેમીયા નિકળી આવ્યા ને કોન્ગ્રેસને નિંદી. રે હાય! હાય! ગરીબ બાપડી કોન્ગ્રેસ! હજી તો તું બાલ્યાવસ્થામાં છે તેટલામાં તો તારાપર કેટલાક દુર્જનો કેવો આરોપ મૂકે છે! તને કહે છે કે તું નઠારી છે, તું અરાજ્યભક્ત છે! તું રાજદ્રોહી છે! તું ફીતુરી છે! તું બંડખોર છે! હાયરે, હું તે કોના નામની પોક મૂકું! પેલા મૂછડીયા ખેંચતો અલિગઢવાળો ખુશામતબાઈનો ડોકરો માટી! ચીચાજાન !! પેલો કાશીવાળો ધનપાળશાહુ રાજા × •× × પેલો મુંબઈનો સાક્ષાત્ ધનવંત્રીનો અવતાર ને ખુશામતસુંદરીને પરણી ઉતરવા ઈચ્છે પેલે પાર; અને પેલો માંખણનો મોટો વેપારી લાલ બુજ્જકર એડીટરાચાર્યજી અંધાચાર્યજી! એ બધા પહોળા ટાંટીયા, ને લાંબા હાથ કરીને પહોળી, ચોંડી, ઉંડી ને સાંકડી વાતો કરે છે, તેમના પેટનો મરમ તમે કોઈ જાણો છો? આવજો આપણી નિશાળે, તમને જણાવીશ. અને તેમની મૂછડીયા કેમ પુછડીયાપણું કરે છે તે બતાવીશ. આ બધા લાલબુજ્જકરોની વાત તો વાત કે તેમાં અક્કલની જ લાતમ્ લાત જાણજો! સુણો સબ લાલા સાહેબો, એ લાલબુજ્જકરજીકા જન્મ વૃત્તાંત! એક કોચરાની સાલમાં પેલા હવાઈ ગામમાં લાલબુજ્જકર રેહેતા હતા. ગામમાં અક્કલના પારેખ તો તે જ! એક વેળાએ તે ગામને પાદરેથી એક હાથી ગયો, ને તેનાં પગલાં કાદવમાં પડ્યાં રહ્યાં. સહવારના હવાઈ ગામના લોકો પાદરે ગયા, ને ત્યાં આવાં મોટાં પગલાં જોઈ, તે કોનાં? તેનો વિચાર કરવા લાગ્યાં. સૌને સમજણ પડી નહિ એટલે લાલબુજ્જકરને તેડી આણ્યા ને પૂછ્યું કે 'આ શું બુજ્જકર કાકા!' મીયાંએ લાંબી દાઢી, ટુકું માથું, ઉંચું પેટ ને નીચા હાથ હલાવીને ઘણો વિચાર કરીને કહ્યું કેઃ—

બુજે તો લાલબુજ્જકર બુજે, ઔર ન બુજે કોઈ;
પાઉંમે ચક્કી બાંધકે, હરના કુદા હોઈ.
તાતા થૈ તાતા થૈ થૈ થૈ ભલા.

એવા આ આપણા લાલબુજ્જકર નેકનામો છે. ખુશામતબાઈને પરણીને નામ કાઢવા માગે છે, પણ એમાં વખત આવે તો નાનના વાંધા પડે છે, વાંધા. એક મુસલમાનોને શિખામણ આપે છે, એક હિંદુને, એક પારસીને!! પણ આ બડે બાપકે બેટેકું કોઈ પૂછનેવાળા હૈ કે, ભલા માણસો, તમારી આ લાલબુજ્જકરાઈ બતાવવાનું કહ્યું છે કોણે? અને એ બધી મરદાઈ તો ત્યારે જ જબરી માનતે કે બંદાના હાથમાં થોડાક સી. આઈ. ઈ. ને સી. એસ. આઈ. હોત તો. માનો છો? સૌ બુજ્જકરોની બુજ્જકરાઈ જાણે છે જ! કોન્ગ્રેસને નિંદે તો પછી વંદના થાય જ! (ઉપર જોઈને.) રડ ના, ભલી બાઈ, રડ ના. તારાપર ગમે તેવા આરોપો કાં નથી આવતા, પણ આખરે સત્ય તે સત્ય જ! સત્ય આખરે પણ સત્ય ઠરશે! ને દુર્જનો કાળાં મોઢાં કરીને નાસી જશે. (પાછું જોઈને.) જરાક તો હસ! તારો જય છે. અયી કોમળાંગી! ભલી મૃદુભાષિણી! દૈવી આર્યજન પ્રાણાત્માઓદ્ધારક તરૂણી! માહાત્મી બ્રિટીશ રાજ્યતારક! રે લલીત લક્ષણવાળી લલના! તારા વિરૂદ્ધ કો બરાજી કે છોટાજી! ગમે તેવા તરા કે નિરાની ઝુમમાં સત્ય પ્રકાશને નામે, પોતાને કામે, ગમે તે ઠામે, નરાત્તાળ જૂઠું, ખરી રાજભક્તિના દાંભિક લેબાસમાં દેડકા પેરે ડરાઉં ડરાઉંનો પટપટારો કરી કહે તો તેના બાબરામાં ગાબરાં પડેલાં છે તે સાંધવાને ગોબરમાટી મોકલીશ!—તું કાં ડરે છે? કાં રડે છે? ને કોઈ નવરા સલાટ પેરે ફીકાજી ફીકી ફીકી વાતો કરે તો તેને ઢીકાજી પાટુજીથી ઠેકાણે લાવીશ. સખી કોન્ગ્રેસ! એ બધા અવટાઈ જનારા છે, તું ઘુમી રહે! (બાજુએ જોઈને) શુંરે? એમ પૂછે છે કે "સરકારની સામા એ કોન્ગ્રેસ નથી?" વાહવાહજી વાહવાહ! તમે તો બડા અક્કલબાજ છો? તેમાં એવું કૃત્ય કીયું જોયું કે કોન્ગ્રેસ, નિરાધાર નિર્દોષ બાપડીપર આ આરોપ! જરા બતાવો તો ખરા ભૈયન કે ભૈયાજી લાલાજી! એક વાત તો એવી બતાવો કે જેમાં જરા પણ સરકાર વિરૂદ્ધ હોય? શું સરકારને ખાવા નહિ મળતું હોય તો નહિ કેહેવું? શું સરકાર ત્રાસદાયક કરો મુકતી હોય ને તે ખમાય તેવા નહિ હોય તોપણ નહિ કેહેવું? સરકાર વચન આપે, ને તે પાળવામાં ગાંગાતલ્લા કરતી હોય, ભૂલી જતી હોય કે વામાટ મા મારતી હોય તોપણ નહિ કેહેવું સરકારને? ઉપદેશ એવો છે કે? કોણે કહ્યું? અયે મૂર્ખ શિરોમણી! સરકાર એવી નથી કે જે પોતાના દેશની હાલત, પોતાના પુત્રોની હાલત જાણવાને નારાજ હોય!! એ તો માત્ર તમો ખુશામતબાઇ—પુંશ્ચલીના પતિઓનો

તર્ક છે! વાહ! ધન્ય છે ધન્ય છે તમારી બુદ્ધિને! તમે મોટા અક્કલ પારખુ તો (ખરા! બાજુએથી સાંભળીને) શું? 'અક્કલ પારખુ નહિ?' ત્યારે કોણ? (બાજુએથી સાંભળે છે.) 'ઠીકરી પારખુ ઠીકરી!' વાહ ઘણું રૂડું નામ! અક્કલના બારદાનો માટે એ ઠીક જ નામ આપ્યું છે, કેમકે કોન્ગ્રેસ જેવા પવિત્ર જનસમાજને જે દ્રોહી ગણે તે ઠીકરી પારખુ નહિ તો બીજું શું? એ તો ઓલા તેજા વાણીઆના જાતભાઇઓ! ઠીકરી પારખે તે હોશિયાર! ઘડાની, તાવડીની, કોડીઆની, ગોળીની ને ગાગરની, ઠીકરી પારખુદાસો તે વળી કોન્ગ્રેસની પારખ કરશે પારખ!! ગાજર મૂળા પારખુ તે કંઈ ઝવેરી થવાના હતા? સરકાર પણ આવા ઠીકરી પારખુઓને પોતાના સાથી કરે છે, પોતાના સંગમાં બેસાડે છે, તો પછી તેના ડાહ્યાપણુની પરિસીમા! તેના જ્ઞાનની તો હદ થઈ! રાજકીય જ્ઞાન તો ઠેઠ બંદર રામેશ્વર પહોંચ્યું! ચાટણદાસના જમાઇઓ રાજ સેવા કરે છે તેમાં કંઈ ભલીવાર છે કે? રે ખુશામતબાઈની સેવા સંબંધે સાંભળો તો ખરા!

वरं वनं वरं भैक्ष्यं वरं भारोपजीवनम् ।
धिग्देशद्रोहतो लब्धं विरुदं हतपौरुषम् ॥

વનમાં રહેવું સારૂં, ભીક્ષા માગીને ખાવું સારૂં, વઇતરૂં કરી પેટ ભરવું સારૂં, પરંતુ પોતાના દેશનો દ્રોહ કરી પદવી મેળવનારા હીજડા પુરૂષને ધિઃક્કાર છે.

(રંગભૂમિમાંથી જયજયકારનો પોકાર.) ભલા શ્રોતાઓ, તમને નમસ્કાર! તમો ગુણજ્ઞ છો તો આ બે વાત કહી, પણ ઓલી રોંઢ 'ભેંસ આગળ તો ભાગવત'જ તો! હવે સર્વ કાર્ય મનોરથ સિદ્ધિ જે કંઈ રહી છે તે દેશદ્રોહમાં જ રહી છે. સરકાર પણ બડી અક્કલબાજ છે. તેણે ઠીક યુક્તિ લગાવી છે. જે ખુશામતબાઇને વરે, જે ચાપલુસી કરે, જે ચાટણપણું કરે તેને અમારા ગોસાઇજીના મંદિરપેરે પ્રસાદ આપે છે! આ પ્રસાદનો ચટાકો બડો અચ્છો પડ્યો છે! આ પ્રસાદથી કંઈ કંઈ વટલી ગયા છે. કંઈ કંઈ બડા ભાવકડા વૈષ્ણવડા થયા છે! સરકાર પણ બડી બહાદુર છે કે કંઈ કંઇને દેશધર્મથી ભ્રષ્ટ કરી દીધા છે. પ્રસાદીમાં ન જાણો કે ઠોર ને ઠપુડી, મલાઈ ને ખુરમાના લાડુ, પુરી ને પકોડા મળે છે! એ મળે તો તો ધૂળ નાંખી, પેટ તો ભરાય; પણ ઓલા ખીતાબ! હાથ પગ પેટમાં ભુખ લાગે તેવા ખીતાબ! કાગળના કાપલા, રૂપાના ચીપલા! તેને માટે અનેક કાળા,

અનેક ધોળા ! ધૂળ પડી તમારા ધોળામાં–કે રાંડીકુડી માથામુડી જેવી ખીતાબડીને પરણવા જાઓ છો ! પણ એ મોહિની બહુ મઝાની છે. એનાથી શિવપ્રસાદ વટલી ગયો, સૈયદ અહમદઅલી વટલી ગયો, ભીંગાનો રાજા વટલી ગયો, બીનારસનો સુરદાસ વટલી ગયો, મુંબઇનો કાજી વટલી ગયો, દીનશાહ પીટીટ વટલી ગયો, અને હજી વટલી જનારા કેટલાએ તૈયાર છે ! 'પ્રસાદની ખુબી તો ન્યારીજ છે ! મોઢામાં નામ લેતાંજ પાણી ભરાઈ આવે છે ! વાહ ! સી. એસ. આઇ. ! તારી બલીહારી શી ગાઉં ? અયે ભલી સી. આઈ. ઇ., તને બોલાવતાં તો મારો જીવ બાગે બેહસ્ત જાય છે. તું મને વરે તેટલા માટે તો હું કોન્ગ્રેસને નિંદુ છું, દેશીઓને ગાળો ભાંડું છું, કોઇને બંડખોર ને કોઇને ફીતુરી કહું છું–ને સરકાર તો આંધળી ને હૈયાફુટી છે, તે અમારા જેવા ઠીકરી પારખુ દાસ ચંદશાહુજીના કેહેવાને ગણકારે છે. ઓજજા, એમ એમ કરતાં તો અમારા જેવા કેટલા ખીતાબવાળા થઈ ગયા. કંઈ નહિ તો જે. પી. ને ફેલોમાં પણ છેની ? એ તો ધીમે ધીમે કામ આરંભાશે. દેશદ્રોહ કીધો તો પણ શું ને ન કીધો તો પણ શું ? સરકારની ખુશામતથી તો અમારા દીકરાઓને નોકરી મળે છે, અમને પૂછે છે, અમને માને છે–અમે લેવીમાં ખરા, અમે સભામાં ખરા, જ્યાં હોય ત્યાં પેહેલે પાટલે અમે પુજાઈએ ! પછી દેશને આખરે લાભ થાય કે નુકસાન, તેમાં અમારે શું ! દેશને પોક મૂકવો છે ? 'મુડદાં બેહેસ્ત જાઓ કે દોજખ, અમકું કયા ?' મિથ્યા પ્રશંસક આત્મસંતોષિ ખીતાબભાઈ તને નમસ્કાર ! તારી ખૂબીને નમસ્કાર ! (થોડીક ક્ષણ થોભીને.) બોલતા બોલતા મારો શ્વાસ રૂંધાઈ ગયો છે, પણ હજી ઘણું કેહેવાનું છે. 'નૃપકી મતિ ગઈ, ફીર બન ગયા અબુદ્ધ', એ વાત સાચી છે. એલેકઝાંડરે એક મુનિને પૂછયું કે ભયંકર કોણ ? તે વેળાએ તેને જવાબ મળ્યો હતો કે વાચકમાં ખુશામતનો માટી ને અવાચકમાં સિંહ. અરે સિંહ તો સારો કે તે એકનો જ પ્રાણ લે, પણ આ ખુશામતનો માટી તો બહુ પાતકી, બહુ ખરાબ ! બહુ ભુંડો ! તે તો બંનેનો નાશ કરાવે તેવો છે. હાલમાં સરકારને જુઠું જુઠું સમજાવે છે કે દેશ આબાદ છે, પણ જ્યારે લોકો મરી જશે, ને તેમનામાં સેતાનનો વાસ થશે, ત્યારે પછી શું કેહેશે ? ખુશામતબાજના માટીથી ખુબ સંભાળવું. બાપડી બાપડી સૌ કરશે, પણ કાપડી કોઈ કરશે નહિ. સરકારને મીઠું મીઠું સૌ કહેશે, સારૂં સૌ બતાવશે, પણ કડવું ઔષધ તો જેને દુ:ખ લાગશે તે જ પાશે. જેઓના મનમાં

મલિકા માયાઝમાના રાજ્ય તરફ પ્રીતિ હશે તે જ રાજ્યમાં ખરાબી હશે તે ખુલ્લી બતાવશે. ખરાબ રસ્તે ન જવાનું જેના પેટમાં દાઝતું હશે તે જ કહેશે—ને તે શિખામણપર અમલ કરવાથી લાભ થશે. નઠારે માર્ગે સંભાળીને જવાથી ને તે સુધારવાથી કદી પગ ભાંગતો નથી. પણ જે ખરાબ માર્ગને કહે છે કે તે માર્ગ સારો છે, ત્યાં ભલે ગાડી દોડાવ્યા જાએ ને પછી ખાડાખબોચીયામાં ગાડી ભાંગીને ભુકો થશે ત્યારે પછી શું કરવું? તેવા નિચ ગરદનિયા—નિચ બુદ્ધિનાને શું કહેવું? તેવાને ગરદન મારવા કે ગેલોટાઇનપર ચઢાવવા? શાસ્ત્રમાં વચન છે કે 'રાજાને ખરો માર્ગ નહિ બતાવનારાઓને રાજાએ પાસે ઉભા રાખવા નહિ. ખરો માર્ગ નહિ બતાવવાથી રાવણ મરણને પામ્યો હતો, ને કૌરવકુળ નિકંદન થયું હતું.' હાલના હત પુરૂષોનું કર્તવ્ય પાપી શકુનીથી કોઈ પણ રીતે ઉતરતું નથી.

ચોપાઈ—કાર્ય બીકસતા કોઉ ન જાણે, સ્વાર્થ બાતા સૌ પીછાણે;
જબ પડતહે પાઉપે કુવાડા, નેત્ર ખોલકે જુએ ગંવારા.

એમ નહિ તો બીજું શું? તેજી સમજે ટુકારે પણ ગધેડાને ત ડીફા જ તો! આખું આર્યાવર્ત કોન્ગ્રેસ દ્વારા દેશની દીનદશાનું દર્શન કરાવે છે, તે પાપીજનના મનમાં ઉતરતું નથી. ક્યાંથી ઉતરે?

સાખી—રાજ દશા વિપરિત આવી તવ, હિત રાય નવ જાણે;
શકુની કર્ણ કુવાકય કહે તે, સાચા સર્વ પ્રમાણે;
દશા થઈ માઠી રાયની, ભૂ ભેળો થયો જ્યારે;
મોક્ષ આપિયો સત્યવાદિએ, તારયો સત્યાધારે.

પણ આજે સત્ય કોણ સાંભળે છે? સૌને મીઠું મીઠું પ્રિય લાગે છે. ઘરવાળી પણ મીઠી મીઠી વાતો કરે છે તે સારી લાગે છે, ને ઝટ દેતાં કે એકાદ પોલકાનો પેગામ પાઠવી દે છે. પણ એ મીઠું તે તો રોગ વધારનાર છે. કડવું જ ગુણરૂપ છે. (આસપાસ જોઈને, કોઇએ કંઈ કહ્યું હોય તેમ) તમે કહો છો તે સાચું છે. કડવું કોઈને ન ગમે. પણ ભાઈરે, સરકાર તો બડી શ્હાણી છે. આવા વિતંડા, દંભી, સ્વાર્થી, દેશદ્રોહીને સારી રીતે પીછાણે નહિ તેમાં તેની દીર્ઘદ્દષ્ટિને ઝાંખ નહિ લાગે કે? તે સારી રીતે જાણે છે કે જેના પેટમાં પાક્યા તેના બાળ પીંખવા તૈયાર થયા, તે વળી અમારૂં શું દલદર ફીટાડશે? 'જે માને મારે તે માસીનો કેમ નહિ સંહાર વાળે.' (ઊંચી નજર કરી.) બરોબર છે. સરકાર તો બડી પાકી છે, તે તેલ જોય છે ને તેલની ધાર પણ જોય છે. પછી એકાદ વખત આવશે તે વેળાએ

આ સર્વેને ફટકાવી કાઢશે. (ઉપરથી અવાજ સાંભળીને.) ત્યારે ઠીક મઝા પડશે જ તો? એમાં શુ સંદેહ? કર્યાં કરમનાં ફળ ભોગવવાં જ પડશે.

સાખી-કાદરા વાવીને તમે ભાઈ, ચોખાની કરો કાં આશ;
અસત્ય વાણી બોલીને ભાઇ, ઇચ્છો કાં સ્વર્ગનો વાસ;
એ તો નહિ બનેરે, ભાઇ નહિ બને.

પણ હજી ભુંડાનો અવસર આવતા વાર છે. છતાં આજકાલ તો અસત્યનો જય છે, ખુશામતનો જય છે, ચાપલુસીનો જય છે, તો પછી બીજી વાત શી?

ગાંડું લોકા ઘોડે ચઢે, મરદોંકા બેહાલ;
પતિવ્રતા ભુખે મરે, કુલટા લાલમલાલ,
ભાઈ દેખો દુનિયાકા તમાસા,
ઇસમેં આ રહી સબ આશારે,
ભાઇ દેખો દુનિયાકા તમાસા.

(પીઠ ફેરવી.) આ વાત તો સત્ છે, કે સત્યે લક્ષ્મી, સંત્યે શ્રેય, સંપે જંપ, ધર્મે જય ને પાપે ક્ષય. અંતે ધર્મ જ શ્રેષ્ઠાસને બેસશે!! ને અધર્મ ને અધર્મીને કાળાં કરવાં પડશે. પણ હમણાં તો 'ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ત્યાં કુશળ છેની?' પણ એ સર્વે ચાર દહાડાનુ ચાંદરણું ને ઘોર અંધારી રાત. સરકાર કદાચિત્ કોન્ગ્રેસપર ઈતરાજી કરશે. પણ તે ઠોકર ખાઇને ઠેકાણે આવશે. મનમાં તો સરકાર જાણે જ છે કે કોન્ગ્રેસ લાભકારી છે, પણ કેટલાક દુર્જનના ભેખમાં ભોળવાયતો ભોળવાય–બાકી ભોળવાય તેવા નથી. દુર્જનો કંઈ એવી ગેબી અંધેર પીછોડો ઓઢાડે છે તેથી તે ખરો માર્ગ ચુકી જાય તો નસીબ તેનાં ને આપણાં! પણ તે અંતે કહેશે કે 'હાય હાયરે! પાપી દુષ્ટો, તમે અમને ફસાવ્યા! રે એ અમારા કુપુત્રો કયાં ગયા! તેમનો મેં સંસર્ગ નહિ કરીને સત્યવાદી સુપુત્રોનો સંગ કીધો હોત તો કેવી હું સુખી થાત? ને આવી વિટંબણા વેઠવી તો ન પડત? રે એ કુપુત્રો, હવે જો આવે તો તેમને દેશ પાર કરૂં. અવિચારે વર્તવાથી આવી દશા ઘણી જલદીથી આવે. અહાહા! રંગ છે ચાટણીઆઓ, રંગ છે લટપટપંછી ચતુરસુજાણો!! તમે પણ ખૂબ ગડબડ મચાવી દીધી છે. પણ એમ તમે જશ મેળવવાના નથી. જશમાં તો જુના પુરાણા જુતિયા જ! ને એમ તમારો જય થવાનોએ નથી. જય તો કોન્ગ્રેસનો, જય રાજસમાજનો! જય સત્યનો! (સાંભળીને) અહાહા! કેવો

